# સિંદૂરી સમણાના લીલા ડંખ

ભવાની શંકર

હર્ષ પ્રકાશન
ફુવારા સામે, ગાંધી રોડ,
અમદાવાદ-૧

સિંદૂરી સમણાના લીલા ડંખ
નવલકથા



આવૃત્તિ : પહેલી : ૧૯૮૫
કિંમત : રૂા. ૩૬-૦૦



પ્રકાશક :
હર્ષદકુમાર ગોવિંદલાલ પટેલ
હર્ષ પ્રકાશન
ગાંધી રોડ, ફુવારા સામે,
અમદાવાદ-૩૮૦૦૦૧.

મુદ્રક :
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય
જુમ્મા મસ્જિદ સામે,
પાનકોરનાકા, અમદાવાદ-૧

Sinduri Samanana Leela Dankh
A Novel in Gujarati
by Bhavani Shan
Published by
Harsh Prakashan,
Opp. Fuvara; Gandhi Road; Ahmedabad-380 001

Price : Rs. 36-00




મારા બે બળુકા બાહુ જેવા
બે ભાઈઓ

તુલજાશંકર જોશી-બિપિન જોશી
અને તેમની ધર્મપત્નીઓ
સૌ. રંજન તથા સૌ. હંસાને

સપ્રેમ અર્પણ



## લેખકની કૃતિઓ

**નવલકથા**

પ્રીત થયા પહેલાં
ઝરમર શ્રાવણ
સૂરજ ઊગ્યો સમણાંને દેશ
સિંદૂરી સમણાના લીલા ડંખ

**પ્રેરક નિબંધિકાઓ**

ક્ષણનો સાદ (હવે પછી)

કોઈ ચોક્કસ પ્રયોજન તાકેલું હોવું એ નવલકથાનું કાર્ય ગણાય કે કેમ તે વિષે હું ઝાઝું જાણતો નથી; પણ એ વાત બોધકથાઓ માટે સાચી હોઈ શકે. જે થોડીક રાજકીય કે સામાજિક પ્રયોજન માટે લખાયેલી નવલકથાઓ છે તેને બાદ કરતાં, મારે મન, નવલકથાનું ખાસ પ્રયોજન તો તેમાં કહેવાતી કથા જ હોઈ શકે. કમસેકમ, મારા વિષે તો હું કહી શકું કે, વાર્તા લખવા પાછળ મારું પ્રયોજન સ-રસ વાર્તા સ-રસ રીતે કહી જવાનું જ હોય છે. વાર્તા યૌવનની હોય કે વૃદ્ધત્વની, સુખની હોય કે દુઃખની; પ્રેમની હોય કે વેરની; સિદ્ધિની હોય કે સંઘર્ષની, સફળતાની હોય કે નિષ્ફળતાની – પણ તે 'વાર્તા' હોવી જોઈએ. માનવીના જીવનની સંકુલતામાંથી જન્મતી એ વાર્તા હોય, આડંબરી ભાષા અને શૈલી કે કહેવાતાં પ્રતીકો અને કલ્પનોની જાળ ગૂંથ્યા વિના સરળ, રોચક રીતે કહી જવાતી હોય, વાચકના હૈયાને સ્પર્શી જતી હોય તો તે, મારે મન, પૂરતું છે.

આ પહેલાંની મારી નવલકથાઓની જેમ આ પણ વાર્તારસિક, રુચિયુક્ત વાચકોને તૃપ્ત કરશે તો તેને હું મારું અહોભાગ્ય માનીશ.

સુપ્રતિષ્ઠિત દૈનિક 'સંદેશ'ની રવિ.પૂર્તિમાં આ નવલકથાને હપ્તાવાર પ્રગટ કરવા બદલ પરમ આદરણીય મુરબ્બી શ્રી ચીમનભાઈ પટેલનો હું આભારી છું. પુસ્તકના છાપકામ અને સજાવટ પાછળ કાળજીભર્યો શ્રમ લેવા બદલ પ્રકાશક શ્રી હર્ષદકુમાર પટેલનો આભારી છું. કથાનું સ-રસ, ચિત્તાકર્ષક નામ શોધી આપવા બદલ ડૉ. શ્રી કાન્તિ રામીનો આભારી છું. 'સંદેશ'ના ફોટોકંપોઝ વિભાગના ભાઈ શ્રી મહેન્દ્રભાઈ અને અન્ય કર્મચારીઓનો પણ આભારી છું.

મને લખતો કરનાર અને લખતો રાખનાર મારા પ્રિય મિત્ર શ્રી મોહમ્મદ માંકડનો આભાર માનું તો આશા છે કે, તે માઠું નહિ લગાડે.

૫૨૪૬/૧ : વડવાળી મહેતા પોળ,
ઊભો ખાંચો : શાહપુર ચકલા,
અમદાવાદ–૩૮૦૦૦૧

—ભવાની શંકર

❁ વિશાળ સંખ્યામાં નવલકથા પર નવલકથા લખવાનું, ગમે તેમ પણ, મારાથી બની શક્યું નથી. પણ જે ચાર નવલકથાઓ લખી શક્યો છું તે વિશાળ સંખ્યામાં વાચકો, મિત્રો અને સમીક્ષકોના સાનુકૂળ પ્રતિભાવો પેદા કરી શકી છે તેનો દિલમાં ખૂબ ખૂબ આનંદ છે. એ આનંદ મને આપનાર ઘણામાંથી શક્ય તેટલાનો અહીં ઉલ્લેખ કરીને મારા દિલની આભારની લાગણીને વાચા આપું તો તે અનુચિત નહિ ગણાય.

❁ 'પ્રીત થયા પહેલાં' એ શ્રી. ભવાની શંકરની રહસ્યયુક્ત કથાવસ્તુવાળી રસભરી પ્રેમકથા છે. વિષયની મનોહર રજૂઆતને કારણે આ નવલકથા આસ્વાદ્ય બની છે...રહસ્યમય ઘટનાના સરસ નિરૂપણને કારણે તેમજ રોચક પ્રેમપ્રસંગોની જમાવટથી કથા આકર્ષક બની રહી છે...

—પ્રા. શ્રી. મધુસૂદન પારેખ –'પ્રિયદર્શી'
(૧૯૮૧ની સાલનું ગ્રંથસ્થ વાઙ્મય)

❁ તમારી આ પ્રથમ નવલકથા હોય તે માની શકાય તેમ જ નથી...બધાં પાત્રો સરસ, લાંબા સમય સુધી મનમાં રમ્યા કરે તેવાં સર્જ્યાં છે – અને તે પણ અજબ લાઘવપૂર્વક! જીવંત માણસો તો ઠીક, પણ રાયબહાદુરના ઘરના બગીચા પાસેથી પણ તમે સજીવ પાત્ર જેવું કામ લીધું છે...

— શ્રી. બિપીનભાઈ ત્રિવેદી
(માજી કમાન્ડર : હોમગાર્ડઝ : અમદાવાદ)

❁ 'ઝરમર શ્રાવણ'એ શ્રી. ભવાની શંકરની એક રસિક નવલકથા છે. વસ્તુ પ્રવાહ એક અને સીધો સાદો વહી જાય છે...વાર્તાકારે ઘટનાઓ સહજ રીતે યોજી છે, ઘટનાઓ આકર્ષક છે. વાર્તાકાર શૈલીના કશા આડંબર વિના રોચક રીતે સમગ્ર કથા–પ્રવાહ આલેખે છે. ગૌણ પાત્રોની રેખાઓ પણ તેમણે સરસ રીતે ઉપસાવી છે. (નાયક) અખિલની પ્રકૃતિની લીલાનાં ચિત્રો સુભગ બન્યાં છે. કોઈ



ખાસ પ્રયોજન તાક્યા વિના વાર્તાકારે એક મુગ્ધ યુવતીની મહેચ્છા, ઋજુ સ્વભાવ અને વિકાસની વાર્તારસિક વાચકોને રોચક બને તેવી સરસ કથા 'ઝરમર શ્રાવણ'માં રજૂ કરી છે.

—પ્રા. શ્રી. મધુસૂદન પારેખ–'પ્રિયદર્શી'
(૧૯૮૨ની સાલનું ગ્રંથસ્થ વાઙ્મય)

❁ 'ઝરમર શ્રાવણ' પૂરી કરી છે. શૈલીનું ઊંડાણ અને પરિપક્વતા તેમજ ભાષાની પ્રૌઢી જોતાં એને તમારી શરૂઆતની નવલકથા કહી શકાય તેમ નથી. પાત્રોની શતરંજ બહુ સરસ બિછાવી જાણી છે. તદ્દન બહિર્મુખ અને સંપૂર્ણ અંતર્મુખ એવાં વિરોધાભાસી પાત્રોના આલેખનમાં તમે સરખા જ સફળ થયા છો, સૌથી વધુ ગમતી વાત એ છે કે, વાચક પરની પકડ તમે ક્યાંય ગુમાવી નથી. બલ્કે કોઈ કોઈ પળે તો વાચકને પાત્રની સાથે જ શ્વાસ લેતો કરી દીધો છે...

—શ્રી. રજનીકુમાર પંડ્યા
(વાર્તાકાર અને 'ઝબકાર'ના સર્જક)

❁ 'ઝરમર શ્રાવણ' હેઝ સમથીંગ ધેટ હેઝ સરચાર્જ્ડ મી વીથ રેર ઈમોશન્સ. ઈટ્સ એ મૂવિંગ સ્ટોરી ઓફ એન એસ્થેટિક સોલ એટ ધ ક્રોસરોડઝ ઓફ લાઈફ એ ફાઈટ બીટ્વીન હોપ એન્ડ ડીસ્પેર વીધીન એ ડેલીકેટ એન્ડ સેન્સીટીવ હ્યુમન હાર્ટ. વીથ અટમોસ્ટ બ્રેવીટી એન્ડ સુપર્બ સેલ્ફકોન્ટ્રોલ યુ હેવ ડીલીનિએટેડ એ કેરેક્ટર (ઉષ્મા) ધેટ ઈઝ બીવીચીંગ એન્ડ બ્રેવ... વિધાઉટ એન્ટેગોની સ્ટિક ફોર્સિઝ એન્ડ યુઝ ઓફ મેની પોપ્યુલર ટેક્ટીક્સ, યુ હેડ એ ફર્મિડેબલ ટાસ્ક બીફોર યુ, એન્ડ યુ હેવ એકમ્પ્લીશ્ડ ઈટ – કોન્ગ્રેચ્યુલેશન્સ!

— પ્રા. શ્રી. હસમુખ ત્રિવેદી
(ઈંગ્લીશ ડિપાર્ટમેન્ટ : ગુજરાત કોલેજ)

❁ 'સૂરજ ઊગ્યો સમણાંને દેશ' વિષે : "...નિલીમા અને નિરાલી વચ્ચેના સંઘર્ષમાં કંઈ નવું ન હોવા છતાં, કથાનિરૂપણ,

# ❖ એક ❖

'વરસાદ અને પુરુષ બેય સરખી જાત!' દોડતી બસની બારીમાંથી બહાર જોતાં જોતાં ચારુને વિચાર આવ્યો. 'આજનો વરસાદ એવો જ હતો ને! મધરાતથી ઝઝુંબી રહ્યો'તો તે છેક સવારના આછા અજવાળેય વરસી ગયો ત્યારે જંપ્યો. ધીંગી ધારે ધરતીને ધોઈને સ્વચ્છ કરી ગયો, અને હવે તેને લૂછી-પોંછીને કોરી કરવા સૂરજ હાજર થઈ ગયો!'

તેને હસવું આવી ગયું, 'સ્ત્રીને માત્ર સર્જીને જ ઈશ્વરે કમાલ કરી છે. પુરુષની કઠોર ઉગ્રતા પર કેવી મુલાયમ લગામ પહેરાવી દીધી છે!'

ભીની સડક પર તડકો રમતિયાળ બન્યો હતો. સડકમાંથી ઊઠતી ભીની ઠંડકને જરાક ગરમાવીને વળતો પોતે ઠંડો થઈ જતો હતો-ઠંડો ઠંડો તોય હૂંફાળો. ધરતીની ગોદમાં આળોટીને આવતો હતો એટલે એવો લાગતો હશે? ગમે તેમ, પણ મનને તો એ ખૂબ ગમી જતો'તો.

પણ એ રમતિયાળ વિચારોએ અટકી જવું પડયું, ઊતરવાનું સ્ટૉપ આવી ગયું હતું. ટાવરમાં સાડાનવનો ટકોરો રણકયો, ને તેના પગ ધોયેલી–લૂછેલી સડકને અડકયા.

ફૂટપાથ પર ઊભી રહીને તેણે ઊંડો શ્વાસ લીધો. સરસ હવા હતી–ઠંડી ઠંડી ને ભીની ભીની. પર્સને ધીમે ધીમે કાંડા પર ઝુલાવતી તે ચાલવા લાગી. ત્રણેક મિનિટ ચાલીને તે ડાબી બાજુ વળી જશે, અને પછી ત્રણેક મિનિટ ચાલશે એટલે આવી જશે તેનું ડેસ્ટીનેશન, 'શિવમ્ મહિલા મંદિર અને લગ્નમંગલ'–તેની દિલોજાન સખી વિભાની એક અનોખી સંસ્થા.

વર્ષો પહેલાં પિતાએ સાવ નાનકડા પાયા પર શરૂ કરેલી, સ્ત્રીઓને રોજી આપતી એ સંસ્થાને વિકસાવીને સ્થિર કરવા પાછળ વિભાએ જાત ઘસી નાખી'તી; દિવસ કે રાત જોયા વિના લોહી અને પાણી એક કર્યું હતું.

જીવનના ઊઘડતા પરોઢે બંધાતી દોસ્તી પણ જીવનની પહેલી પ્રીત જેવી જ મધુર હોય છે–બલિષ્ઠ, ઉત્કટ અને ચિરંજીવ. ચારુ અને વિભાની દોસ્તી એવી હતી. ઘણાં વર્ષો વીતી ગયાં હતાં. તે વર્ષોએ બન્નેના જીવનના ઘણા રંગો પલટી નાખ્યા હતા. ઘણું ભાંગી–તૂટી ગયું હતું. પણ તેમની દોસ્તી અડીખમ ઊભી હતી.

ચારુ ડાબી તરફ વળી, અને એક ભભકદાર દુકાન પાસે ઊભી રહી ગઈ. શો–વિન્ડોમાં સુંદરસુંદર પોષાકો પહેરીને પ્લાસ્ટર ઑફ પૅરિસની આકર્ષક સુંદરીઓ ઊભી હતી. કેવી છટાથી ઊભી છે બધી ! પોષાકો ય કેવા અદ્દ્ભુત લાગે છે એમને ! આંખો પટપટાવતી ચારુ તેમની સામે જોઈ રહી. થોડી વાર ધ્યાનથી જોઈ રહી અને પછી પાછી ફરી.

બીજા બે–ચાર જણ ત્યાં ઊભા રહી ગયા હતા–ચારુને જોવા માટે, એ પણ પાછા ફરી ગયા.



'શિવમ્ મહિલા મંદિર–લગ્નમંગલ'નો મુલાકાતીઓ માટેનો રૂમ વટાવીને તેણે ઑફિસના બારણે ધીમા ટકોરા માર્યા.

'કમ ઈન,' અંદરથી અવાજ આવ્યો.

બારણું ધકેલીને ચારુ અંદર ગઈ, અને આંખોમાં સ્મિત રમાડતી વિભા સામે ઊભી રહી. આંખોમાં વિસ્મય અને મોં પર ખુશીનું હાસ્ય વેરતી વિભા એક પળ તેની સામે જોઈ રહી. અને તરત જ ખુરસીમાંથી ઊભી થઈ ગઈ.

'ઓહ, ચારુ !......અરે મારી મીઠડી, તું કેવી રીતે ભૂલી પડી ગઈ !'

'ભૂલી ન પડું, 'ભા,' મજેદાર સ્મિત કરતાં ચારુએ કહ્યું, 'હવે તો હું પણ મુંબઈનું પંખી છું !'

વિભા તેના ચાંદીની નકશી જેવા દાંત સામે જોઈ રહી.

'બરાબર છે, બરાબર છે,' તેણે કહ્યું અને ચારુને સામેની ખુરસીમાં બેસાડતાં પૂછ્યું, 'કાકી કેમ છે ?'

'મજામાં,' ચારુએ પર્સ ટેબલ પર મૂકયું.

'આખરે આવી ખરી !' વિભાએ હસતાં હસતાં કહ્યું, 'મારી ચારુડી મુંબઈમાં રહેવા આવી હોય અને દસ–દસ મહિના સુધી માત્ર ફોનથી જ વાતો કર્યા કરે એ કેવું વિચિત્ર ?'

'પણ હવે તો આવી ગઈ છું, હવે મહેણાં ન મારીશ.'

'રૂમ મળી ગઈ ?'

'હા, મળી ગઈ અને તેમાં રહેવા પણ જતાં રહ્યાં.'

'તો તો હજી તારે મહેણાં ખાવાનાં જ રહ્યાં. અલી, બદમાસ ! નવું ઘર શરૂ કર્યું ને સગ્ગી બહેનપણીને જમવા ય ન બોલાવી ?'

'આજે જ તૈયાર થઈ જા, તને લઈ જવા જ આવી છું. તારા માટે ખાસ ભોજન–સમારંભ ગોઠવી દઉં, બોલ.'

'થોડા દિવસ થોભી જા,' અચાનક ગંભીર થઈ જતાં વિભાએ કહ્યું, 'પછી ચોક્કસ આવીશ.'

'પણ હમણાં શી મુશ્કેલી છે?'

'ખાસ તો કંઈ નથી,' વિભાએ કહ્યું, 'પણ હમણાં હમણાં તબિયત મુશ્કેલી ઊભી કરવા માંડી છે.' કહેતાં જાણે તે જરા ઢીલી પડી ગઈ.

ચારુનો ચહેરો ગંભીર બની ગયો. વિભાના ચહેરા પર સાચે જ ફિકાશ લીંપાયેલી હતી. આંખો, ગરદન, હાથ–બધે જ ફિકાશ દેખાતી હતી. પીળી, નિસ્તેજ, લુખ્ખી ફિકાશ. તેને વિભાની ચિંતા થવા લાગી,

પણ તે છુપાવતાં તેણે કહ્યું, 'તારાથી ખવાય એવું જ કંઈક બનાવશું...'

'કંઈ ખવાતું નથી, ચારુ,' વિભાએ કહ્યું, 'ખાવાનું જોઈને જ કંઈક થઈ જાય છે!'

ચારુએ જોયું કે વિભાએ એક નિસાસાને દબાવી રાખવા કોશિશ કરી, પણ પૂરો દબાવી શકી નહોતી. તેને શંકા પડી–વિભાને કંઈ ગંભીર...

વિભા તરફ સહેજ ઝૂકતાં તેણે પૂછ્યું, 'ડૉક્ટરને બતાવ્યું?'

'બતાવવું છે,' ટેબલ પર પડેલા પેપર–વેઈટને ગોળ ગોળ ફેરવતાં વિભાએ કહ્યું, 'બતાવવાની જરૂર પણ છે. પણ ક્યારે જાઉં?'

'જો વિભા, તને સમય નથી મળતો એવું મને ન કહીશ! ગમે ત્યાંથી સમય કાઢ. આમાં બીજું કંઈ ચાલે જ નહિ...કામ, કામ, કામ–પણ કામ કરવા માટેય જીવતા તો રહેવું પડે ને?'

'તારી વાત સાચી, ચારુ. મેં પણ એમ જ નક્કી કર્યું છે. હવે વહેલી તકે ડૉક્ટર પાસે જઈ આવીશ, બસ?' થોડી વાર



થોભીને તે ચારુ સામે હસી અને કહ્યું, 'મારી વાત તો બહુ થઇ ગઈ. હવે તારી વાત કર. તારા શું નવીન છે?'

'નથીંગ ન્યૂ! બધું ટાઈમટેબલ મુજબ ચાલ્યા કરે છે–શિક્ષિકા છું ને! પરીક્ષાઓ પૂરી થઈ. અમારે પ્રાઈમરી સ્કૂલમાં પછી ખાસ કામ ન હોય. એટલે આ દસ–પંદર દિવસ વેકેશનનો ભાઈ, અને પછી દોઢ મહિનાનું કાયદેસરનું વેકેશન.' કહીને તે હસી પડી, 'અ ફ્રી બર્ડ, આઉટ ફોર ટુ મન્થ્સ!'

'અ લકી બર્ડ, ઓફકોર્સ!' વિભા પણ હસી, 'શું કરીશ, બે મહિના સુધી?'

ખુરશીમાં સહેજ લંબાઈને બેસતાં ચારુએ કહ્યું, 'અત્યારે તો વિચારું છું કે ક્યાંક કામચલાઉ નોકરી મળી જાય તો કરી લઉં. નવી નવી રૂમ વસાવી છે એટલે ખર્ચ પણ વધારે રહે છે: સ્કૂલનો પગાર પૂરો પડતો નથી. જો કે કાકી તો કહે છે કે, પૈસાની ચિંતા ન કરતી. તેમના ભાઈ પાસેથી જોઈતા પૈસા મળી રહેવાની તેમને ખાતરી ય છે, પણ મને આવી કોઈ નોકરી મળી જાય તો તેમણે માગવા જવું ન પડે ને!'

વિભા તેની સામે જોઈ રહી. બારીના કાચમાંથી ગળાઈને આવતો તડકો ચારુ પર પથરાઈ રહ્યો હતો; પગથી માથા સુધી આખા શરીરની જાણે બારીક ઝડતી લઈ રહ્યો હતો! પણ માખણ જેવી મુલાયમ, ગોરી, ચમકદાર ચામડીમાં ક્યાંય એકાદ નાનકડી યે ખામી જડવી અશક્ય હતી. તડકામાં તેની ત્વચાનું સોનું ઊલટું, અનેરી આભાથી ચળકી ઊઠતું હતું. અને ત્યાંથી પાછાં ફેંકાતાં કિરણો તેની આંખો પર પડતાં હતાં. કાળી કાળી લાંબી પાંપણોની પાછળ આછી સોનેરી ઝાંયવાળી રમતિયાળ કીકીઓ ગજબના કામણથી ભરેલી લાગતી હતી.

'તું શા માટે સ્કૂલની નોકરીમાં શક્તિ વેડફે છે, ચારુ?' વિભાએ એકાએક પૂછ્યું.

'તો બીજું શું કરું–કહે તો?'

'ગમે તે–ગમે તે, કંઈક સારો કમાણીવાળો વ્યવસાય...તારી પાસે ઘણું છે, ખરેખર. કોઈક સરસ વ્યવસાય શોધી કાઢ. પૈસાનું તો થઈ પડશે—'

ચારુ મોટેથી હસી પડી. હસતાં હસતાં તેણે કહ્યું, 'એ બધું તો ઠીક, 'ભા. મારું તો જે થવાનું હશે તે થશે. પણ લાગે છે કે, તારી કમાણી તગડી થતી જાય છે!'

'વાત સાવ ખોટી નથી,' વિભાએ કહ્યું, 'પણ તું માને છે એટલી કમાણી હજી વડી, પાપડ, અથાણાં ને ખાખરામાંથી થતી નથી. અલબત્ત, લગ્નબ્યૂરો શરૂ કર્યા પછી આવક થોડી વધી છે ખરી, પણ—'

તે બોલતી અટકી ગઈ અને બારણા તરફ જોયું. ચારુએ પણ પાછળ જોયું. બારણામાં એક ફાંકડો દેખાતો સુંદર યુવાન ઊભો હતો. તે અલકેશ હતો—વિભાનો નપાવટ ભાઈ. કાળાં ભમ્મર ઝુલ્ફાં અને ઠીક ઠીક ઊંચાઈ તેના સુંદર દેખાવને ઘણો આકર્ષક બનાવતાં હતાં. સદાય સિફતભર્યું હસતી આંખોમાં જબરી ચાલાકી તરવરતી હતી. એ બંને આંખો નાકની દાંડીથી એટલી નજીક ગોઠવાયેલી હતી કે તેને જોઈને ચારુને શિયાળ યાદ આવી જતું. ઘણી રીતે સુંદર દેખાતા એ માણસમાં પહેલેથી જ ચારુને કંઈક વિચિત્ર લાગતું હતું, કંઈક સૂગાઈ જવાય એવું. તેને વિચાર આવી ગયો–આ નકામા માણસને આટલો સુંદર દેખાવ આપીને કુદરતે કેવું કુપાત્રે દાન કર્યું છે!

કપાળમાં બે નેણ વચ્ચે કરચલી પાડીને તેણે અલકેશ સામે જોયું અને કહ્યું, 'કેમ છો, અલકેશ? મજામાં?'

'એ એક કામ માટે જ મેં આ પૃથ્વી પર પગ મૂક્યો છે—મજા કરવા!' ફિલ્મી છટાથી બારીને અઢેલીને આંખો ઝીણી કરતાં તેણે કહ્યું, 'મને એમ કે તને એ ખબર છે!'



'મારો એવો ખ્યાલ હતો કે તું મદ્રાસ ગયો છે—ફિલ્મમાં તકદીર અજમાવવા.' ચારુએ કહ્યું.

'ગયો હતો,' બેફિકરાઈ ભર્યા લહેકાથી બોલતાં તેણે કહ્યું, 'તારો ખ્યાલ ખોટો નથી.' અને હોઠના ખૂણા ભેગા કરી દબાવતાં બોલ્યો, 'અને પાછો પણ આવી ગયો છું.'

'કેમ, ત્યાં ન ફાવ્યું?'

'ફાવવાનો આપણને કદી પ્રશ્ન જ નથી હોતો. પ્રશ્ન હોય છે, માત્ર મજાનો. જ્યાં મજા ન હોય ત્યાંથી પાછા ફરી જવાનું—તાત્કાલિક!'

ચારુને કહી દેવાનું મન તો થઈ આવ્યું કે, સાચું જ ભસી મરને! તારી મજા એટલે વગર મહેનતના પૈસા. અને એવા પૈસા ત્યાં કોઈ કાકાએ આપ્યા નહિ એટલે લીલા તોરણે પાછો આવ્યો છે—વિભાના માથાનો દુખાવો બનવા!...પણ તે ચૂપ રહી.

પણ અલકેશ બોલ્યો, 'અને તું શું કરે છે? હજી પારકાં છોકરાંઓને પા–પા પગલી જ શીખવાડે છે?'

'મને એમાં જ 'મજા' આવે છે, અલકેશ.'

દયાની અદામાં મોંએથી ડચકારા બોલાવતાં અલકેશે માથું ધૂણાવ્યું. 'ઇટ્સ અ પીટી! તારા જેવી છોકરી જો મોડેલિંગની દુનિયામાં પગ મૂકે તો મહારાણી બની જાય...'

ચારુએ મોં મચકોડ્યું એટલે કાંડે બાંધેલી કીમતી ઘડિયાળમાં જોતાં તે બોલ્યો, 'હું જાઉં છું, વિભા, અગત્યની એપોઈન્ટમેન્ટ છે.'

અને ચારુ સામે હાથ ફરકાવી તે બહાર નીકળી ગયો. ચારુએ એક મોટો નિઃશ્વાસ મૂકીને છાતીમાં ભરાઈ ગયેલું કંઇક બહાર કાઢી નાખ્યું.

તેણે વિભા સામે જોયું એટલે સહેજ હસીને વિભાએ પૂછયું, 'ચારુ, તને એના પર આટલો અણગમો કેમ છે ?'

'આમ તો કોઈ કારણ નથી,' ચારુએ કહ્યું, 'અહીં રહીને એ માત્ર તારો ગેરલાભ જ ઊઠાવતો રહેશે. અને એ મારાથી સહન થઈ શકતું નથી.'

'એવું અત્યારે કંઈ નથી, ચારુ, ઊલટું, હું જ્યારે વધારે બીમાર થઈ જાઉં છું, ત્યારે બધો કારોબાર એ જ સંભાળે છે—'

'વધારે બીમાર ?' ચમકીને ચારુ બોલી ઊઠી, 'તું વધારે બીમાર થઈ જાય છે ભા ? મને તો તેં એટલું જ કહ્યું કે તને ભૂખ નથી લાગતી, કંઈ ખાવાની ઇચ્છા નથી થતી.' ટેબલ પર વધારે આગળ ઝૂકીને તેણે પૂછયું, 'સાચું કહે વિભા, તું શું છુપાવે છે ?'

'કંઈ નથી છુપાવતી, ચારુ,' વિભાએ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું, 'ફક્ત કોઈક વાર તબિયત વધારે લથડી જાય છે. ખૂબ ચક્કર આવે એટલે પથારીમાંથી ઊઠી શકાય નહિ. છાતીમાં દુખાવો ઉપડે ત્યારે શ્વાસ લેવો મુશ્કેલ થઈ જાય...ગભરામણ થઈ જાય...પણ એવું તો કોઈક વાર જ બને છે–વન્સ ઈન અ બ્લુ મૂન.'

'વન્સ ઈન અ બ્લુ મૂન !' તેના ચાળા પાડતી ચારુ બોલી, અને તેની સામે એક આંગળી ઊંચી કરતાં કહ્યું, 'હવે સાંભળી લે, વિભા. જો બે દિવસમાં તું ડોકટર પાસે ન ગઈ, તો ત્રીજે દિવસે હું તને ઘસડીને હોસ્પિટલ ભેગી કરી દઈશ !'

'રજનું ગજ શા માટે કરે છે, ચારુ ? હું ચોક્કસ ડોકટર પાસે જઈ આવીશ, બસ ?' અને સહેજ થોભીને ઉમેર્યું, 'હવે એટલું સારું છે કે, અલકેશ મારી ગેરહાજરીમાં કામ સંભાળતો થયો છે... અને લગ્નબ્યૂરોમાં આવતી સ્ત્રી–અસીલોને તો તે સાચે જ, ખુશ કરી દે છે.'



'તેમાં બિલકુલ શંકા નથી !' ચારુથી બોલી જવાયું. સ્ત્રીઓ પર જાદુ કરવાની તેની શક્તિના પરચા તેણે પહેલાં પણ જોયા હતા, અને વિભાએ ભલે તેને ન કહ્યું હોય, પણ તેને જાણવા મળ્યું હતું કે મદ્રાસની કોઈ મોટી કંપનીના સેલ્સ ઓફિસરની પત્નીને તેણે મુંબઈમાં જ ઝડપી હતી, અને તેની મધલાળ પાછળ જ મદ્રાસ દોડી ગયો હતો. પણ પાછું મુંબઈ આવવું પડયું હતું–મજા ન મળી એટલે.

'વિભા, મને તો હજી યે લાગે છે કે, તારી આ સંસ્થા તેના ભરોસે છોડી દેવામાં ડહાપણ નથી.' તેનાથી બોલ્યા વિના ન રહેવાયું.

'પણ હું બીજું શું કરી શકું તેમ છું ?' વિભાએ કહ્યું, 'જો મારે સાજા થવું હોય તો સારવાર લેવી પડે. એ પછી આરામ પણ લેવો પડે. અને એ બધું ખાસ્સો લાંબો સમય માગી લે. એટલો સમય આ સંસ્થા કોઈને ન સોંપું તો બંધ કરવી પડે. અને જેને એ સોંપી શકું એવું કોણ છે મારે ? એક અલકેશ, અને બીજી તું.' થોડી વાર મૌન રહીને તેણે પૂછયું, 'તારી આશા હું રાખી શકું ?'

'ના,' એક ભારે શ્વાસ મૂકતાં ચારુએ કહ્યું, 'આવો કોઈ વ્યવસાય મને સંઘરી ન શકે. હું મારાં ટાબરિયાંઓ સાથે જ ઠીક છું. તને કદાચ હું જૂનવાણી લાગતી હોઈશ, પણ સાચે જ મને બાળકો બહુ ગમે છે.'

'ના, ના, એમાં કંઈ જૂનવાણી નથી. બાળકો ગમવાં એમાં કંઈ ખોટું નથી...પણ આ તો મને એમ લાગ્યું કે, તારી પાસે જે અસામાન્ય મોહકતા છે તે કોઈ ગ્લેમરસ ફિલ્મમાં—'

ફળના ગુણ તેની છાલના રંગ ઉપરથી કળી ન શકાય. 'ભા !' હસી પડતાં ચારુએ કહ્યું, 'બહારથી ભલે હું ગાર્ડન ઓફ ઈડનના પેલા ઉન્માદક સફરજન જેવી દેખાતી હોઉં, અંદરથી હું ઘરેલુ સફરજન છું—શીતળ અને સ્વાસ્થ્યપ્રદ !'

'ગમે તેવું, પણ તું છે અદ્‌ભુત ફળ!' કહીને વિભા હસી પડી. ચારુના ગાલ રતુમડા થઈ ગયા. તે જવા માટે ઊભી થઈ, અને વિભાને પૂછ્યું:

'બોલ, પરમ દિવસે સાંજે મારે ત્યાં આવવાનું ફાવશે? રાત ત્યાં જ રહેજે. આપણને બંનેને કંપનીની જરૂર છે.'

સહેજ વિચાર કરીને વિભાએ કહ્યું, 'ભલે, પરમ દિવસ બરાબર છે. સાંજે હું આવી જઈશ. સરનામું મને લખી આપ. હું વહેલી જ આવી જઈશ, પણ કદાચ મોડું થાય તો માનજે કે રસ્તામાં ડૉક્ટર પાસે રોકાઈ છું. પણ હું આવું છું ચોક્કસ.'

પણ તે ન જઈ શકી. તે દિવસે સાંજ પહેલાં જ તેની તબિયત એકાએક બગડી. છાતીમાં સખત દુખાવો ઉપડયો. ચક્કર અને ઉબકાએ જોરદાર હુમલો કર્યો. સખત ગભરામણની સ્થિતિમાં ટેક્ષીમાં નાખીને અલકેશે તેને હોસ્પિટલમાં પહોંચાડી.

રાત્રે મોડેથી ફોન કરીને અલકેશે ચારુને ખબર આપ્યા; 'વિભાને ઈમર્જન્સી વોર્ડમાં રાખી છે. ડૉક્ટરો કહે છે કે, તેને હૉસ્પિટલમાં રાખવી પડશે. તને સમય મળે ત્યારે તેની પાસે જઈ આવજે. તને મળવાની એને ખૂબ ઇચ્છા છે.'

'હું સવારમાં જ જઈ આવીશ.' અદ્ધર શ્વાસે ચારુ બોલી ગઈ. ખરેખર, હવે જાતે જ વિભા પાસે જઈ ને તેને નજરે ન જુએ ત્યાં સુધી તેને ચેન પડવું અશક્ય હતું. અલકેશ તેને ગમતો નહોતો એટલે તેણે જે કહ્યું એ પણ ગમતું નહોતું–ભરોસો પડતો નહોતો.

સવારમાં ઝટપટ તૈયાર થઈને તે હૉસ્પિટલ જવા નીકળી ત્યારે આખે રસ્તે સારા–નરસા વિચારો મનને અડફેટે ચડાવતા રહ્યા. હૉસ્પિટલમાં પહોંચતાં તેને વિચાર આવ્યો–કમસેકમ વિભાની પથારી પાસે તો તેણે ચહેરાને સ્વસ્થ રાખવો જોઈએ. દરદી ખુદ ડરી જાય



એવો ચહેરો લઈને તેની પથારી પાસે ન બેસાય...વિભા પાસે એણે આનંદી દેખાવું જોઈએ.

જો કે આનંદી તો તે ન દેખાઈ શકી, પણ ચહેરા પરથી ગમગીનીને દૂર રાખી શકી, વિભાની પથારી પાસે જઈને તે ઊભી રહી. તેને જોઈને વિભાએ મોં મલકાવવા પ્રયત્ન કર્યો. ઓશીકા પર ઢળી ગયેલા, તવાઈને ક્ષીણ થઈ ગયેલા નિસ્તેજ ચહેરાને જોઈને મનમાં બળતરા થવા લાગી. પરાણે મોં મલકાવતી તે બાજુમાં સ્ટૂલ પર બેસી ગઈ. વિભાની આંખોમાંથી જાણે બધી ચમક ચાલી ગઈ હતી. ઘેનની દવાઓનો ભાર હજી તેના ડોળા ઉપરથી ઊતર્યો નહોતો.

વિભાએ એક હાથ ઊંચો કર્યો અને ચારુના હાથ ઉપર તે મૂકતાં કહ્યું, 'દરદ હૃદયમાં નીકળ્યું, ચારુ, મારા હૃદયનો એક વાલ્વ—'

'શાંતિથી સૂઈ રહે, 'ભા!' તેને અટકાવતાં ચારુએ કહ્યું, 'ડૉક્ટરે તને બોલવાની ના નથી કહી?' પછી થોડી વાર તેની સામે ચૂપચાપ જોઈને તેણે મોં મલકાવ્યું અને કહ્યું, 'હૃદયના વાલ્વની તકલીફ હવે કોઈ રોગ જ ગણાતી નથી, વિભા. તેનો ઈલાજ હવે તો તદ્દન હાથવગો અને સરળ બની ગયો છે.'

હકારમાં સહેજ માથું હલાવતાં વિભાએ કહ્યું, 'માધવ પણ પણ એવું જ કહે છે. મારી સારવારનો લગભગ બધો ભાર તેણે જ માથે લઈ લીધો છે.'

'માધવ?' કપાળમાં બે નેણ વચ્ચે કરચલી પાડતાં ચારુ બોલી, 'એ કોણ? અહીં ડૉક્ટર છે?'

'સર્જન છે.' વિભાએ ધીમેથી કહ્યું.

'અને તું તેને આમ ટૂંકા નામથી બોલાવે છે?' આનંદમિશ્રિત વિસ્મયથી આંખો પહોળી કરતાં તે બોલી ગઈ, 'તેની સાથે એવો સંબંધ છે?'

'હું તેને ઘણા વખતથી ઓળખું છું.' વિભાએ મોઘમ જવાબ

આપ્યો અને તેના નિસ્તેજ ચહેરા પર થોડુંક લોહી ધસી આવ્યું.

'મતલબ કે–' આનંદભર્યા અવાજે ચારુ બોલી ઊઠી, 'એવરી ક્લાઉડ હેઝ અ સિલ્વર લાઈનિંગ!'

વિભા શાંત પડી રહી એટલે ચારુએ ધીમા અવાજે પૂછ્યું, 'તારો એ માધવ શું કહે છે? એ તને કેટલા દિવસ અહીં સૂવડાવી રાખવા માગે છે?'

'ત્રણેક અઠવાડિયાં તો ખરાં જ.' વિભાએ કહ્યું, 'એટલે મને બહુ ચિંતા થતી હતી. પણ તું આવી ગઈ એ બહુ સારું થયું.'

થોડી વાર ચારુ સામે જોઈ રહીને તેણે આગળ કહ્યું, 'જો કે ફરી વાર તને કહેતાં મને શરમ થાય છે, પણ—'

'મારી હા છે!' તેને વચ્ચે જ અટકાવીને ચારુએ કહ્યું, 'બે મહિના સુધી મારે કંઈ કામ નથી, એટલે તેટલો સમય હું તારો કારોબાર સંભાળી શકીશ. તું નચિંત રહેજે.'

તેણે વચન તો આપી દીધું, છતાં એક તદ્દન નવા જ કામની કુલ જવાબદારી એકાએક માથે લઈ લેવી એ આનંદદાયક અનુભવ તો નહોતો લાગતો. પણ એમ ન કરે તો પછી એક જ વિકલ્પ ખુલ્લો રહેતો હતો—અલકેશ. પોતે ભલે એ કામ માટે જોઈતી આવડત ધરાવતી ન હોય, પણ પ્રામાણિક તો હતી. અને એટલે અલકેશ કરતાં વધારે યોગ્ય હતી.

પછી ઑફિસના કામ અને કામની પદ્ધતિ વિશે થોડીક, જરૂરી વાતો તેણે વિભાને પૂછી લીધી. વિભાએ વિગતો સમજાવી. અને છેલ્લે, અલકેશને ન છંછેડવાની સલાહ આપી.

ચારુએ જોયું કે, એટલી વાર બોલવાથી વિભા પાછી ખૂબ થાકી ગઈ હતી. તેનો ચહેરો પાછો ફિક્કો દેખાવા લાગ્યો હતો. તેણે માથું ઓશિકા પર એક બાજુ ઢાળી દીધું હતું. ચારુ ઊભી થઈ અને વૉર્ડમાંથી બહાર નીકળી ગઈ.





# બે

હૉસ્પિટલમાંથી બહાર આવતાં ચારુને યાદ આવ્યું કે એક–બે બાબતો વિભાને પૂછી લેવાનું રહી ગયું હતું. ખાસ કરીને એ કે, અલકેશ તેની સંસ્થામાં કયું કામ કરી શકે તેમ હતો? પણ ખેર, વિભાને પૂછ્યા વિના પણ તે જાણી શકે તેમ હતી. અને જાણ્યા પછી યોગ્ય નિર્ણય પણ લઈ શકે તેમ હતી. વિભાના વહીવટમાં તે ગમે તે કામ કરતો હોય, પોતાના વહીવટમાં તો તે એટલું જ કામ કરી શકશે જેટલું પોતે તેને કરવા દેશે...અને એક બાબતની તો પોતે પૂરી ચોંપ રાખશે, જે કામને પૈસા સાથે સંબંધ હોય તે કામ પર તો તેને હાથ નહિ જ મૂકવા દે–હાથ તો શું, આંગળી યે નહિ મૂકવા દે.

વિભા પર અલકેશ ભલે એવી છાપ પાડી શક્યો હોય કે તે સુધરી ગયો છે. વિભા અતિ ભલી છે, વળી પ્રેમાળ બહેન છે. પણ પોતે તે કદી માની શકશે નહિ. પાજી હોવા ઉપરાંત તે

એટલો જ ચાલાક છે—ચિત્તા જેવો. ને ચિત્તો એની ચામડીને શી રીતે બદલી શકે ? હા, તેનાં ચાઠાં જુદા પ્રકાશમાં જુદા પ્રકારનાં દેખાય એ બનવાજોગ છે; પણ એ હોય છે તો ખરાં જ.

* * *

બીજા દિવસે સવારે નવેક વાગતાં તો તે ઓફિસમાં જઈને બેસી ગઈ હતી. અજાણી જગ્યાએ એકલા હોવાનો એક ગભરાટ હોય છે. એવો જ ગભરાટ અજાણ્યા કામમાં એકલા હોવાથી પણ થાય છે. ચારુને પણ એવું થયું.

પણ હવે પાછાં પગલાં ભરવાનું શક્ય નહોતું; એવી જરૂર પણ નહોતી. કામને પહોંચી વળવા પોતે કમર કસીને જ આવી હતી. જે કરવાનું હતું તે હવે તેણે જ કરવાનું હતું. જે વિચારવાનું હતું તે તેણે જ વિચારવાનું હતું. વિભા એ ચિત્રમાંથી હવે બિલકુલ ખસી જતી હતી. તે તો હવે ગમે તે ઘડીએ ઓપરેશન ટેબલ પર હોઈ શકે છે. અને ત્યાં સૂતાં સૂતાં તેને એ વાતની ધરપત હોવી જોઈએ કે તેની ચિંતાઓ હવે ખૂબ વિશ્વાસપાત્ર અને માતબર હાથોએ સંભાળી લીધી છે...

જોરથી માથું ધુણાવીને તેણે વિચારોને થંભાવી દીધા. અહીં બેસીને તેણે વિચારો જ કરવાના નહોતા; કરવા જેવું કામ પણ અહીં હશે.

તેણે ટેબલનું ખાતું ખોલ્યું. તેમાં લાલ પૂંઠાનો એક ચોપડો સૌથી ઉપર પડ્યો હતો. તે બહાર કાઢીને તેણે ખોલ્યો. ઓહ, વિભાની આવક-જાવકનો હિસાબ ! તેની સદ્ધરતાનું સાચું ચિત્ર એમાં જ સંઘરાયેલું હશે...તેણે પાનાં ફેરવવા માંડયાં.

'અરે !' તેના મનમાં પડઘો પડ્યો. વિભાની સદ્ધરતા પોતે ધારતી હતી તેટલી નહોતી ! પૈસા અલબત્ત, આવતા હતા, પણ



એટલા જ જતા પણ હતા. આ ઓફિસનું ભાડું જ કેટલું બધું હતું ! વળી સંસ્થાનું કામ કરનાર સ્ત્રીઓને તે કેટલું બધું વળતર આપતી હતી ! કેટલી સ્ત્રીઓ જુદી જુદી ચીજો બનાવીને વિભાને વેચતી હતી ! અને વિભા તેની ખાસ્સી કિંમત ચૂકવતી હતી. હિસાબનો ચોપડો જ કહી બતાવતો હતો કે, પારકી મહેનત પર તાગડધિન્ના કરવા વિભા આ સંસ્થા ચલાવતી નહોતી. ઉધાર કરતાં જમાનું પાસું નજરે ચડી આવે એવું મોટું નહોતું. આસાનીથી તેનું ગુજરાન ચાલી શકે એટલો નફો બતાવીને ચોપડો સંતોષ માની લેતો હતો.

'અને છતાં અલકેશને પાંચસો ને સાતસો જેવી ધીંગી રકમો ચૂકવાયાની એન્ટ્રીઓ આમાં પડેલી છે !' ચારુની રૂપાળી કીકીઓ તંગ થઈને ચોપડામાં તાકી રહી. તેનું મગજ તમતમી ઊઠયું. જોર કરીને તેણે મનમાં ગાંઠ વાળી : 'હવેથી આવી એક પણ એન્ટ્રી આ ચોપડામાં પડશે નહિ !'

બારણે ટકોરા પડ્યા અને અવાજ આવ્યો, 'ટપાલ—વિભા-બહેન.'

ચારુ એકદમ ઊભી થઈ. બારણું ખેંચીને તે બહાર ગઈ. હાથમાંના કાગળો તેના તરફ ધરતાં ટપાલી આંખો પટપટાવતો રહ્યો. તેનું અચરજ પામી જતાં ચારુએ સ્મિત કરતાં કહ્યું, 'વિભા બીમાર છે એટલે હમણાં તેને બદલે હું અહીં કામ કરવાની છું...મારું નામ ચારુ.'

અંદર આવીને તેણે પત્રો વાંચવા માંડ્યા. ઘણા ખરા પત્રો સામાન્ય પૂછપરછના હતા, ટેલિફોનનું બિલ હતું, એક-બે પત્રો લગ્નમંગલના સભ્યોના હતા. ચારુએ તે પત્રો પહેલાં વાંચવા લીધા.

પહેલો પત્ર એક પુરુષનો હતો. બદલી થવાથી તે બે-ત્રણ



સિં. ૨

વર્ષ માટે મુંબઈ છોડી રહ્યો હતો. એટલે પત્રવ્યવહાર તેના નવા સરનામે કરવા તેમાં સૂચના હતી.

'ભલે. તમારું નવું સરનામું નોંધી લઉં છું.' સ્મિત કરતાં ચારુ બબડી અને પત્ર ટેબલ પર મૂકયો.

બીજો પત્ર એક સ્ત્રીનો હતો. સંસ્થાએ તેને જે બે પુરુષ ઉમેદવારોનો પરિચય કરાવ્યો હતો તેનાથી તેને બિલકુલ સંતોષ નહોતો. તેની ફરિયાદ હતી કે, જીવનસાથી અંગેની પોતાની અપેક્ષાઓ તેણે તદ્દન સ્પષ્ટ જણાવી હોવા છતાં સંસ્થા શા માટે એવા દમ વગરના માણસોને મળવામાં તેનો સમય વેડફાવે છે? સંસ્થા જો તેને યોગ્ય પુરુષ ન બતાવી શકતી હોય તો તેનું સભ્યપદ રદ થયેલું ગણી લેવું, વગેરે.

ચારુએ ફરી સ્મિત કર્યું. તે પત્ર ટેબલ પર મૂકયો અને બબડી. 'એવું તે કંઈ હોય, બહેનજી? નાહક નારાજ ન થઈ જાવ. તમારે જોઈએ તેવા દમવાળા મૂરતિયા તમને શોધી આપીશું...બાકી, આ તો લગ્નનો મામલો કહેવાય—ઉતાવળ ન ચાલે.'

તેને લાગ્યું કે, એ બહેનને તેણે જલદી જવાબ લખવો જોઈએ —સરસ મજાનો જવાબ. તે જવાબ લખવા લાગી. ખૂબ કાળજીથી વાક્યો ગોઠવી ગોઠવીને તેણે પત્ર પૂરો કર્યો, અને સહી કરવા જતી હતી ત્યાં બારણું ખૂલ્યું અને અલકેશ અંદર આવ્યો. સિફતભર્યું સ્મિત કરતો, ટેબલ પર સહેજ ઝૂકીને તે ઊભો રહ્યો, 'હલ્લો!'

સહેજ નજીક આવેલી તેની આંખો સામે જોતાં ચારુને પાછું શિયાળ યાદ આવી ગયું; લાલ પૂંઠાનો ચોપડો યાદ આવી ગયો; હમણાં જ પોતે મનમાં વાળેલી ગાંઠ યાદ આવી ગઈ.

પણ તેણે તેની સામે સ્મિત કર્યું—ફરજિયાત.

'અત્યારે હોસ્પિટલ થઈને જ આવ્યો,' ખુરશી પર બેસતાં



ણે કહ્યું, 'વિભોએ મને કહ્યું કે હવે તું આપણો આ ગઢ સંભાળતી છે...ગૂડ! એ પણ સારું થયું. જો કે તું ન આવી હોત તો ણ હું બધું સંભાળતો જ હતો, છતાં તારી હાજરી ઉપયોગી થઈ ડશે. આપણે ત્યાં સભ્ય બનવા પુરુષો પણ આવતા હોય છે—'

'હું સ્ત્રીઓને પણ સંભાળી લઈશ, અલકેશ,' તેને વચ્ચે જ ટકાવતાં ચારુએ કહ્યું, 'તારે કોઈની ય ચિંતા કરવાની રહેતી નથી.'

'ગૂડ, વેરી ગૂડ, વેરીવેરી ગૂડ!' ચારુએ મારેલો ચાબખો તે અડયો જ નથી એવો સફળ અભિનય કરતાં તે બોલી ઊઠ્યો, ને ખુરશી પરથી ઊભો થઈ ગયો.

'ભલે. તો પછી હું જાઉં છું. આમેય મારે બહાર એટલાં કામ હોય છે...સાંજે પાછો આવી જઈશ,' બારણું ખેંચી બહાર ીકળતાં તેણે કહ્યું, 'સો લોંગ!' અને ચાલ્યો ગયો.

થોડી વાર ચારુ એ બંધ બારણા સામે તાકી રહી.

અચાનક ટેલિફોન રણકી ઊઠ્યો. ઝટઝટ રીસીવર ઉપાડી તેણે ને માંડ્યું, પણ રોંગ નંબર નીકળ્યો. રીસીવર પાછું મૂકીને તેણે ડિયાળમાં જોયું—સાડાબાર! અને તેને યાદ આવી ગયું, પેટમાં ભૂખ ળીસ મરડી રહી હતી.

થોડી વાર વિચાર કરીને તેણે નિર્ણય કર્યો. ઘર એટલું દૂર હતું જમવા માટે જઈને પાછા આવતાં ઘણો સમય નીકળી જાય. સ્ટોરાંમાં જમી લેવું એ જ બરાબર હતું. અલબત્ત, જમવાનું ખર્ચ સંસ્થાને માથે નહિ નાખે. કાલથી તો જમવાનું ઘેરથી લઈને જ આવશે. એકાદ પુસ્તક પણ લેતી આવશે, અહીં સમય રહે છે, શાંતિથી ાંચી શકાશે...

તે ઊઠી. ઓફિસ બંધ કરી. બહારના બારણાને તાળું વાસ્યું, અને બહુ મોંઘું નહિ, છતાં કંઈક સારું ખાવાનું મળી જાય એવી રેસ્ટોરાં શોધતી ચાલવા લાગી.

એકાદ કલાકે તે પાછી ફરી. થોડી વાર ઓફિસની બારી ઊભી રહી. એકાએક તેનું ધ્યાન ઓફિસની અંદર પડતા એક રૂ બંધ બારણા તરફ ગયું. 'અરે. આ રૂમ તો મેં જોયો જ નથી બારણું ખોલીને તે અંદર ગઈ.

રૂમની બધી દીવાલો છાજલીઓ, ઘોડા અને કબાટથી ભ હતી. અને તે બધા જાતજાતની વાનગીઓથી ભરચક હતા. પાપડ, અથાણાં, ખાખરા, મસાલા–ચારુને યાદ આવી ગયું. આ જુદા જુદા ઘેર તૈયાર થઈને અહીં આવતું હશે. વિભા તેના ચૂકવતી હશે. અને અહીંથી પાછું તે બધું ક્યાંક વેચાવા માટે હશે...એ સાંકળ વિષેની મહત્ત્વની વાત જ વિભા પાસેથી સમજવ રહી ગઈ. પણ કંઈ વાંધો નહિ. તેને લગતી કંઈક નોંધ તો ઓ માંથી મળી રહેશે...

રૂમ બંધ કરીને તે પાછી ઓફિસમાં આવી, અને ફાઈલ એક કેબિનેટ પાસે ગઈ. થોડીક ફાઈલો આઘીપાછી કરીને તેણે જ ફાઈલ શોધી કાઢી અને ખુરસીમાં બેસી ધ્યાનથી જોવા લાગી.

અચાનક ઓફિસની બહાર કોઈનાં ભારે પગલાં સંભળ કુતૂહલથી તેણે બંધ બારણા પર આંખો ઠેરવી–હમણાં ત્યાં ટકોરા પ

ધમધમતાં પગલાં બારણા સુધી આવ્યાં, અને બારણે ટ પડવાને બદલે તે એટલા જોરથી ઊઘડયું કે હવામાં એક જોર સન્નાટો પેદા થઈ ગયો, ટેબલ પર ફાઈલના કાગળો ઊંચા થઈ ગ

અને એક ઊંચો, પાતળો આદમી અંદર ધસી આવ્યો. ચારુ જોયું, તેની આંખો ઉશ્કેરાટથી પહોળી થઈ ગઈ હતી. હોઠ સા સામે ભીડાઈ ગયા હતા. સડસડાટ તે અંદર આવ્યો અને ચાર સામે તાકતો ટેબલ પાસે ઊભો રહ્યો. તેના હાથની મુઠ્ઠીઓ ઉઘા બંધ થઈ રહી હતી.

ચારુએ તેની સામે જોયું. તેની આંખમાંથી ક્રોધના તણ



તા હતા. દબાવેલાં જડબાં સખત થઈ ગયાં હતાં. તે ઊંચો હોવા થી એટલો પાતળો પણ હતો કે, ખરેખર હતો તેના કરતાં વધારે ચો લાગતો હતો.

'તમારી ટોળકીમાં તમે કયું સ્થાન શોભાવો છો, મેડમ?' શે ધીમા, સંયત અવાજે બોલવા પ્રયત્ન કર્યો. છતાં સ્પષ્ટ દેખાઈ વતું હતું કે એ સંયમ તે ભારે પ્રયત્નપૂર્વક રાખી રહ્યો હતો.

'ચહેરે–મહોરે આવા સુંદર દેખાતા લોકો હકીકતમાં કેવા ધંધા ાવી રહ્યા છે તેની ખબર પોલીસને હજી કેમ પડી નથી એ જ ાઈની વાત છે!' એકાદ પળ શ્વાસ ખાવા થોભીને તે આગળ લ્યો, 'પણ કંઈ વાંધો નહિ. હવે પોલીસ જ અહીં આવી જશે ું લઈ આવીશ તેને!'

ધ્રૂજવા લાગેલા હોઠને ફરી સ્વસ્થ કરતાં તે બોલ્યો, 'તમારા ા કૌભાંડના દિવસો હવે ભરાઈ ગયા છે...લગ્ન–મંગલ! વાહ! ું મંગલ કરી રહ્યાં છો તમે ભેગાં થઈને?'

તે બોલતો બંધ થઈ ગયો. જાણે દબાવી રાખેલા ધૂંધવાટનો ઠ હપ્તો બહાર નીકળી ગયો.

અને ખૂબ શાંતિથી ચારુએ કહેવાનું શરૂ કર્યું, 'શ્રીમાન, આપ દ ઉશ્કેરાયેલા છો, અને તેનું કોઈક કારણ પણ હશે. પણ મારે ાપને એ કહેવાનું છે કે, એ કારણ હું હજી જાણતી નથી. એટલું નહિ, આપ શાની વાત કરો છો એ પણ હું સમજી શકતી નથી, ાં કંઈ જવાબ શી રીતે આપું?'

એક ક્ષણ તે અટકી. આગંતુક ચૂપ રહ્યો એટલે તે બોલી, આપનું નામ કહેશો?'

'સિદ્ધાર્થ–ડોક્ટર સિદ્ધાર્થ ખારાવાલા. અને હું મારી બહેન ાતી વાત કરું છું.' શબ્દો પર ખાસ્સો ભાર મૂકતાં ડોકટરે કહ્યું. ો અવાજ હજી સખ્તાઈથી ભરેલો હતો.

પણ હજી ચારુ કંઈ સમજી શકે તેમ નહોતું. ડૉક્ટરે ધ હશે તેવા કોઈ ફેરફાર તેના ચહેરા પર દેખાયા નહિ એટલે તે રોષ ફરી ભભૂક્યો.

'ભારે રીઢા ગુનેગાર લાગો છો, મેડમ! બાકી તમારી લેભાગુ સંસ્થામાં કંઈ એટલા બધા સભ્યો તો નહિ જ હોય કોઈને તમે યાદ ન રાખી શકો.'

'પણ મહેરબાન–'

'પણ–બણ કશું મારે સાંભળવું નથી,' હાથની મુઠ્ઠીઓ વાળ પાછી ઊઘાડી નાખતાં તેણે કહ્યું, 'અને મહેરબાની તમને મળવ નથી...તમારા ધંધા જોતાં તમે મહેરબાનીને નહિ, સખતમાં સ સજાને લાયક છો!'

'બીજી કોઈ મહેરબાની ન કરો તો ભલે, પણ અમારી બાબતને આપ આવો ખતરનાક ગુનો ગણાવો છો એ કહેશો પણ તેને હું મહેરબાની સમજીશ.' ચારુએ શાંતિ ટકાવી રાખી.

'એ મારે તમને કહેવું પડશે એમ?' તે બરાડી ઊઠ 'મોટા ચોરે મોટી શાહુકારી દેખાડવી પડે એવો નિયમ છે? સાંભળી લો. તમે મારી બહેન રૂપાને તમારી લગ્નસંસ્થાની સ બનાવી દીધી–એક સગીર છોકરીને. એ શાહુકારી છે? એટલું નહિ, પછી તમે તેને એક એવા માણસના ફંદામાં નાખી દીધી એક નંબરનો ડામીજ છે!'

'હેં? ડામીજ?' ચારુ ચોંકી ગઈ.

'પણ કદાચ, તમે એવાને જ સજ્જન ગણતા હશો. એવા આધાર પર જ તમારો ધંધો ચાલતો હોય એટલે–સમજી શકાય એ છે. ને એ પણ જાણી લો કે તમારા એ 'સજ્જન' મળતિયા મારી બહેન પાસેથી યેનકેન પ્રકારેણ નાણાં ખંખેરવા માંડયાં છે–



'તમારી બહેન તેને પૈસા આપે છે?' આશ્ચર્યથી ચારુ બોલી ઊઠી.

'રોકડાં પૈસા નહિ, કિંમતી ભેટો. છાશવારે મોંઘી મોંઘી ચીજો ભેટ તરીકે પડાવતા જવું એ કદાચ, તમારી આચારસંહિતામાં ઉત્તમ આચાર ગણાતો હશે. પણ એ ફરેબ છે. મિત્રતા ને પ્રેમનો ખોટો ડોળ કરી એક સગીર છોકરી સાથે છેતરપીંડી કરવી તે ગુનો ગણાય છે એ જાણો છો તમે?'

હવે વાત કંઈક સ્પષ્ટ થઈ. તેના આટલા બધા રોષનું મૂળ ચારુને સમજાવા લાગ્યું. પણ ચિત્ર હજી જોઈએ તેટલું સ્પષ્ટ નહોતું.

તેણે કહ્યું, 'તો આપ એમ કહો છો કે એ માણસ સાથે તમારી બહેનને અમારી સંસ્થાએ જોડી આપી છે?'

'તમારામાં સમજશક્તિ તો લાગે છે!'

'હા, તમારી બહેન કરતાં થોડી વધારે!' ચારુએ સામો ચાબખો માર્યો. પણ તરત જ ઉમેર્યું, 'પણ કોઇ યુવતી લગ્ન માટે યોગ્ય પાત્ર શોધતી અમારી પાસે આવે, અને અમે–'

'સગીર છોકરી?' તે વચ્ચે જ બરાડી ઊઠયો, 'તમે સગીર છોકરીઓનાં લગ્ન કરાવો છો? કાયદા તમારા ખિસ્સામાં રહે છે કે શું?... ઊલટું, જો તમે ખરેખર સજ્જન હોત તો તેને પકડીને મારે ઘેર મૂકી ગયાં હોત.'

ચારુને વિચાર આવી ગયો–તેની વાત સાચી હતી. એમ જ કરવું જોઈએ. પોતે તો ચોક્કસ એમ જ કર્યું હોત...તેને એ સમજાતું નહોતું કે વિભાએ તે સગીર છોકરીને સભ્ય બનાવી શી રીતે? અને એથી ય મોટો પ્રશ્ન એ હતો કે પેલો 'ડામીજ' કોણ હતો?

તેણે ડૉક્ટર સામે જોયું. તેની આંખોના ખૂણા હજી લાલ હતા.

'આપની બહેન પાસેથી ભેટો પડાવનાર એ માણસનું નામ કહી શકશો ?' તેણે પૂછ્યું.

'કલ્પેશ ભાટિયા.'

'કલ–પેશ...ભાટિયા !' ચારુ વિચારમાં બબડી.

'વાહ ! એ નામ પણ તમને યાદ નથી, ખરુંને ?' સિદ્ધાર્થ તતડી ઊઠયો, 'દાદ આપવી પડશે તમને !'

'માફ કરજો, ડૉકટર,' ચારુએ સ્વસ્થતાથી કહ્યું, 'હું તો ખાલી વિચારમાં એ બોલી ગઈ હતી...પણ તમે નાહક અમારા પર ક્રોધ ઠાલવી રહ્યા છો. મને પૂરું સમજવા તો દો. મને સાંભળો તો ખરા.'

'સાંભળવાનું મારે નથી. સાંભળવા માટે હું અહીં આવ્યો પણ નથી. તમે સાંભળી લો કે, તમારી આ સંસ્થા ગુનેગારોની જમાત છે. તમે ધનવાન, નાદાન છોકરીઓને ભોળવીને, ફસાવીને પૈસા પડાવો છો...'

ચારુ થોડી વાર તેની સામે જોઈ રહી. એ માણસ માટે તેને સહાનુભૂતિ થઈ આવતી હતી, અને સાથે જ તેનો ડર લાગતો હતો. છતાં તે આટલી સ્વસ્થ રહી શકી હતી તેની તેને જ નવાઈ લાગતી હતી.

તેણે કહ્યું, 'શ્રીમાન, આપની બહેનની બાબતમાં ખરેખર શું બન્યું છે એ મને પૂરેપૂરું જણાવો તો જ હું કંઈક વિચારી શકું. હું આપને ખાતરી આપું છું કે અમારી સંસ્થા ખરેખર એક પ્રતિષ્ઠિત સંસ્થા છે. તેમાં આવો કોઈ બનાવ કદી પણ બન્યો નથી–'

'તો આને પહેલો બનાવ માની શકો છો,' તેણે હોઠ કરડતાં કહ્યું, 'પહેલો અને છેલ્લો–કારણ કે હવે આ સંસ્થા જ નહિ રહે.'

'તમે વધારે પડતા ઉશ્કેરાયેલા છો એટલે ગમે તેમ બોલી



શકો છો, ડૉકટર. બાકી અમે અમારા દરેક નવા સભ્યની પૂરી ચકાસણી કરીએ જ છીએ.'

'તો પછી આ કલ્પેશ ભાટિયા તમારી સંસ્થામાં કેવી રીતે પેસી શકયો ?' તે ગર્જી ઊઠયો, 'કે પછી ખાસ ગઠિયાઓને તમે તમારા કાયમી સભ્ય તરીકે નોંધી જ રાખો છો ?'

'બસ, બસ, ડૉકટર !' અવાજને જરા ઊંચો કરતાં ચારુએ કહ્યું, 'બહુ બોલી ચૂકયા તમે. એક શિક્ષિત, પ્રતિષ્ઠિત ડૉકટરને ન છાજે એવું બોલી ચૂકયા તમે. અને હું બધું સાંભળી લઉં છું તેનો ગેરલાભ ન ઉઠાવો.' એકાદ ક્ષણ ચૂપ રહીને તેણે ફરી કહ્યું, 'અમે દરેક સભ્યની પૂરી ચકાસણી કરીએ જ છીએ. પણ તેની યે એક મર્યાદા હોય છે. અમે કોઈ જાસૂસી સંસ્થા નથી ચલાવતા કે બધાની પાછળ ચોવીસે ય કલાક છૂપા પહેરા ગોઠવી શકીએ. જો તમારી બહેન બેજવાબદાર બની ગઈ હોય, અને કલ્પેશ ભાટિયા પાછળ પૈસા વેડફવા માંડી હોય તો વાજબી રસ્તો એ છે કે તમે તમારી બહેન સાથે વાત કરો; તે કલ્પેશને ભેટો આપ્યા કરે એ તમને પસંદ ન હોય તો તેને અટકાવી દો.'

'પ્રસંગોપાત ભેટો લેવી તેને ભલે તમે ગંભીર કે અનિચ્છનીય ન ગણો, મેડમ ! પણ આજે કોઈ કિંમતી ભેટ લેવી અને કાલે તે વેચીને રોકડા કરી લેવા તેને શું ગણો છો–સદાચાર ? એ કલ્પેશના બચ્ચાએ એ જ ધંધો કર્યો છે...'

'કલ–પેશ !' ચારુના મનમાં ફરી પડઘો પડયો. એક શંકા પડી.

'કલ–પેશ !' અને એક ઝબકારો થયો, 'અલ–કેશ !'

'ઓહ !' તેની શંકા એક સંભવિતતા બનવા લાગી.

તેણે એકદમ પૂછ્યું, ''તમને ચોક્કસ ખાતરી છે કે તમારી બહેનને તેનો પરિચય આ સંસ્થા દ્વારા જ થયો છે ?'

બેશક ! અને આ સંસ્થા દ્વારા થયેલો એ છેલ્લો પરિચય હશે. હું સીધો પોલીસ સ્ટેશને જ જાઉં છું !' કહીને તે પાગલની જેમ ઊભો થઈ ગયો. ખુરશી દૂર ફંગોળાઈ ગઈ.

ફાળ ખાઈને ચારુ ઊભી થઈ ગઈ. આવેશ અને ગભરાટથી તેનું શરીર કંપી રહ્યું હતું.

'ડૉક્ટર !' તે જોરથી બોલી ઊઠી, 'પ્લીઝ, ડૉક્ટર, સહેજ તો વિચાર કરો–તમે કેવો અનર્થ કરી રહ્યા છો ?'

'એ હું કરીને જ રહીશ !' તેણે કહ્યું, અને બારણા તરફ ઉપડયો.

'ના, ડૉક્ટર ! તમે–'

જોરથી બારણું ખોલીને તે બહાર નીકળી ગયો. બારણું ધડાક કરતું બંધ થઈ ગયું.

એક પળ ચારુને તેની પાછળ દોડીને તેને રોકવાનો વિચાર આવી ગયો. એક વાર ફરી સમજાવવાનો વિચાર આવી ગયો. પણ તે દોડી ન શકી. ઊભી હતી ત્યાંથી ખસી પણ ન શકી.



## ❖ ત્રણ ❖

ધડાક્ કરતાં બંધ થઈ ગયેલાં બારણા પર ચારુની નજર ચોંટી ગઈ. પછી ધીમે ધીમે તે નજર હાલી, બારણા પરથી સરકતી સરકતી છેક તેના પગ પાસે પહોંચી અને ત્યાં સ્થિર થઈ ગઈ.

માથાને એક હળવો ઝાટકો આપીને તેણે નજર ઊંચી કરી. છાતીમાં રુંધાઈ રહેલા શ્વાસને જોરથી બહાર કાઢી નાખ્યો. મન કંઈક સચેત થયું, બહેર મારી ગયેલું મગજ ફરી ચાલતું થયું. મગજમાં પ્રશ્નો ઝબકવા માંડયા.

'હાય, ભગવાન ! હવે શું થશે ?'

'કેવી રીતે બની ગયું આ બધું ?'

'સિદ્ધાર્થનું હવે શું કરવું ? કેવી રીતે રોકવો તેને ?... ભારે અનર્થ થઈ જશે–બિચ્ચારી વિભા...'

'શું કરું ? હવે હું શું કરું ?...'

પણ માત્ર પ્રશ્નો જ. એકેયનો જવાબ તેને

સૂઝતો નહોતો. જવાબ શોધવાનો દરેક પ્રયત્ન એક નવો પ્રશ્ન લાવી મૂકતો હતો.

ભારે બળતરાપૂર્વક તે વિચારી રહી. જેમ જેમ વિચારતી ગઈ તેમ તેમ તેને લાગતું ગયું, અલકેશ જ કલ્પેશના સ્વાંગમાં આ શેતાની રમત રમી ગયો હતો. અલકેશ જ કલ્પેશ હતો–તેનું મન બીજી કોઈ વાત સ્વીકારવા તૈયાર નહોતું.

લમણે હાથ દઈને તે ખુરશીમાં બેસી ગઈ. મન પ્રશ્નો ઊભા કરતું રહ્યું :

'પણ વિભાએ આ બધું કેમ થવા દીધું ?'

'રૂપાને તેણે સંસ્થાની સભ્ય બનાવી કેવી રીતે ? રૂપા સગીર હોવા છતાં ?'

'...અને પોતાના નાલાયક ભાઈને એ ઓળખતી નહોતી ? શા માટે આટલો બધો પેસવા દીધો તેને સંસ્થામાં ?'...

'પણ...વિભાનો એમાં વાંક નહિ હોય–ન જ હોય તેનો વાંક. તેને તો હું બરાબર ઓળખું છું. તે એવું કદી ન કરે.'

'તો પછી આ બન્યું કેવી રીતે ?'

બસ. ત્યાંથી આગળ કંઈ સમજાતું નહોતું, જવાબ મળતો નહોતો ને પ્રશ્ન મનમાંથી ખસતો નહોતો; બેચેની મનમાં ઘેરી ને ઘેરી ઘૂંટાતી જતી'તી.

પરેશાન–પરેશાન તે રૂમમાં ફરતી રહી, આ છેડેથી પેલે છેડે ને પેલે છેડેથી આ છેડે...ડૉક્ટર સિદ્ધાર્થ ખારાવાલા ! ખતરનાક ઝનૂની માણસ ! ખતરનાક ધમકી આપીને ચાલ્યો ગયો હતો. એ ધમકીનો અમલ કરે તો ?...અંદરથી તે સહેજ ધ્રૂજી ઊઠી, સમસમી ગઈ; આંખો મીંચીને બેસી રહી.



સૌથી મોટી કરુણા એ હતી કે સિદ્ધાર્થને રોકવાનો કોઈ ઉપાય તેની પાસે નહોતો–ખરેખર, અત્યારે તો નહોતો જ...

'અલકેશ !' ધિક્કારથી તેનું મન ભરાઈ ગયું, 'બદમાશ ! સગી બહેનનું સત્યાનાશ વાળી નાખશે !'

અને જોરથી બારણું ખોલતો અલકેશ અંદર ધસી આવ્યો.

ચારુના પગ થંભી ગયા. આંખો અલકેશને તાકી રહી. તેનો ચહેરો કોઈક તૃપ્તિભર્યા આનંદથી ઊભરાતો હતો.

'હલ્લો, ચારુ !' તેણે કૃત્રિમ ચળકાટભરી છટા બતાવી.

ચારુ ચૂપચાપ તેના મોં સામે તાકી રહી, 'આ પિત્તળ કેટલું ચળકાટ મારે છે !' તેને વિચાર આવી ગયો, 'કેટલાંને બરબાદ કરશે એ ચળકાટ ?'

'શા વિચારમાં છે આટલી બધી ?' ખુરસી ખેંચીને તેના હાથા પર અદાથી બેસતાં અલકેશે પૂછ્યું, 'કે કંઈ ઉલઝનમાં છે ?'

'બિલકુલ નહિ' મન પર કાબૂ લઈ લેતાં રુક્ષ અવાજે ચારુએ કહ્યું.

'ઘેટ્સ ગુડ !' હોઠ દબાવતાં અલકેશ બોલ્યો, 'પહેલો દિવસ કેવો ગયો ? ફાઈન ?'

'બિલકુલ નહિ.'

'કેમ ? કંઈ ખરાબ બન્યું ?'

'ઘણું.'

હવે અલકેશ જરા ચમક્યો–ચારુના ચહેરા અને અવાજની એ નરી રુક્ષતાનો કંઈક અર્થ થતો હતો ! અને તે ઊભો થઈ ગયો, કંઈક અજાણ્યા ભયના સંચારથી જાણે ચિત્તો સાવધ થઈ ગયો, કંઈક બની ગયાની, કંઈક ન બનવા જેવું બની ગયાની તેને ગંધ આવી ગઈ.

'શું થયું છે, ચારુ ? હું કંઈ મદદ કરી શકું ?' સાવચેતી-પૂર્વક તેણે પૂછ્યું.

'તારી મદદ વિના જ આ સંસ્થા સારી રીતે ચાલશે, અલકેશ.'

'મારા વિષે તારો અભિપ્રાય તું છુપાવતી પણ નથી ! કહેવું પડે !'

'ને એ માટે તને શરમ પણ નથી આવતી ? કહેવું પડે !'

'શા માટે ?...તારે સમજવું જોઈએ ચારુ, કે દુનિયા બહુ વિશાળ છે, દરિયા જેવી. અને દરિયામાં કંઈ તું એક જ માછલી ન હોઈ શકે.'

'મારે એ જ કહેવાનું છે, અલકેશ, દરિયામાં અસંખ્ય માછલીઓ હોય છે, અને તેમાંની એક રૂપાળી માછલીનું નામ છે રૂપા–રૂપા ખારાવાલા.'

'ઓહ !' અલકેશના મોંએથી જાણે તેની જાણ બહાર ઉદ્‌ગાર નીકળી ગયો. તેની આંખોમાં એક ઝડપી હિલચાલ થઈ ગઈ—એક પલકારા જેટલી વાર.

પણ એટલી વાર ચારુ માટે પૂરતી હતી. તેની તકેદાર આંખોએ તે હિલચાલ નોંધી લીધી. અને તેને પોતાની માન્યતામાંથી રહી સહી શંકા પણ ચાલી ગઈ. વાત હવે દીવા જેવી સ્પષ્ટ હતી.

તેણે કહ્યું, 'તું રૂપાને ઓળખે છે કે કેમ એ હું તને પૂછવાની નથી. તું તેને સારી રીતે ઓળખે છે.'

'બરાબર છે,' બેફિકર હોવાનો અલકેશનો અભિનય હજી ચાલુ હતો.

'અને તેની સાથે કપટ કરીને કિંમતી ભેટો પડાવવી એ પણ બરાબર છે ને ?'



'એ તો—ભેટો તો—'

'વેચી નંખાય, સેંકડા રૂપિયામાં ફેરવી શકાય—બરાબરને ?' ચારુનો અવાજ આપોઆપ સખ્તાઈ પકડી રહ્યો હતો.

'તો–શું રૂપાને એ ખબર પડી ગઈ છે ?' બેફિકરાઈનો નકાબ હવે તેના ચહેરા પરથી સરકી ગયો.

'ખબર રૂપાના ભાઈને પડી ગઈ છે,' ચારુએ અવાજમાં ભાર ઉમેર્યો, 'તેનો અર્થ એ થાય કે રૂપાને પણ ખબર પડી ગઈ છે,'

'પણ તું પૂરી વાત જ જાણતી નથી,' ગળામાં બાઝી જતી ખરરીને ખોંખારીને સાફ કરતાં અલકેશે કહ્યું, 'મારો જન્મદિવસ હતો એટલે તેણે મને ભેટ આપી. તેમાં—'

'કેટલા દિવસ થયા, અલકેશ ?'

'પરમ દિવસની જ વાત છે. બે દિવસ પહેલાં જ.'

'તારો જન્મદિવસ આ મહિનામાં નથી આવતો, અલકેશ, મને એ ખબર છે !' ચારુને ખરેખર એ ખબર નહોતી, પણ તેનું જૂઠાણું સાચું પડી ગયું.

'એ–એ કંઈ એવી મહત્ત્વની વાત નથી. ભેટનું તો એવું છે ને–ગમે તે બહાને આપી શકાય...અને એ કંઈ એવી કીંમતી ભેટ નહોતી...'

'પણ વિભાની આબરૂ, તેનો ધંધો, તેની જિંદગી તો કિંમતી છે, છે ને ?' જે ખતરાનું પોતે તેને સૂચન આપવા માગતી હતી તે તેના મનમાં ઊતરે તેની રાહ જોતી તે થોડી વાર ચૂપ રહી. પછી તેણે કહ્યું :

'વિભાએ તારી ઓળખાણ એ છોકરી સાથે કેમ કરાવી એ જ મને સમજાતું નથી.'

'ના, એવું નથી. વિભાએ એમાં કંઈ નથી કર્યું.'

'એનો અર્થ એ કે તેં જાતે જ એ કર્યું', વિભાના વિશ્વાસનો ગેરલાભ ઉઠાવ્યો, તેની જાણ બહાર તું એ છોકરીને મળવા લાગ્યો!

'હા!'

'શા માટે?' ચારુના અવાજમાં અધિકારનો રણકો ભળ્યો.

જરાક છોભીલો પડતાં અલકેશે કહ્યું, 'આઈ એમ સોરી! પણ રૂપા ખરેખર બહુ સુંદર છોકરી છે. તેને જોયા પછી હાથ જોડી બેસી રહેવાનું કેટલું મુશ્કેલ છે એ તને નહિ સમજાય,'

'તેં તેને ક્યાં જોઈ હતી?'

'અહીં ઓફિસમાં જ. તે પહેલી વાર અહીં આવી ત્યારે મેં પહેલીવાર તેને જોઈ, અને...મનમાં નક્કી કરી નાખ્યું.'

'પછી તેં ચોરીછૂપીથી તેનું સરનામું મેળવી લીધું, કલ્પેશ ભાટિયાનો સ્વાંગ સજ્યો અને આ સંસ્થાનું નામ વટાવી તેને મળવા લાગ્યો!

અલકેશે હકારમાં માથું હલાવ્યું.

'પણ એ છોકરીને તારામાં શંકા કેમ ન પડી? સંસ્થા કદી કોઈ એક પક્ષને બીજાની ભલામણ કરે નહિ. બન્નેને સંસ્થામાં બોલાવીને, બન્નેને એકબીજામાં રસ પડે તો જ વાત આગળ ચલાવે એ વિચાર તેને કેમ ન આવ્યો?'

'એ તો—એ તો એ જ કહી શકે,' ખભા સંકોરતાં અલકેશે કહ્યું, 'પણ બનવાજોગ છે કે, મારા જેવો પહેલી નજરે જ ગમી જાય એવો માણસ સામે ઊભો હોય ત્યારે કોઈ પ્રેમભૂખી સ્ત્રીને એવો વિચાર આવી શકે નહિ...'

'પ્રેમનું નામ ન લે,' ચારુએ ચાબખો વીંઝ્યો, 'એ નામ તારા મોંમાં અભડાય છે.'



પણ છેક લોહીમાં ભળી ગયેલી નીંભરતા અને નફટાઈને સાવ છોડી દેવાનું તો માણસ માટે કેમ શક્ય બને? આવી કઢંગી, અને શરમજનક સ્થિતિમાં અલકેશ બહુ બહુ તો થોડોક ઢીલો પડે, થોડોક નમ્ર બને, તેથી વિશેષ તે શું કરી શકે?

ચારુને સિદ્ધાર્થ યાદ આવી ગયો. એકાદ કલાક પહેલાં જ અહીં થઈ ગયેલા ધરતીકંપની ધ્રુજારી ફરી વાર તેના શરીરમાં ફરી વળી, છાતી પર બન્ને હાથનો ક્રોસ કરીને તેણે પોતાના બન્ને ખભા પકડી રાખ્યા, અને 'બોલી, રૂપાનો ભાઈ એક કલાક પહેલાં જ અહીં આવ્યો હતો.'

એક ક્ષણ અલકેશના ચહેરા પર કાળાશ તરી આવી. આંખો પહોળી કરતાં તે બોલી ઊઠ્યો, 'હેં?...પછી?'

'તારાં બધાં કરતૂત તેની જાણમાં આવી ગયાં છે. આગના ગોળાની જેમ તે ગુસ્સાથી સળગતો હતો...જો તેના હાથમાં પેટ્રોલ અને દીવાસળી હોત તો ચોક્કસ તેણે આ ઓફિસને અને મને પણ સળગાવી દીધી હોત!'

'શું—તે એવી ધમકી આપી ગયો?' અલકેશની જીભ લંગડાવા લાગી.

'એ કરતાં પણ વધારે ભયંકર ધમકી આપી ગયો, અલકેશ!' કહીને ચારુ સહેજ થોભી. અલકેશે જોર કરીને કંઈક ગળા નીચે ઉતાર્યું.

'પોલીસકેસ કરીને બધાને જેલમાં મોકલવાની ધમકી આપી ગયો છે–તને, મને, બિચારી વિભાને–બધાને!'

'સૂવ્વરનો બચ્ચો!' અલકેશ બબડ્યો.

'એ તારા માટે એવું જ કહેતો'તો!'

અલકેશના મોં પર સડસડાટ રંગ બદલાવા લાગ્યા. પહેલાં ગુસ્સો, પછી ભય, પછી ચિંતા–છેલ્લો રંગ કાળો હતો.

તેણે પૂછ્યું, 'તું માને છે કે તે એવું કરી શકે ?'

'એ પોતે તો ચોક્કસ એમ માને છે !' ચારુએ કહ્યું, 'અહીં સીધો જ એ પોલીસસ્ટેશને જવાનો હતો.'

અલકેશની આંખો ખેંચાઈને તંગ થઈ ગઈ. હોઠ ભીડાઈ ગયા. નીચું જોઈને તે વિચારમાં પડી ગયો.

ચારુ બળતી નજરે તેને તાકી રહી.

આખરે અલકેશ બોલ્યો, 'તો–હવે તું શું કરવા માગે છે ?'

ચારુના હોઠના ખૂણા સહેજ દબાઈને મરડાયા. તેણે અલકેશ સામે જોયું. પૂરી રીતે સપડાયો હતો, કફોડી હાલતમાં મૂકાઈ ગયો હતો છતાં હજી તે છટકી જવાના રસ્તા શોધી રહ્યો હતો–શિયાળ પોતે જે ખાનાખરાબી સર્જી હતી તેમાંથી બીજાને બચાવી લેવા પો હવે શું કરી શકે એ પૂછવાને બદલે ઊલટો પૂછી રહ્યો હતો : 'હ તું શું કરવા માગે છે ?'

તેનું મન ધિક્કારથી ભરાવા લાગ્યું. પણ અત્યારે તેનો ય ક અર્થ નહોતો. બીજી, તાકીદે ઉકેલ માગતી સમસ્યા અત્યારે હતી અને તેના મગજ પર સખત તકાદાપૂર્વક ભીંસ કરી રહી હતી.

તે બોલી, 'હું શું કરવા માગું છું ? મને જ ખબર નથી અને ખુરસીમાં સહેજ લંબાવતાં ગણગણી, ''પણ કંઈક કરવું પડશે, હાથ જોડીને ઊભા તો નહિ રહેવાય. ઊભા ઊભા આ સં અને વિભાનું સત્યાનાશ વળતું જોઈ તો નહિ રહેવાય...કંઈક કરવું પડશે...'

એકદમ તેણે કાંડા પરના ઘડિયાળમાં જોયું. તેને જોઈ રહે અલકેશે આંખો પટપટાવી.

'સાત થવા આવ્યા છે,' ટેબલ પર આંગળીનાં ટેરવાં ફેરવ તે બોલી, 'તને અહીંથી ગયે ઘણો સમય થઈ ગયો. પણ હજી–



અલકેશ હવે સળવળ્યો. જરા સચેત થયો. હોઠ પર જીભ ફેરવી, અને બોલ્યો, 'મને લાગે છે કે અહીંથી નીકળ્યા પછી તેને પોતાની ધમકીની પોકળતા સમજાઈ હશે...મને લાગે છે કે આમાં કાયદેસર તે કંઈ ન કરી શકે, આ સંસ્થાને કે વિભાને તે કંઈ ન કરી શકે. સંસ્થા કે વિભા ચિત્રમાં આવતાં જ નથી. પોલીસ પણ એટલું તો સમજે—'

'હં...' તેની સામે જોતી ચારુ થોડી વાર વિચારતી રહી. પછી બોલી, 'એવું કદાચ, બને. પણ એ પહેલાં તેની ફરિયાદના આધારે પોલીસની જીપ અહીં આવે તો ખરી જ. તને, મને, અને હોસ્પિટલમાં વિભાને પણ, અટકમાં લે તો ખરી, કેસના કાગળો ચિતરે તો ખરી, અને એ બધામાંથી છાપાંઓને ગરમાગરમ સામગ્રી મળી રહે, અને જબરદસ્ત હોબાળો કરી મૂકે તો ખરાં જ. આપણા ફોટા પણ ન છાપે તો જ નવાઈ.' એકાદ–બે પળ થોભીને અલકેશ સામે જોતાં તેણે કહ્યું, 'સૌની આબરૂ અને વિભાના કમજોર હૃદયનું નિકંદન કાઢવા માટે એટલું પૂરતું ન થઈ પડે ?... પછી ભલે આપણે નિર્દોષ છૂટી જઈએ.'

ચૂપચાપ નીચું જોઈ અલકેશ આંગળીના નખ વડે ટેબલનો કાચ ખોતરતો રહ્યો. ચારુ ચૂપચાપ અકળામણભર્યા શ્વાસ લેતી–મૂકતી રહી. મગજ વિચારોથી ધમધમી રહ્યું. તંગ પળો ધીમે ધીમે વીતતી રહી.

'હવે મારે જ તેને મળવું પડશે,' થોડી વારે ચારુ એકાએક બોલી, 'પરિણામ ગમે તે આવે. એ એક જ રસ્તો ખુલ્લો રહે છે હવે...'

અલકેશની આંગળી સ્થિર થઈ ગઈ. તેણે ચારુ સામે જોયું. ચારુ આગળ બોલી :

'ભલે તેનો ગુસ્સો ગમે તેટલો ભડભડે, હું સહી લઈશ. પણ તેને મળવું તો પડશે જ, એ એક પ્રયત્ન કરવો તો પડશે જ, કદાચ–'

## ❖ ચાર ❖

બારણું ઊઘડયું. બારણા પર સ્થિર થઈ ગયેલી ચારુની નજર સહેજ હલી. બારણામાં હસતી આંખોવાળો એક માણસ ઊભો હતો. તેના શર્ટની ઊંચી ચઢાવેલી બાંયો જોતાં ચારુને લાગ્યું કે તે કોઈક કામ પડતું મૂકીને બારણું ખોલવા આવ્યો હશે.

'આપનું નામ ?' તેણે ચારુને પૂછ્યું.

'ચારુ–ચારુશીલા ઠાકોર,' અંદર જતાં ચારુએ કહ્યું, 'ડૉક્ટર છે ને ?'

હસતી આંખોને એક–બે વાર પટપટાવીને તેણે કહ્યું, 'પણ ડૉક્ટરને મળવાનો સમય તો પૂરો થઈ ગયો, બહેન. તમને એપોઈન્ટમેન્ટ કેટલા વાગ્યાની–'

'હું પેશન્ટ નથી,' ચારુએ કહ્યું, 'અને મેં એપોઈન્ટમેન્ટ લીધેલી પણ નથી. મારે ડૉક્ટરને બીજા જ કામે મળવાનું છે–જરૂરી કામ છે એટલે...'



કંઈક સમજ્યા–કંઈક ન સમજ્યાના ભાવપૂર્વક આંખો પટપટાવી માથું હલાવતાં તે બોલ્યો, 'તમે બેસો. હું ડૉક્ટરને કહું છું.'

તે સહેજ આગળ ચાલીને એક સાંકડા પેસેજમાં વળી ગયો. ચારુ બેસી શકી નહિ. મનમાં તરેહતરેહના વિચારો દોડાદોડી કરી રહ્યા હતા. ચૂપચાપ તે ઊભી રહી.

બેએક મિનિટમાં હસતી આંખો પાછી દેખાઈ, 'ચાલો બહેન, ડૉક્ટર તમને મળશે.'

પાછો ફરી તે આગળ ચાલ્યો. પાછળ પાછળ ચારુએ પગ ઉપાડ્યા. આખા રૂમમાં અને પેસેજમાં પણ પોચી પોચી, ઘાસિયા રંગની કાર્પેટ બિછાવેલી હતી. ભીંતો પર, ડૉક્ટરના કન્સલ્ટીંગ રૂમને છાજે તેવાં ચિત્રોની સાથે સાથે સુંદર, કલાત્મક ચિત્રો પણ લાગેલાં હતાં. જે થોડુંક જરૂરી ફર્નિચર નજરે ચડતું હતું તે ખૂબ કીંમતી હોવાનું દેખાઈ આવતું હતું.

ડૉક્ટર સિદ્ધાર્થ ખારાવાલા પાસે સારા મિજાજ અને રીત-ભાતની ભલે ઓછપ હોય, સંપત્તિ એટલી જ ઊભરાતી લાગે છે–ચારુને વિચાર આવી ગયો.

પેસેજમાં સામે જ એક બંધ બારણાનો પોલીશ ચકચકતો હતો. તેનું હેન્ડલ ફેરવીને હસતી આંખોએ બારણું ખોલ્યું, અને ચારુને અંદર જવા હાથથી ઈશારત કરી.

ચારુએ અંદર પગ મૂક્યો. બારણું બંધ થઈ ગયું. ડૉક્ટર સિદ્ધાર્થનો કન્સલ્ટીંગ રૂમ બોજલ ચૂપકીદીથી ભરાયેલો હતો. કાચના ચકચકતા ટોપવાળા એક મોટા ટેબલની પાછળ ડૉક્ટર સિદ્ધાર્થ એક મોંઘી ખુરશીમાં બેઠો હતો.

ચારુ અંદર આવી એટલે તેણે તેની સામે જોયું અને તરત જ પાછું ટેબલ પરના કાગળોમાં જોતાં કહ્યું, 'ઓહ ! તો તમે છો !'

એટલી વારમાં ચારુએ જોયું કે તેની એ આંખો હવે પાગલખાનાના આદમી જેવી નહોતી. ઉચ્ચ બુદ્ધિમત્તાની ચમક હવે તેમાં સ્પષ્ટ વરતાતી હતી.

તેણે ફરી ચારુ સામે જોયું અને કહ્યું, 'એક મિનિટ.' અને પેન હાથમાં લઈને કાગળોમાં લખવા માંડયું. પેન કાગળ પર ફરવાનો ધીમો સરસરાટ સાંભળતી ચારુ તેની સામે જોતી રહી; મનમાં હિંમત ભેગી કરતી ઊભી રહી.

એક મિનિટ પછી તેણે પેન મૂકી દીધી, ચારુ સામે જોયું અને કહ્યું, 'ફરી ફરીને મને મળવાથી કે નવી નવી દલીલો શોધી લાવવાથી કંઈ ફેર પાડી શકશો એમ તમે માનતા હો તો એ તમારી મોટી ભૂલ છે, મિસ–મિસ ચારુશીલા.' તેના અવાજમાં ગાંડપણ જેવો ઉશ્કેરાટ નહોતો, પણ અવાજ નઠોર તો હતો, 'જે નિર્ણય મેં કર્યો છે તેનો અમલ પણ હું કરવાનો જ છું...મારા દર્દીઓ મારી રાહ જોતા બેઠા હતા એટલે અમલ થોડાક કલાક મોડો થશે એટલું જ–'

'એક વાર જે નિર્ણય કર્યો તેનો અમલ કરવો તેમાં કંઈ ખોટું છે એમ કહેવા હું આવી નથી, ડૉક્ટર,' ચારુએ હોઠ પર જીભ ફેરવી અને આગળ કહ્યું, 'પણ સંજોગો બદલાઈ જાય તો પણ નિર્ણય ન બદલવાની જીદ બુદ્ધિશાળી માણસમાં ન હોય. ખાસ કરીને ડૉક્ટરને તો એવી જીદ ન પોસાય; નહિતર તેના દર્દીઓનું બિચારાનું શું થાય?'

કંઈ બોલ્યા વિના તે તેની સામે જોઈ રહ્યો. આંખો સહેજ ઝીણી કરી. માથું સહેજ હલાવ્યું, અને ટેબલ પરના કાગળોમાં કારણ વિના જોવા માંડયું.

ચારુ સમજી ગઈ કે પોતે હવે જે કહેવું હોય તે સાંભળવામાં તેને વાંધો નહોતો. હવે મૂંઝવણ તેને હતી–જે કહેવાનું હતું તે કેવી રીતે કહેવું? સારામાં સારી રીતે કેમ કહેવું?...જો અલકેશનું વિભા



સાથેનું સગપણ સાચેસાચું જણાવી દે તો બનવાજોગ હતું કે તે વિભાને જ દોષિત માની લે. એ તો ન જ થવા દેવાય. કોઈ પણ ભોગે વિભા તો તેમાંથી બચવી જ જોઈએ...તેનો બિચારીનો વાંક તો એટલો જ ને કે અલકેશને સંસ્થામાં પગપેસારો કરવા દીધો? લગ્નજીવનની હૂંફ અને તૃપ્તિ ઝંખતી સ્ત્રીઓની વચ્ચે તેને છૂટો દોર આપી દીધો?...

'તમે અહીં સુધી આવ્યાં તે કંઈક કહેવા માટે જ આવ્યાં હશો,' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો, 'જે કંઈ કહેવાનું હોય તે જલદીથી કહી દો એટલે તમે જઈ શકો. મારે હજી ઘણું કામ બાકી છે.'

'બરાબર છે,' ચારુએ કંઈક ગળા નીચે ઉતારતાં કહ્યું, 'હું તમારો બહુ સમય લેવાની નથી. અને બહાર મેં કોઈ દર્દીઓને બેઠેલા જોયા નહિ એટલે–'

'એટલે હું નવરો છું એમ માની લેવું બરાબર નથી. સવારના આઠથી બપોરના બે વાગ્યા સુધી મેં ઓપરેશન કર્યાં છે. ત્યાર પછી દોઢ કલાક હોસ્પિટલના વોર્ડમાં રાઉન્ડ લીધા છે. ત્યાર પછી એક કલાક તમારી તરકટી સંસ્થામાં લમણાં ફૂટયા છે. ત્યાર પછી બે કલાક અહીં દર્દીઓને તપાસ્યા છે, અને એક કલાક પછી મેડિકલ એસોસિએશનની મીટિંગમાં જવાનું છે,' કહીને ગર્વપૂર્વક ચારુ સામે જોઈ રહેતાં તેણે ઉમેર્યું, 'જો નવી વાતો ઘડી લાવ્યાં હો તો જલદી કહો–બને તેટલી ટૂંકામાં!'

બેસવા માટે ચારુ એક ડગલું ખુરશી તરફ ખસી, પણ તરત અટકી ગઈ. સિદ્ધાર્થે તે જોયું અને ખુરશીમાં બેસવા તેને હાથથી ઈશારો કરીને રીતભાત ચૂકી ગયાની ભૂલ સુધારી લીધી. ખુરશીમાં આગળના ભાગમાં જ અધૂકડી બેસીને ચારુએ પર્સને ખોળામાં દબાવી રાખી–પગની આછી કંપારી ક્યાંક સિદ્ધાર્થને દેખાઈ ન જાય.

તેણે કહ્યું, 'જે માણસ અમારી સંસ્થાના નામથી તમારી બહેનને મળ્યો એ હકીકતે અમારી સંસ્થાનો સભ્ય જ નથી...તે એ સંસ્થાની સંચાલિકાનો એક સગો છે.'

સિદ્ધાર્થે ભવાં સહેજ અદ્ધર કર્યાં અને પૂછ્યું, 'સગો એટલે?'

'ભાઈ,' ચારુએ સાવધાનીપૂર્વક કહ્યું, 'વિભાનો તે દૂરનો ભાઈ થાય છે.'

'અને તમે?'

'હું? હું તો તેની બહેનપણી છું–તેની એટલે વિભાની. સંસ્થાની દેખરેખમાં તેને મારી મદદની જરૂર પડી એટલે ત્યાં કામ કરું છું–ગઈકાલથી જ.'

સિદ્ધાર્થ કંઈ બોલ્યો નહિ એટલે તેણે આગળ કહ્યું, 'વિભાની તબિયત ગઈકાલે જ એકાએક બગડી ગઈ હતી. આજે તો કદાચ, તેને ઓપરેશન પણ કરવું પડ્યું હશે એટલે એકાદ મહિનો તે પથારીવશ રહેશે અને મારે—'

'સરસ!' સિદ્ધાર્થ વચ્ચે બોલ્યો, 'કડીઓ તો બધી સરસ ગોઠવેલી છે!'

'મારી વાત સાચી ન લાગતી હોય તો તમે જાતે જ હોસ્પિટલમાં જઈને ખાતરી કરી શકો છો—અત્યારે જ.' ચારુએ કહ્યું, 'અને હું તો ખરેખર ઇચ્છું છું કે એવી ખાતરી તમે કરો. તેથી બિચારી વિભાની હાલતનો તમને ખરો ખ્યાલ આવશે. એ નિર્દોષની આબરૂ અને રોટલો રોળી નાખતાં પહેલાં—'

'લાગણીની રમત માંડવાનો કોઈ અર્થ નથી, મેડમ!' સિદ્ધાર્થે ઠંડકથી કહ્યું, 'તમે જો તમારી બહેનપણીને મદદ કરવા માગતાં હો તો મારે તમને કહેવું જોઈએ કે તમે તેનાથી ઊલટું કરી રહ્યાં છો. પોતાના ભાઈને એક સગીર છોકરી પાછળ છૂટો મૂકી દઈને તમારી



બહેનપણી ગુનેગાર સિવાય બીજું કંઈ સાબિત થઈ શકે નહિ. ને ગુનેગારને વળી આબરૂની શી તમા? બાકી રહી રોટલાની ત. એ તો સરકાર બધા ગુનેગારોને આપે છે!'

'આટલા આકળા ન થાવ, ડૉક્ટર. વિભા વિશે તમે એકપક્ષી તે જ વિચારો છો. બીજા પક્ષને સાંભળ્યા વિના આવા નિષ્ઠુર વિચારો કરવા એ બરાબર નથી. કાયદો પણ બંને પક્ષને સાંભળ્યા છી જ—'

'એમ? તો પછી કાયદાને જ નિર્ણય કરવા દો ને! શું વાંધો છે તેમાં?'

કાયદો! પોલીસ!...નહિ! પગને સહેજ ધ્રુજાવી દેતું એક ચિત્ર સડસડાટ ચારુની કલ્પનામાં દોરાયું અને ઊડી ગયું. ખોળામાં પડેલી પર્સ પર તેણે વધારે ભાર મૂક્યો.

'સાચી વાત એ છે સાહેબ, કે વિભાએ તેના ભાઈને એવી કોઈ છૂટ કદી આપી જ નથી. ઊલટી જો તેને આ વાતની ખબર પડે તો તેને સખત આઘાત લાગે...વિભા માટે હું ગમે તે ખાતરી આપી શકું છું.' એકાદ પળ થંભીને તેણે કહ્યું, 'હકીકત એ છે કે તેના એ ભાઈએ તમારી બહેનને સંસ્થામાં એક વાર જોઈ લીધી અને સંસ્થાનું નામ વટાવીને તેના સંપર્કમાં આવી ગયો. વિભા એમાંનું કશું જ જાણતી નથી—સાચે જ, અને એટલે જે બની ગયું તેમાં નથી વિભાનો દોષ કે નથી સંસ્થાનો દોષ.'

'દોષ કેમ નથી?' સિદ્ધાર્થ તાડૂકી ઊઠ્યો, 'દોષ છે. દોષ સંચાલિકાનો છે. બહારનો ગમે તે માણસ–લલ્લુ, પંજુ કે...કે કલ્પેશ ભાટિયા–ગમે તે માણસ સંસ્થામાં ઘૂસી જઈ શકે, સંસ્થાનો દુરૂપયોગ કરી શકે એ દોષ નહિ તો બીજું શું છે?'

'એવું નથી, સાહેબ. વિભા તેના કામમાં જરા પણ બેદરકાર હોતી નથી–જરા પણ નહિ.' અવાજમાં બની શકે તેટલો ભાર, બની

શકે તેટલી સમજાવટ ભેળવતાં ચારુએ કહ્યું, 'પણ હમણાં હમણાં તેની તબિયત અવારનવાર બગડવા લાગી હતી એટલે તેના ભાઈની મદદ લીધા વિના તેનો છૂટકો નહોતો...છતાં તેના વિશે આવી તે તેણે કલ્પના પણ ન કરી હોય. એટલે—'

'એટલે તે તેના ભાઈને પણ પૂરો ઓળખતી નથી—એમ ?'

'મેં તમને કહ્યું ને સાહેબ, કે એ તેનો દૂરનો ભાઈ છે અને અત્યાર સુધી તો તે મદ્રાસ રહેતો હતો. હમણાં જ પાછો આવ્યો છે...તેના આવા દુર્ગુણની વિભાને ખબર જ નથી. સાહેબ, ખરેખર !'

'અને તમારી સંસ્થામાંથી બીજી કેટલી સ્ત્રીઓ તેનો શિકાર બની છે તે પણ તમારી બહેનપણીએ શા માટે જાણવું જોઈએ ?'

ચારુ એ વિચારથી જ ધ્રૂજી ઊઠી. અલકેશ માટે તે અશક્ય નહોતું. તે બોલી, 'તમે—તમે એમ કહેવા માગો છો કે તેણે બીજી સ્ત્રીઓ સાથે પણ—'

'સ્વાભાવિક અનુમાન કરવું હોય તો તે એવું જ થઈ શકે.' સિદ્ધાર્થે કહ્યું. તેના ચહેરા પર સખ્તાઈની એક-બે રેખાઓ દોરાઈ ને ભૂંસાઈ ગઈ. 'આવા શિકારીઓ તેમના ધનુષને ઘણી દોરીઓ બાંધતા હોય છે...ખેર ! મારે તેની સાથે ઝાઝી નિસ્બત નથી. મારે નિસ્બત છે મારી બહેન સાથે—તેનું નામ તો યાદ છે ને ?'

'રૂપા—હા, યાદ છે,' ચારુએ કહ્યું, 'અને હું માનું છું કે, તમે કલ્પો છો એવું કોઈ ગંભીર નુકસાન તેણે રૂપાને કર્યું નથી...મતલબ કે, પોતે તેને ગમી જાય, ભોળવી જાય એવું નાટક તેણે કર્યું હશે. બાકી જે ભેટ તેણે લીધી એ તો તેના જન્મદિવસ નિમિત્તે લીધી હતી...આવા સંબંધો હોય, અને આવું નિમિત્ત હોય ત્યાં એકાદ ભેટ આપવી—લેવી એને સામાન્ય રીતે કોઈ ગંભીર ગણે નહિ—'



'અને ૭ હજાર રૂપિયાની વીંટીને કોઈ સામાન્ય ભેટ ગણે નહિ !'

'હેં ? ૭ હજાર ?'

'હા, હીરો એક કિંમતી ચીજ છે, મેડમ !'

'મને—મને આ ખબર નહોતી.' ચારુ ખરેખર હેબતાઈ ગઈ હતી, બોલતાં થોથવાઈ જતી હતી, 'પણ હવે હું ચોક્કસ એ પાછી અપાવી દઈશ.'

'કેવી રીતે ?' કડવા વ્યંગભર્યા અવાજે સિદ્ધાર્થે કહ્યું, 'વેચાઈ ગયેલી ચીજ કેવી રીતે પાછી આવે ?' સહેજ થોભીને તેણે કહ્યું, 'રૂપાના નામે મોટી રકમ બેંકમાં રહે છે એ એક કમનસીબી છે. પણ તેમાં તો હું યે કાંઈ કરી શકું તેમ નથી...ખેર ! પણ મારે હવે એ તો જોવાનું રહે છે જ કે તમારી બહેનપણી જેવી નબળી વ્યક્તિના હાથમાં આવી સંસ્થા ન રહે; આવાં અનિષ્ટો આગળ વધતાં અટકે.'

'ના, ડૉક્ટર ! ઉતાવળિયો નિર્ણય ન કરો, પ્લીઝ ! હજી વિચારી જુઓ.' તેનો અવાજ તૂટવા લાગ્યો. તેને લાગ્યું કે તે રડી પડશે, સાચે જ રડી પડશે. છતાં તેણે કહ્યું, 'નિર્દોષનો રોટલો ઝૂંટવી લેવો, તેની આબરૂને પાયમાલ કરવી એ કોઈ રીતે યોગ્ય નથી, સાહેબ. હું—હું તમને વચન આપું છું, અલકેશ હવે કદી રૂપાને મળશે નહિ...હું તેને અમારી સંસ્થામાં પગ પણ નહિ મૂકવા દઉં... વિભા સાજી થશે પછી તેને પણ તેના ભાઈથી ચેતવી દઈશ...પણ પ્લીઝ ! તેના પર એવો નિષ્ઠુર ઘા ન કરશો—તે નિર્દોષ છે.'

બોલતાં બોલતાં તે ખુરશીમાંથી ઊભી થઈ ગઈ હતી. બંને હાથ વિનંતીરૂપે આગળ લંબાવીને સિદ્ધાર્થની નજીક પહોંચી ગઈ હતી, પણ તેની તેને ખબર નહોતી. તેણે કહ્યું, 'આવી નિર્દયતા ન કરશો !'

'એવી નિર્દયતા જો બીજી ઘણી સ્ત્રીઓ માટે દયાનું કા
જતી હોય તો શું—'

પણ તેને વચ્ચે અટકાવતાં ચારુએ કહ્યું, 'હું વચન છું, અલકેશ ફરી કદી રૂપાને નહિ મળે...સંસ્થામાં પગ પ મૂકે...હું વિભા વતી પણ તમને વચન આપું છું—'

'કોઈના વતી કોઈ વચન શી રીતે આપી શકે ?' તેણ અદ્ધર ચડાવતાં સિદ્ધાર્થે તેની આંખોમાં જોયું.

'તો પછી એ મારું વચન છે!' ચારુએ કહ્યું, 'પ્લી

સિદ્ધાર્થે, કંઈક વિચારતો હોય તેમ, હડપચી પર આં ફેરવી. ચારુએ તે જોયું. અત્યારે તે–બપોરની જેમ–ગુસ્સાથી ધ નહોતો એટલે તેનો ચહેરો સ્વચ્છ હતો. આંગળીઓ પાતળી હતી–અટપટાં ઓપરેશન કરવા માટે જ બનેલી હોય તેવી.

તેણે એકદમ નજર ફેરવી લીધી, અને પાછી તેની સા રહી–તે શું વિચારે છે તેનો તાગ કાઢવા માગતી હોય તેમ. તે વિચારમાં પડી ગયો હતો. વિચારમાં તેણે એક આંગળીનુ દાંતમાં સહેજ દબાવ્યું અને આંગળી પાછી હડપચી પર મૂકી ત્યારે તેનો નીચલો હોઠ બરાબર જોઈ શકાયો. સૂકા, એ શરીરમાં તેના હોઠ ઘણા ભરાવદાર લાગતા હતા. તેનો આક સરસ હતો. અત્યાર સુધી દબાયેલા રહેવાના કારણે જ તે નાના દેખાતા હતા. ચારુને તે ખૂબ વિરોધાભાસી લાગ્યું જેવો જ વિરોધાભાસ તેના વ્યક્તિત્વમાં પણ પડેલો હશે?

આખરે તે બોલ્યો. અવાજમાં હળવાશ હતી. 'તમારી પણીની વકીલાત તો તમે સારી કરી શક્યાં છો, પણ તેથી નિર્ણય ફેરવવાનું મને ગળે ઊતરી શક્યું નથી.'

'નિર્ણય ફેરવવો એ જ વાજબી છે, ડૉક્ટર!' ચારુએ



અવાજે કહ્યું, 'હું તમને તમામ પ્રકારની ખાતરી આપું છું. એથી વિશેષ અત્યારે હું શું કરું?'

'સારું,' માથું સહેજ હલાવતાં તેણે કહ્યું, 'હું વિચાર કરીશ. આવતી કાલે તમને નિર્ણય જણાવીશ. પણ હું કંઈ વચન નથી આપતો.'

'આવતીકાલ સુધી?' ચારુએ છેલ્લો પ્રયત્ન કર્યો, 'બીજાની પીડાને લંબાતી જોવામાં શું આનંદ મળે, ડૉક્ટર?'

'હું સર્જન છું. હંમેશા બીજાની પીડા જોતો આવ્યો છું.'

'ભલે એમ કરો,' જવા માટે ફરતાં ચારુએ કહ્યું, 'કાલે હું તમારા ફોનની રાહ જોઈશ. મારો નંબર—'

'મને ખબર છે,' કહેતાં સિદ્ધાર્થ ઊઠ્યો અને રૂમનું બારણું ખોલ્યું.

ચારુ બહાર નીકળી એટલે તે પાછળ પાછળ બહાર આવ્યો. બહારનો રૂમ ખાલી હતો. સહેજ ઝડપથી આગળ ચાલીને સિદ્ધાર્થે મુખ્ય બારણું ખોલ્યું, અને ચારુ બહાર પગથિયા પર આવી ગઈ. સફેદ આરસ જડેલા, હમણાં જ ધોયાં હોય એવાં સ્વચ્છ પગથિયાં અંદર જતી વખતે તેણે ધ્યાનથી જોયાં જ નહોતાં.

પગથિયાં ઊતરવા તે પગ ઉપાડે તે પહેલાં જ એક કાર આવીને બરાબર ત્યાં ઊભી રહી. કારનું બારણું ખુલ્યું અને ઘૂંટણ સુધીનું જોકી પેન્ટ પહેરેલા પાતળા, લાંબા પગ બહાર આવ્યા. ગોરી ગોરી પીંડીઓને ચારુ જુએ ત્યાર પહેલાં દુકાનની શો–વિન્ડોમાંથી સરકી આવી હોય એવી એક સુંદર, છટાદાર યુવતી બહાર આવી ગઈ અને લગભગ દોડતી તેમની તરફ આવી.

'હા ય, ડાર્લિંગ!' સિદ્ધાર્થ ઉપર લગભગ ધસી જતાં તે ટહૂકી ઊઠી, 'આઈ એમ સોરી! તેં મને નવ વાગ્યા પહેલાં ન

આવવાનું કહ્યું હતું, પણ મારાથી ન રહેવાયું.' ચારુ સામે એક નજર ફેંકી લેતાં તેણે પૂછ્યું, 'હવે કોઈ પેશન્ટ બાકી છે?'

'ના,' સિદ્ધાર્થે કહ્યું, 'પણ તારે ઘણી ખરીદી કરવાની હતી ને?'

'બધી પતી ગઈ.'

'એટલી વારમાં?'

'ખરીદીમાં કેટલી વાર લાગી એ તો મને યાદ નથી, ડીયર. પણ પછી તને મળવાનો સમય પસાર કરતાં એવું લાગ્યું કે, ખરીદી એક સદી પહેલાં પતી ગઈ છે, અને હું—'

'પણ હવે તો તું આવી ગઈ છે,' તેને વચ્ચે રોકી દેતાં સિદ્ધાર્થે કહ્યું, અને બારણા તરફ પાછો ફરતાં ચારુને કહ્યું, 'હું કાલે ફોન કરીશ.'

ચારુ પગથિયાં ઊતરવા લાગી. પેલી નવી સુંદરીનો પ્રશ્ન તેના કાને અથડાયો, 'તેને શેનો ફોન કરવાનો છે, તારે? કોણ છે એ?'

પણ પછી બારણું બંધ થઈ ગયું. સિદ્ધાર્થે કંઈ જવાબ આપ્યો હશે તો પણ તે બારણા પાછળ જ રહ્યો.

ચારુએ પાછળ ફરીને બારણા સામે જોયું. પછી આખા ભવ્ય મકાન સામે જોયું—સિદ્ધાર્થ તેની માન્યતા કરતાં ઘણો વધારે ધનવાન હોવો જોઈએ. તેણે એક ભારે શ્વાસ મૂક્યો.

'પૈસાની સખત તંગીમાં માંડમાંડ ધંધો ચલાવતા અદના માનવીઓની પીડા તેને ક્યાંથી સમજાય?' તેને વિચાર આવી ગયો, અને પાછળ તરત જ બીજો વિચાર આવ્યો:

'ગમે તે થાય, બિચારી વિભાનું કોઈ નુકસાન હું તેને નહિ કરવા દઉં—ગમે તે થાય...'



## ❖ પાંચ ❖

ખતરનાક પરિણામમાંથી વિભાને કોઈ પણ ભોગે બચાવી લેવાની પ્રતિજ્ઞા ચારુએ લઈ તો લીધી. પણ પછી જેમ જેમ તે વિચાર કરતી ગઈ તેમ તેમ તે પાળવાનું વધુને વધુ દુષ્કર લાગતું ગયું, તેની પહોંચની તદ્દન બહારનું લાગતું ગયું.

અને સાચે જ એ બહુ દુષ્કર હતું, ડૉક્ટર સિદ્ધાર્થને તેના નિર્ણયમાંથી પાછો વાળવાનો હતો, એક અત્યંત જડ માણસના, એક ખતરનાક પગલું ભરવા ઊઠાવાઈ ચૂકેલા કદમને રોકી દેવાનું હતું. અને તેમ થઈ શકે એવું એક પણ ચિહ્ન-અત્યાર સુધી તો દેખાતું નહોતું.

ગમે તેમ, પણ તેને રોકવો એ અત્યંત જરૂરી હતું. વિભાના કમજોર હૃદયનો વિચાર કરતાં તે અનિવાર્ય બની જતું હતું-કમનસીબ બિચારી!

જો કે તે પોતે પણ જે સ્થિતિમાં મૂકાઈ ગઈ હતી તે પણ કમનસીબી સિવાય બીજું શું હતું?...પણ પોતાની વાત જુદી હતી, પોતાનો

વિચાર અત્યારે કરવાનો નહોતો. અત્યારે જે તોળાઈ રહ્યું હતું તે ભયાનક પરિણામ આવી પડે તો સૌથી વધુ નુકસાન વિભાને જ થાય. પોતે કંઈ આખી ઘટના સાથે એટલી સંકળાયેલી નથી એટલે ખાસ કંઈ ખરાડાયા વિના બહાર નીકળી જઈ શકે, પણ વિભા? વિભા તેમાંથી ન બચી શકે. બહુ ખરાબ રીતે, બહુ કરુણ રીતે ભોગ લેવાઈ જાય તેનો...

તો પછી શું કરવું?

માનો કે આવતીકાલ સુધીમાં ય સિદ્ધાર્થ તેનો નિર્ણય ન ફેરવે તો? તો સ્વાભાવિક છે કે સવારમાં જ તે પોલીસસ્ટેશને પહોંચી જાય. અને પોલીસ પછી શા માટે બેસી રહે?...ઓહ! સત્યાનાશ વળી જાય તો તો!...ના! એ તો ન જ બનવા દેવાય, કોઈ સંજોગોમાં નહિ...

વિભાને આ વાત કહી હોય તો? અત્યારે જ હોસ્પિટલમાં જઈને સાવધાનીપૂર્વક બધું તેને કહ્યું હોય, તેની પાસે સિદ્ધાર્થને ફોન ફરાવ્યો હોય તો? ગંભીર માંદગીના બિછાને પડેલી એક નિર્દોષ, નિઃસહાય સ્ત્રીની આજીજી તેને પીગળાવી ન શકે?

કદાચ પીગળાવી શકે.

કદાચ ન પીગળાવી શકે. બનવાજોગ છે કે એ અપીલ પણ બેઅસર નીવડે. સિદ્ધાર્થ સર્જન છે. લોકોની ગંભીર બિમારી, નાજુક સ્થિતિ, તેમની જાતજાતની વિનવણી–બધું તેને માટે રોજની વાત બની ગઈ હોય. કોઠે પડી ગઈ હોય, તો?

તો કંઈ જ ફાયદો ન થાય...જે વાત અત્યારના તબક્કે વિભાએ ન જાણવી હિતાવહ છે એ વાત તેને જણાવી દઈને, ઊલટો ગેરફાયદો જ વહોરી લેવાનો થાય...

બરાબર છે. એ જ બરાબર છે. વિભાને ભેગી લઈને ચૂલમાં



ડવું તેના કરતાં પોતે એકલી જ આ ઊલમાં તવાતી રહે એ વધારે રું છે, વધારે ડહાપણભર્યું છે...

પણ આવતીકાલે શું થશે?

એ જ કહી શકાય તેમ નથી ને! એ કેમ કહી શકાય?

તેનું મગજ ખૂબ તંગ થઈ ગયું. માથામાં સણકા આવવા લાગ્યા. થું ધૂણાવીને તે પથારીમાંથી ઊઠી, ઊંઘની ટીકડી ગળી લીધી, ને તેની અસર થાય તેની રાહ જોતી પથારીમાં પડી રહી.

પણ વિચારોનું ચક્ર તેજ ગતિથી ઘૂમતું રહ્યું: 'સિદ્ધાર્થ ારાવાલા! ભયંકર નિર્ણય લઈ બેઠેલા એ હઠીલા માણસની તીખી ાંખો તેની સામે તગતગી રહી. એ આંખોની પાછળ વિભાનો સ્તેજ, રાંકડો ચહેરો તરવરી રહ્યો. અને એ ચહેરાની પાસે જ લકેશની શિયાળ જેવી આંખો લુચ્ચું લુચ્ચું તાકી રહી. બધું વા લાગ્યું, જોરથી ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યું. તેનું માથું ભમી યું. તેને લાગ્યું કે પોતે પલંગમાંથી પડી જશે. તેણે બે ય હાથે ાશીકું પકડી લીધું, આંખો મીંચી દીધી.

* * *

સવારે સંસ્થાનું તાળું ખોલતાં ખોલતાં તેને જાણે ભણકારો ગ્યો; હાથ સહેજ ધ્રૂજી ગયો–'પોલીસ આવી?'...ઝટકા સાથે ાછળ ફરીને બ્હાવરી આંખો ચોતરફ ફેરવી લીધી.

કંઈ નહોતું. ખાલી ભણકારા. મનની ખાલી ભૂતાવળ...તેને તાની જાત પર હસવું આવી ગયું અને પછી ચીડ ચડી ગઈ. ારણું ખોલીને તે ઓફિસમાં પહોંચી ત્યાં સુધીમાં એ ચીડ તીખો ધ બની ગઈ, મન તમતમી ઊઠયું: 'અલકેશ! બદમાશ!'

પણ ત્યારે જ સાફસૂફી કરનાર નોકર આવી ગયો. (સારું યું!) તેની સાથે થોડીક આડીઅવળી વાતો કરીને તે બહાર આવી

અને બારણામાં ઊભી રહી. રસ્તો અવરજવરથી ઊભરાવા લા
હતો. તરેહતરેહના લોકો અને વાહનોનું એક અનંત કીડીયારું
થઈ ગયું હતું. અવનવી ને રંગરંગની અનેક દુકાનો—ઓફિસો ચા
ઊઘડી ગઈ હતી. ઠંડી ઠંડી હવામાં અનેક અવાજો દોડતા—અથ
ઊડી રહ્યા હતા. સૃષ્ટિ પર એક નવો દિવસ શરૂ થઈ ચૂક્યો
અને જીવન જલ્દી જલદી તેમાં ગોઠવાઈ રહ્યું હતું.

ચારુનું મન શાંત પડતું ગયું. ધીમે ધીમે અંદરનો ઉ
ઓછો થતો ગયો. થોડી વારે અંદર ઊંડાણમાંથી એક તોલદાર
ઊઠ્યો અને બહાર નીકળી ગયો. હાશ! ઘણું હળવું થઈ ગયું.
આછરવા લાગ્યું...તેણે એક ઊંડો શ્વાસ લીધો.

'ટપાલ, બહેન!' અવાજ સંભળાયો. ટપાલીનો હાથ
સામે લંબાઈ રહ્યો હતો. તેની સામે હસીને તેણે ટપાલ લીધી
અંદર ગઈ.

ખુરશીમાં બેસીને તેણે ટપાલ જોવાનું શરૂ કર્યું ત્યાં રૂ
હવા સળવળી ઊઠી, બારણું ખોલીને અલકેશ અંદર આવી
હતો. મોં ઉપર નરી બેફિકરાઈ હતી—હંમેશ જેવી જ.

ચારુ તેની સામે જોઈ રહી. એ નજરમાં તીખાશ અને ક
ભરવાનો તેનો પ્રયત્ન કેટલો સફળ થયો હતો તે અલકેશના પ્રતિ
પરથી કળવાનું મુશ્કેલ હતું. 'સબ તિરથ' કરીને આવેલી તું
જેવા એ માણસ પર કોઈ તીખી નજર ઝાઝી અસર કરી શકે
વાતમાં માલ નહોતો.

'તને યાદ છે, અલકેશ? ગઈ કાલે જ મેં તને કહી
છે કે તારે હવે અહીં આવવાનું નથી!'

'યાદ છે જ,' અલકેશે કહ્યું, 'પણ મને એ પણ યાદ છે
આ સંસ્થા મારી બહેનની છે—ને એટલે મારી પણ છે. તારી નથી
તે એક ખુરશીમાં બેઠો.



'જ્યાં સુધી અહીંની જવાબદારી મારા પર છે, ત્યાં સુધી
તારે અહીં આવવાનું નથી એ ફરી વાર સમજી લે.' ચારુએ કહ્યું.
ોડ શાંત થયેલું તેનું મન ગુસ્સાથી ફરી ધૂંધળું બનવા લાગ્યું હતું.

મજાકભરી નજરે થોડી વાર તેની સામે જોઈ રહીને અલકેશ
હસી પડ્યો. કંઈક બોલવા ગયો, પણ અટકી ગયો અને ચારુ સામે
ઇન્કારમાં માથું હલાવ્યું.

તે ઊઠીને બહાર ચાલ્યો જશે એવી અપેક્ષાથી ચારુ તેની સામે
જોઈ રહી. પણ તે ન ઊઠ્યો. બોલ્યો :

'ખેર! જેવો હુકમ! આ હુકમ માનવામાં ય મને તકલીફ
નથી. પણ બીજી જે નાની નાની તકલીફો મને નડતી હોય છે તેનું
નિવારણ કરવાની જવાબદારી પણ તારે અદા કરતા રહેવું જોઈએ!'

તે થોડી વાર ચૂપ રહ્યો. ચારુ કંઈ બોલી નહિ એટલે તે ફરી
બોલ્યો, 'મદ્રાસથી પાછો આવ્યો ત્યારથી ગ્રહો સાવ બગડી ગયા છે.
જે કામમાં હાથ નાખું છું તે સાલું ઊંધું વળી જાય છે...અને સાલું,
પૈસા વિના તો કેમ જીવી શકાય—કહે જોઈએ? મેં વિભાનું ઘણું
કામ કર્યું છે. તેના મહેનતાણા પેટે થોડીક રકમ મને મળે એ તો
વાજબી છે ને? વિભા મને તે આપવાની જ હતી. પણ એ તો
હોસ્પિટલમાં છે...મને લાગે છે કે વિભાનું એ કામ પણ તારે કરી
આપવું જોઈએ. આવી બિમારીમાં તેને નાહક તંગ કરવી એ બરાબર
નહિ, કેમ?...રકમ કંઈ મોટી નથી. બસો—ત્રણસો રૂપિયા અત્યારે
ગનીમત છે.'

ચારુનું મન કડવું કડવું થઈ ગયું. જે કુખે વિભા જેવી બહેન
જન્મી એ કુખે આ હેવાન શી રીતે જન્મી શક્યો?

તે બોલી, 'બિમારીમાં તેને તંગ કરવી નથી એટલે જ હું ચૂપ
છું, અલકેશ! પણ યાદ રાખજે, જેવી તે સાજી થશે એ ઘડીએ જ
તારો બધો ભાંડો હું ફોડી નાખીશ—'

'એવું સાહસ ન કરતી, ચારુ.' અલકેશે ઠંડકથી કહ્યું, ' હૃદયની બિમારી છે. ખરેખર સાજી થવા માટે તેને લાંબો જોઈશે. તારે તેને સાજી થવા નથી દેવી કે શું ?'

'એટલે તું એમ માને છે કે, તારા આ ગોરખધંધા માટે ચાલ્યા કરશે ? તું કદી પકડાઈશ જ નહિ ?'

'એમ જ બને. પકડાવાનો કોઈ પ્રશ્ન જ નથી. હું કંઈ ગુ કરું છું ? આ તો રૂપા એટલી ગભરુ નીકળી કે ગભરાઈને તે ભાઈને વાત કહી દીધી—'

'વાત રૂપાએ તેને નથી કહી—' ચારુ બોલી ગઈ અને ત જ તેણે જીભ કચરી. એટલું બોલી જવા બદલ તે મનમાં પસ્ત રહી. તેણે જોયું કે, એ સાંભળીને અલકેશની આંખોમાં કંઈક ઝ ગયું. ચારુને તે સમજાઈ ગયું. પરિસ્થિતિને સમજવાની એક નવી દિશા તેમાંથી તેને મળી જાય એ શકય હતું. રૂપાએ જ બધી વા તેના ભાઈને કહી હોય તેનો અર્થ એ થાય કે અલકેશે ત્યાંથી હા ઉઠાવી લેવાના હતા–રૂપા ખુદ તેને ધિક્કારતી હતી. પણ જો રૂપા જાતે તે વાત કહી ન હોય, બીજી કોઈ રીતે તેની જાણમાં આવ ગઈ હોય, તો પરિસ્થિતિ હજી એટલી ખરાબ ન ગણાય. રૂપાને ભાઈ ભલે ગમે તેટલો ઝનૂનમાં હોય, રૂપા તો હજી પહેલાં જેવી હતી–ફરી વાર ઉપયોગ કરી શકાય તેવી.

ચારુ ચેતી ગઈ. અને અલકેશને ચેતવણી આપતાં બોલી, 'રૂપ સાથેની રમત ફરી વાર આદરવાનો વિચાર પણ ન કરીશ–હં ! હવે ફરી વાર જો તેના ભાઈને એ ખબર પડશે તો વિભાનું અ મારું તો જે થવાનું હશે તે થશે, પણ તને તો તે જેલના સળિયા પાછળ ધકેલ્યા વિના નહિ રહે !'

'જેલના સળિયા પાછળ ? મેં એવો કયો ગુન્હો કર્યો છે ?...મેં કોઈ ગુન્હો નથી કર્યો !' તેણે કહ્યું તો ખરું, પણ અવાજ જરા



દબાઈ ગયો હતો. 'કોઈ છોકરીએ રાજીખુશીથી આપેલી કોઈ ભેટ લેવી એમાં કયો ગુન્હો છે ? પોલીસ પણ તેમાં કંઈ ન કરી શકે !'

'તું પોતે જેટલો હોશિયાર હોવાનું માને છે એટલો હોશિયાર તું નથી, અલકેશ.' ચારુએ કહ્યું, 'પોલીસના એક ખાસ વિભાગ, સામાજિક સુરક્ષા વિભાગ વિશે કંઈ જાણે છે તું ? રૂપા એક સગીર છોકરી છે એટલે તે પોલીસ આમાં ઘણું કરી શકે. તું તે જાણતો જ નથી ?'

થોડી વાર તે ચૂપ રહી, અને અલકેશ પણ ચૂપ રહ્યો એટલે તે બોલી, 'અને એક બીજી વાત, અલકેશ, માની લઈએ કે રૂપાની બાબતમાં તારો કોઈ ગુન્હો બનતો ન હોય, કાયદો તેને ગુન્હો ગણી શકતો ન હોય, તો પણ તારા હાથ સદાય ચોખ્ખા રહ્યા છે ખરા ? પોલીસ જેનો બરાબર ઉપયોગ કરી શકે એવો તારો ભૂતકાળ નથી ? તારા નામે તેમના ચોપડે પણ કંઈક નોંધાયેલું છે એ તું ભૂલી ગયો છે ? ખેર ! પણ પોલીસની યાદદાસ્ત બહુ તેજ હોય છે !'

તેણે જોયું, અલકેશની આંખોમાં, તેના ચહેરા પર બહુ આછા, બહુ ઝડપી ભાવપલટા થઈ ગયા; કંઈક ઝડપી હેરફેર થઈ ગઈ, અને તરત જ બધું ચાલ્યું ગયું. તેણે ચારુની સામે જોયું, અને પાછો નીચું જોઈ ગયો; આખરે હસી પડ્યો.

'ક્લેવર ! વેરી ક્લેવર ઓફ યુ !' તે બોલ્યો, 'ખેર ! વિભાની તું ઘણી ચિંતા કરે છે એ બહુ સારી વાત છે. વિભાની મને પણ એટલી જ ચિંતા હોય છે. તેને કંઈ જ ન થવું જોઈએ–બરાબર ને ?...ચાલ, હવે બધી માથાફૂટ મૂકી દે. ફક્ત બસો રૂપિયા પણ ચાલશે. એ મને આપી દે એટલે હું ચાલ્યો જાઉં–તું એ જ ઇચ્છે છે ને ?'

'પણ એટલી કેશ સંસ્થા પાસે નથી.'

'ચેક આપી દે, ચાલશે.'

'વિભાની ચેકબુકમાં મારાથી શી રીતે સહી કરાય ?'

'તો તારી ચેકબુકમાં કરી નાખ, બધું એકનું એક જ છે ને ? પછીથી વિભા સાથે હિસાબ સમજી લેવાશે !'

ચારુ હોઠ ભીંસીને તેની સામે તાકી રહી. અલકેશે ફરી કહ્યું. 'તું જલદી ચેક આપે એટલે હું જલદી ચાલ્યો જાઉં અહીંથી.'

સખત અનિચ્છા છતાં ચારુએ પોતાની પર્સમાંથી ચેકબુક કાઢી અને ચેક લખવા માંડ્યો—માત્ર એક જ વિચારથી કે, એ પાછો હૉસ્પિટલમાં જઈને બિચારી વિભાને ન પજવે, અને પોતે ચેક ન આપે તો તે એમ કરશે જ, તેમાં કોઈ શંકા નહોતી.

ચેક અલકેશને આપતાં તેણે કહ્યું, 'હવે પછી કોઈ રકમ મળવાની આશા તારે રાખવાની નથી. કોઈ પણ સંજોગોમાં એ તને નહિ મળે.'

'થેંક્સ, થેંક્સ, થેંક્સ !' ચેકની ગડી વાળીને ખિસ્સામાં મૂકતાં તે બોલ્યો, 'ચારુ, એક સાચી વાત કહું ? તું જેટલી સુંદર છે એટલી જ સારી છે–દેવદૂત જેવી ! બાય...ય !' અને તે ચાલ્યો ગયો.

તેની પાછળ બંધ થયેલા બારણાને ચારુ રોષભરી આંખે તાકી રહી. તેનું મન સમસમી રહ્યું હતું, ફરી પાછું ડહોળાઈ રહ્યું હતું, ધૂંધળું બની રહ્યું હતું. અલકેશને ભાંડી નાખવા માટે શબ્દો શોધવા તેણે ફાંફાં માર્યાં, પણ વ્યર્થ. તેને માટે પૂરો લાયક એક શબ્દે ય જડ્યો નહિ.

અલકેશને જ મનમાંથી કાઢી નાખવો, તેના વિચારો જ ન કરવા એ જ બરાબર હતું. એ માટે તેણે ટપાલ ફરી વાર વાંચવા માંડી. પણ મન વિક્ષુબ્ધ થઈ ચૂક્યું હતું. કેટલી મથામણ પછી બધી વ્યગ્રતાને, બધી ચિંતાઓને દબૂરી દીધી'તી ! બધી પાછી સળવળી ઊઠી. પત્રોને પાછા ટેબલ પર પછાડીને તેણે ઘડિયાળમાં જોયું. અગિયાર વાગી ગયા હતા.



'અરે !' મનમાં એક હળવો ધબાકો થયો : 'સિદ્ધાર્થનો ફોન હજી ન આવ્યો !'

શું થયું હશે ?

ફોન કેમ નહિ કર્યો હોય તેણે ?

એ માણસની વિચિત્ર ખોપરીમાં ક્યારે કયો વિચાર જાગશે એ ક્યાં કહી શકાય તેમ હતું ?

કેમ જાણી શકાય અહીં બેઠાં બેઠાં ? માત્ર કલ્પનાના આધારે કંઈ જાણી ન શકાય. એવો પ્રયત્ન કરવો એટલે માત્ર અંધારામાં ફાંફાં જ મારવાના ને ?...થોડી ધીરજ રાખવી એ વધારે સારું હતું. થોડી રાહ જોવામાં કંઈ ખોટું નહોતું. કોને ખબર તેને કેવું ય કામ આવી પડ્યું હશે ? ડૉક્ટર છે, સર્જન છે–ગમે ત્યારે ઇમર્જન્સી પેદા થઈ શકે...એ જ બરાબર છે.

તેણે જમવાનો ડબો કાઢ્યો અને ટેબલ પર મૂક્યો, મનની સ્થિતિ શાંતિથી જમવા જેવી રહી નહોતી જ. પણ એ સિવાય બીજું કંઈ કામ નહોતું કે સમય વીતાવી શકાય. તેણે જમવાનું શરૂ કર્યું. પણ મન વિચારોથી ઊભરાતું હતું. આંખો વળી વળીને ટેલીફોન તરફ જતી હતી. વિચારમાં ને વિચારમાં કોળિયો ગળે ઉતારવા જતાં તેને અંતરસ ગઈ. સખત ઉધરસ ચડી. આખો ચહેરો લાલઘૂમ થઈ ગયો. બારણે ધીમા ટકોરા પડ્યા પણ તે સાંભળી શકી નહિ. પાણીનો ગ્લાસ લઈને તે પીવા ગઈ ત્યાં જ બારણું ખૂલ્યું.

બારણામાં એ જ ઊંચો, પાતળો આદમી ઊભો હતો.

'ઓ—ઓહ ! ડૉક્ટર, તમે ?' ચારુ ઉધરસ ખાતી બોલી–અસ્પષ્ટ. 'તમે જાતે આવ્યા ?'

'કોઈ મળવા આવે તેથી તમને આટલું આશ્ચર્ય થાય છે ?' કહેતો તે અંદર આવ્યો.

તેને ખુરસીમાં બેસવા ઈશારત કરતાં ચારુએ માંડમાંડ ઉધરસને કાબૂમાં લીધી, અને ટેબલ પરથી જમવાનું હટાવતાં કહ્યું, 'ના રે ના, એવું કંઈ નથી. અમારે પણ ઘણા મુલાકાતીઓ હોય છે.'

'તો તો ધંધો સારો ચાલતો હશે.' ખુરશીમાં બેસતાં તેણે કહ્યું, અને આજુબાજુ નજર ફેરવતાં તેણે ઉમેર્યું, 'બંને બહેનપણીઓની આમદાની સારી રહેતી હશે!'

'મેં પહેલાં પણ તમને કહેલું છે,' ચારુએ શાંત અવાજે કહ્યું, 'હું અહીં ભાગીદાર નથી. હું તો વિભાને માત્ર મદદ કરું છું–સ્કૂલમાં વેકેશન છે એટલે—'

'આર યુ અ ટીચર?' ભવાં સહેજ ઊંચાં ચડાવીને બોલતાં તેણે 'ટીચર' પર એટલો ભાર મૂક્યો કે ચારુથી પૂછ્યા વિના ન રહેવાયું :

'કેમ? તમને કંઈ આશ્ચર્ય થાય છે?'

'અં...ના, પણ તમે એવાં લાગતાં નથી.'

'તો કેવી લાગું છું?' થોડાક વિસ્મયથી ચારુએ પૂછ્યું.

સિદ્ધાર્થની આંખો સહેજ મલકી, સહેજ ઝીણી થઈ, બંધ હોઠ સહેજ ખૂલીને પાછા વધારે દબાયા.

ચારુને એ ખૂંચ્યું. તેણે કહ્યું, 'કંઈ નહિ. ન કહેશો. આમેય મારા વિશેનો તમારો અભિપ્રાય જાણવાનું મારે માટે એટલું જરૂરી ન ગણાય.'

સિદ્ધાર્થનો ચહેરો તરત રુક્ષ બની ગયો. તેણે કહ્યું, 'પણ આ સંસ્થાનું હવે હું શું કરવા માગું છું એ જાણવું તો જરૂરી ગણાય ને? હજી ગઈ રાત સુધી તમે મને વિનંતીઓ કરતાં હતાં. મારો નિર્ણય ફેરવવા માટે આજીજી કરતાં હતાં—'



ચારુ સમજી ગઈ, તેના જવાબે સિદ્ધાર્થને છંછેડી મૂક્યો'તો. એકદમ તે બોલી, 'એ તો હું અત્યારે પણ કરું છું–વિનંતી, આજીજી, કાકલૂદી જે કહો તે...એથી વધારે તમે શું ઇચ્છો છો? હું તમારી સામે ખોળો પાથરું? મારું માથું તમારા પગમાં મૂકું?' સહેજ વાર થોભીને ભીના અવાજે તેણે કહ્યું, 'સાચું કહું છું ડૉક્ટર. વિભાને ખાતર એ બંને કરવા હું તૈયાર છું.'

'એમાંથી એકેયની જરૂર નથી.' સિદ્ધાર્થે કહ્યું, 'પણ મેં તમારા માટે એક શરત નક્કી કરી છે. એ તમે પૂરી કરી શકો તો હું બધું જ ભૂલી જવા તૈયાર છું.'

ક્ષણભર સ્તબ્ધ થઈને ચારુ તેની સામે જોઈ રહી.



અંધારા ઓરડામાં આંધળાભીત ચામાચીડિયાની પાંખોની અચાનક ફફડાટી થઈ ઊઠે, અંધાધૂંધ ઉડવા માંડેલું ચામાચીડિયું સામસામી દીવાલો પર અથડાઈ અથડાઈને પાછું વળે તેમ ચારુના મનમાં પ્રશ્ન અથડાઈ રહ્યો : 'શરત ?... એટલે ?...'

ગઈ કાલનો તેનો તરખાટ તેને યાદ આવી ગયો. આગનો વંટોળિયો બનીને તે ઓફિસમાં ધસી આવ્યો હતો, ધૂમાડો ધૂમાડો કરી ગયો હતો; શ્વાસ પણ તે બહાર ગયો પછી જ લઈ શકાયો હતો...એક જ ધડાકે તેણે ચારુને એક કાચા તાંતણાના દોર પર ઊભી કરી દીધી હતી. એક ડગલું આગળ કે પાછળ મૂકતાં ય જીવ તાળવે ચોંટી જાય એવી સ્થિતિ કરી દીધી'તી, ને હવે તે તેની સામે શરત મૂકી રહ્યો હતો—શી હશે શરત ?

એક અજાણ્યો ડર, એક અસ્પષ્ટ દહેશત



તેના મનમાં ઘૂમી વળી. તરત જ તે સાવધ બની ગઈ. સાવચેતીપૂર્વક તેણે સીધું સિદ્ધાર્થની આંખોમાં જોયું, અને પૂછ્યું, 'કઈ શરત ?'

સિદ્ધાર્થની નજર નીચી ઢળી. એક હાથ ખુરશીના હાથા પર ફરવા લાગ્યો. વિસ્મય અને કૂતુહલપૂર્વક ચારુ તે જોઈ રહી.

કમાલ છે, સિદ્ધાર્થ ગૂંચવાઈ રહ્યો હતો ! કંઈક કહેવું હતું પણ કહેતાં અચકાઈ રહ્યો હતો ! આગના લબકારા જેવી સો–સો વાતો એકધારી ઓકી શકનાર માણસ અત્યારે એક વાત કહેતાં ય વિચાર કરી રહ્યો હતો !

ચારુને લાગ્યું, તે કંઈક ન કલ્પેલું જોઈ રહી હતી. તેને હસવું આવવા લાગ્યું, પણ તે દબાવી રાખ્યું.

આખરે તે બોલ્યો. અવાજ સ્વસ્થ હતો, 'તમારે મારું એક કામ કરી આપવું પડશે.'

'મારે ?' ચારુ બોલી ઊઠી, 'કયું કામ ?'

'તમારે એટલે તમારી આ સંસ્થાએ,' સિદ્ધાર્થે બરાબર તેની સામે જોતાં કહ્યું, 'તમારી સંસ્થા મને મદદ કરી શકે તેમ છે.'

'હેં ?' ચારુના મનમાં આશ્ચર્યનો એક ધબાકો થયો. પળવાર તે સિદ્ધાર્થને તાકી રહી. 'આ–આ ડૉકટર સિદ્ધાર્થને મદદ જોઈએ ? લક્ષ્મણ્યૂરોની મદદ ?...માય ગોડ ! મગજમાં નથી ઊતરતું...'

તેને હસવાની ઇચ્છા થઈ આવી. પણ તે રોકી રાખતાં તેણે કહ્યું, 'ખુશીથી. તમારું કામ કરી આપતાં મને ખરેખર ખુશી થશે.'

પણ ખરેખર હજી તેના મનમાં વાતની પૂરી ગડ બેસતી નહોતી. આટલા પ્રખ્યાત, આવા પ્રતિભાવંત સર્જનને છેક લક્ષ્મણ્યૂરો સુધી જવું પડે...કે પછી અત્યંત ક્રોધી માણસને ચાહનારાઓની સહાય તંગી જ રહેતી હશે ?

તેણે પેન હાથમાં લીધી અને કહ્યું, 'બનતું બધું જ કરી છૂટીશ...થોડીક વિગતો તમારી પસંદગી વિશે જણાવો તો વધારે સરળતા રહેશે.'

ચમકી ગયો હોય તેમ ટટ્ટાર થઈ જતાં તેણે કહ્યું, 'તમે કોની વાત કરો છો ? આ મારી વાત નથી.'

'તો ?'

'મારે એક પુરુષ જોઈએ છે–બીજા કોઈને માટે.'

હવે ચમકવાનો વારો ચારુનો હતો. તે બોલી ઊઠી, 'કોના માટે ? રૂપા માટે ?'

સિદ્ધાર્થના કપાળમાં કરચલી પડી ગઈ. ચારુએ જોયું કે તે અકળાઈ ઊઠયો હતો. તે બબડયો, 'કોઈને પૂરું બોલવા પણ દેતા નથી ?'

ચારુ તેની અકળામણ જોઈ રહી. વાત કહેવા જ તે આવ્યો હતો. પણ જે કહેવું હતું તે વ્યવસ્થિત રીતે કહી શકતો નહોતો, ને એટલે જ અકળાઈ ઊઠતો હતો. તેના સ્વભાવ પાસે તે લાચાર હતો. એવો ઉદ્દંડ હતો તેનો સ્વભાવ કે પોતાની કોઈ ઊણપ સ્વીકારી યે શકે નહિ, ને ચલાવી યે શકે નહિ...પરિણામે હંમેશા બીજા પર ગુસ્સે થઈ જવાનો વિચિત્ર રસ્તો તેના મનને જડી ગયો હતો...

પણ આવું બધું તેને કહી શકાય નહિ. રૂના ઢગલાની જેમ સળગી ઊઠતા તેના ગુસ્સાને તે ભૂલી નહોતી. ઝટઝટ તેણે કહી દીધું, 'આઈ એમ સોરી ! મારે વચ્ચે બોલવું જોઈતું નહોતું !'

જાણે કંઈક વિચારતો હોય, વિચારીને શબ્દો શોધતો હોય તેમ થોડીવાર તે બેસી રહ્યો. પછી બોલ્યો :

'મારે એક એવો માણસ જોઈએ છે જે એક સ્ત્રીને પોતાની તરફ ખેંચી શકે !'



ચારુની આંખો આશ્ચર્યથી ગોળ બની ગઈ. હોઠ સહેજ પહોળા થઈ ગયા.

સિદ્ધાર્થ ફરી બોલ્યો. 'બરાબર સમજી લો. એક સ્ત્રી જેનું મન એક પુરુષમાં લાગી ગયેલું છે તેને પોતાની તરફ વાળી દે એવો માણસ મારે જોઈએ. તમારે તે આપવાનો છે.'

કહીને તે ચારુ સામે જોઈ રહ્યો–જાણે હમણાં જ કબાટ ખોલીને તે એવા અર્ધોએક ડઝન માણસો કાઢી આપવાની હોય !

ચારુ તો દંગ જ થઈ ગઈ ક્ષણ બે ક્ષણ તે અપલક તેની સામે તાકી રહી. પછી આંખોએ એક–બે પલકારા કર્યા. ખુલ્લા રહી ગયેલા હોઠ સળવળ્યા, 'અશકય ! તદ્દન અશકય !'

પણ તે સિદ્ધાર્થને કહેતાં તેને ડર લાગતો હતો. સાવધાની પૂર્વક તેણે કહ્યું, 'એ તો–એવું કામ તો કોણ કરી શકે ?'

એટલા શબ્દોથી જો ભડકો ન થાય, તો પછી આગળ બોલવાની ગણતરીથી તે થોડી વાર થોભી ગઈ. સિદ્ધાર્થ કંઈ બોલ્યો નહિ, એટલે તે આગળ બોલી, 'અમારી સંસ્થા માટે તો આમે ય તે શકય ન બને. અમારું કામ તો લોકોને જીવનસાથી શોધી આપવાનું છે. આવા માણસો અમે કયાંથી લાવીએ ?'

'તે તેને પરણી જતો હોય તો તો ઉત્તમ,' સિદ્ધાર્થે કહ્યું, 'પણ જો ફક્ત તેને પોતાના તરફ વાળી દે તો પણ મારું તો મોટું કામ થઈ જાય !'

વાતનો ઢંગ જ ચારુને વિચિત્ર લાગી રહ્યો હતો. કંઈ જ સમજાતું નહોતું. સમજવાનો પ્રયત્ન કરવા જતાં ઊલટું ગૂંચવાઈ જવાતું હતું...કોણ હતી એ સ્ત્રી ? કોને માટે તેણે ઘડી હતી આ કઢંગી યોજના ?...

ત્યાં સિદ્ધાર્થ જ બોલ્યો, 'તમે તેને ઓળખો છો.. ગઈકા મારે ત્યાંથી નીકળતી વખતે જ તેને જોઈ હતી તમે.'

'ઓહ ! એ જ ?' મનના આશ્ચર્યને મોં પર ફેલાઈ જતું રોકી ન શકી, 'શું નામ છે તેનું ?'

'મૃગા,' સિદ્ધાર્થે કહ્યું.

'બરાબર !' ચારુએ કહ્યું, 'કાલે મેં તેને જોઈ હતી. અ મને લાગ્યું એવું જ બીજા કોઈને પણ લાગ્યું હોત કે તે તમારી- આઈ મીન—'

'બરાબર છે,' ખુરશીમાં સહેજ સળવળતાં તેણે કહ્યું, 'તમા વાત સાચી છે. કમસેકમ, એ પોતે તો એવું જ માને છે કે એ મા પ્રેમમાં છે.'

'તે એવું માને છે–એટલે ?' મનમાં ઊભા થવા જતા પ્રશ્ન તેણે દબાવી રાખ્યો. તેની તાજજુબી હવે સાચે જ વધી ગઈ.

એ તાજજુબીને સિદ્ધાર્થ કળી ગયો હોય કે ગમે તેમ, તે કહ્યું, 'મને લાગે છે કે વાત તમને જરા વિગતવાર કહેવી પડશે વાત એમ છે કે, અમારી બંનેની માતાઓ દિલોજાન સખીઓ હતી છેક બાળપણથી. એટલે મારા જન્મ પછી બેએક વર્ષે મૃગાનો જ થયો ત્યારથી જ બંનેએ એક પાકો ખ્યાલ બાંધી દીધેલો કે અમા બંનેના લગ્ન કરીને પોતાની મિત્રતા પર ચાર ચાંદ લગાવી દેવા.'

વાત ચારુના મનમાં ઊતરે તે માટે સમય આપતો હોય તે થોડી વાર તે થોભ્યો. પછી બોલ્યો, 'મૃગાને તે ખબર છે. એટ જ નહિ, એ ખ્યાલ તેને બેહદ પસંદ છે.'

'તમને પસંદ નથી ?'

'બિલકુલ નહિ.'

'તો પછી તેને એ કહી દોને. સાચે જ સીધો રસ્તો છે.'



'મેં પ્રયત્ન કરી જોયો છે. પણ મારી વાતને તે ગંભીર ગણતી જ નથી.'

ચારુને એ બનવાજોગ લાગ્યું. સિદ્ધાર્થની વાતને ક્યારે કેવી ગણવી તે નક્કી કરવું સાચે જ મુશ્કેલ હતું.

તેણે કહ્યું, 'ફરી વાર, વધારે ગંભીરતાથી કહો.'

'હું ઘણી વાર તેને કહી ચૂક્યો છું કે હું લગ્ન–બગ્ન કરવા જ માગતો નથી. પણ કોણ જાણે કેમ, તેની વાત છોડવા જ તે તૈયાર નથી !'

'મૂરખ કહેવાય !' ચારુથી બોલાઈ ગયું. ને તરત જ તેનાથી જીભ કચરાઈ ગઈ–માંડ ઠરવા લાગેલો જ્વાળામુખી નાહક છંછેડાઈ જશે તો ?

સિદ્ધાર્થના અવાજમાં પાછી કરડાકી ભળી ગઈ, 'હું તમને સમજદાર માનતો હતો, મિસ ઠાકોર ! તમે સમજતાં હશો કે, તમારી સંસ્થા અને તમારા ભાવિનો આધાર—'

ચારુના પેટમાં પાછી ફાળ ફરી વળી. તે સાવધ થઈ ગઈ. હાથ એકદમ અદબમાં વાળી દીધા, અને નરમ અવાજે કહ્યું, 'તમારી વાત હું પૂરી ગંભીરતાથી સાંભળું છું. છતાં મારી કંઈ ભૂલ થતી હોય તો માફી માગું છું.'

તે થોડી વાર બેસી રહી. સિદ્ધાર્થનો ચહેરો થોડી વારે સ્વચ્છ બન્યો એટલે તે બોલી, 'મને એવું સમજાય છે કે, જીવનમાં તમારે મહત્ત્વાકાંક્ષાઓ છે. અને—'

'અને એટલે, લગ્ન કરીને હું જીવનમાં ઠાલી ગૂંચો ઊભી કરવા હરગીઝ તૈયાર નથી.'

'તો પછી થોડા નઠોર બનીને પણ તમારે તેને ના કહી દેવી જોઈએ.'

'નઠોર હું બની તો શકું, પણ એક હદ સુધી જ. વધારે નઠોર બનવા જતાં વર્ષોના કૌટુંબિક સંબંધો પર પાણી ફરી વળે, એ મને મંજૂર નથી.'

'ઓહ ! પરિસ્થિતિ જેટલી ગૂંચવાયેલી છે, એટલી જ નાજુક પણ છે !' ચારુને હવે વાતમાં રસ પડવા લાગ્યો. તે ગંભીરતાથી વિચારવા લાગી.

અચાનક તેના મનમાં એક ઝબકારો થયો. તે બોલી ઊઠી, 'થઈ શકે! તેનો પણ રસ્તો થઈ શકે–ચોક્કસ !' અને ફરીથી વિચાર કરતી હોય તેમ સહેજ થોભી.

પ્રશ્નભરી નજરે સિદ્ધાર્થ તેની સામે જોઈ રહ્યો.

સહેજ અચકાતાં ચારુએ કહ્યું, 'માત્ર દેખાવ પૂરતા, મૃગાને દેખાડવા પૂરતા તમે કોઈ બીજી સ્ત્રી સાથે સંબંધો વધારી દો, તો મૃગા આપોઆપ તમારા તરફથી મોં ફેરવી લે.'

તે બોલી તો ગઈ, પણ તરત જ આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગઈ –આવા હોશિયારી ભર્યા વિચાર તેને ક્યાંથી આવવા લાગ્યા ?...અને સિદ્ધાર્થને તે વિચાર કેવો લાગશે ? તેના એ સૂચનને તે એક અનધિકાર ચેષ્ટા, એક ગુસ્તાખી તો નહિ ગણી લે ને ?...

પણ એવું કંઈ બન્યું નહિ. તેની વાત પર વિચાર કરતો હોય તેમ નીચું જોઈને તે થોડી વાર બેસી રહ્યો. થોડી વારે તે બોલ્યો, 'એ શક્ય નથી.'

'કેમ ?' ચારુએ પૂછ્યું.

'સવારથી રાત સુધી હું એટલા કામમાં રહું છું કે એવો દેખાવ કરવા માટે જોઈતો સમય મને મળે નહિ, સમય કાઢવાનું મને પોસાય પણ નહિ !'

'તો તો તમારા ક્ષેત્રમાં તમે ટોચ પર હશો.'



'ના,' તે બોલ્યો, 'પણ ટોચ પર પહોંચવું એ મારી મહત્ત્વાકાંક્ષા જરૂર છે. ને એટલે જ મૃગાના કુટુંબ સાથે હું સંબંધો બગાડી શકું તેમ નથી.'

'તમારી માતાના કારણે ?' ચારુએ પૂછ્યું.

સિદ્ધાર્થના હોઠ ખૂલ્યા અને પછી બંધ થઈ ગયા. માત્ર પોતાના મનમાં જ રાખવાની વાત જ્યારે બીજા કોઈને કહેવાની સ્થિતિ સર્જાય ત્યારે માણસ અસમંજસમાં મુકાઈ જાય છે. સિદ્ધાર્થ એવી સ્થિતિમાં બેસી રહ્યો. તેનો એક હાથ વળી વળીને કાન તરફ જતો રહ્યો; કાનની બૂટને ધીરેથી ખેંચીને છોડી દેતો રહ્યો. ચારુ તે જોઈ રહી. સ્કૂલમાં દાખલો ગણતાં મૂંઝાઈ જાય ત્યારે બાળકો એવું જ કરતાં. ચારુને તે યાદ આવી ગયું. અને એ બાળકો માટે થઈ આવતી એવી એક આર્દ્ર લાગણી તેને થઈ આવી.

સિદ્ધાર્થ બોલ્યો, 'મારી માતા તો મરી ચૂકી છે, પણ મૃગાના પિતાનો વિચાર કર્યા વિના ચાલે તેમ નથી. શહેરની સૌથી મોટી હૉસ્પિટલના તે ચીફ સુપ્રિન્ટેન્ડન્ટ છે, અને મેડિકલ એસોસિએશનના ચેરમેન છે...હવે નિવૃત્ત થવાની તૈયારીમાં છે.'

ચારુ હજી વાતના મૂળને પકડી શકતી ન હતી, પણ તે રસપૂર્વક વાત સાંભળી રહી છે તેમ બતાવવા તેણે નાનકડું સ્મિત કર્યું અને હોંકારો ભણ્યો, 'આઈ સી !'

'તેમનું સ્થાન એટલે ટોચનું સ્થાન, અને ત્યાં બેસવું તે અમારા ક્ષેત્રની ઊંચામાં ઊંચી સિદ્ધિ છે ! શહેરભરના સારામાં સારા ડૉક્ટરો એ સ્થાન મેળવવા ઉપરતળે થઈ રહ્યા છે, ઉધામા કરી રહ્યા છે... પણ એ માટે કોઈની પણ અસરકારક ભલામણ કરી શકે, પ્રભાવક બની શકે તેવી એક જ વ્યક્તિ છે–મૃગાના પિતા, ડૉક્ટર જગત શોધન !'

જાણે ચાબૂક વાગ્યો હોય તેમ ચારુ ચોંકી ઊઠી : 'માય ગો સામાન્ય લાગતી તેની વાતને ઘણાં પૈડાં લાગે છે, પૈડાંની અં પણ પૈડાં લાગે છે !'...હોઠ ઉપર જીભ ફેરવતી તે સિદ્ધાર્થ સા જોઈ રહી. અત્યાર સુધી નહિ સમજાતો તે હવે બરાબર સમજા ગયો. ખૂબ હોશિયાર હતો તે; ખૂબ મહત્ત્વાકાંક્ષી અને ચાલાક હ તે. એક જ તીરથી મહત્ત્વાકાંક્ષાનું નિશાન પણ પાડવું હતું, મૃગાનેય વીંધી નાખવી હતી તેને ? અને છતાં પોતાનું મોં સંતાડી જ રાખવું હતું !...પોતાની મહત્ત્વાકાંક્ષાનો જ યાર હતો —પોતાનો જ યાર.

ચારુના મનમાંથી પેલી મૃદુતા અને આર્દ્રતા સરરર સટ્ટ ક ઊડી ગઈ. રૂંવાડાં સટોસટ ઊભાં થઈ ગયાં : 'વાહ રે પુરુષજાત

'શું કહો છો ?' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો, 'શો આપો છો એવો માણસ ?'

ચારુનું મન ખળભળી ઊઠ્યું. કહી દેવાનું મન થઈ આવ મિસ્ટર સિદ્ધાર્થ અમને તમે શું માનો છો ? તમે એવું માનો છો ગ્રાહકોને જેવાં જોઈએ તેવાં સ્ત્રી–પુરુષો અમે બનાવી શકીએ છીએ ...અને એક સ્ત્રીને–એક પ્રેમમાં પડેલી સ્ત્રીને તમે શું માનો છો સ્ત્રીને પ્રેમમાંથી વિચલિત કરીને બીજે જોડી દેવી એ કામ શરીર હાડકાંને જોડી દેવા જેટલું સહેલું નથી. ચીરેલા પેટને ટાંકા શકાય, ચીરેલાં હૈયાં સાંધી શકાતાં નથી !...

તેણે મૃગાને યાદ કરવા પ્રયત્ન કર્યો. તેને લાગ્યું કે, ચહેરેમહો બાલિશ દેખાતી હોવા છતાં તે બાળક નહોતી. તેની રૂપાળી આં કેવી ચબરાકી પૂર્વક ચકળવકળ થતી હતી ? એવી આંખો જેની હે તે જુવાનડી મૂર્ખ તો ન હોય...તેને વધારે યાદ કરવા તેણે પ્રય કર્યો, પણ ખાસ કંઈ યાદ ન આવ્યું, સિવાય કે, કાલી કાલી વાત અને લાંબા, ગોરા, સુંદર પગ...



અત્યાર સુધી ચૂપ બેસી રહેલા સિદ્ધાર્થે કંઈક ગળા નીચે ઉતાર્યું, અને કહ્યું, 'પસંદગી તમારે કરવાની છે—મારું કામ અથવા...!' વાક્ય અધૂરું મૂકીને તે ઊભો થઈ ગયો, અને ઉમેર્યું, 'સાંજના સાત વાગ્યે તમારી રાહ જોઈશ.'

'પણ એવો માણસ હું લાવીશ ક્યાંથી ? તમે કંઈક વિચાર તો કરો !'

સિદ્ધાર્થ પાછો ફર્યો. તેણે કહ્યું, 'એ વાત પૂરી થઈ. બીજું કંઈ કહેવું છે ?'

કહેવું તો ઘણું હતું, ખૂબ ખૂબ કહી નાખવું હતું. પણ તે માત્ર એક દુસ્સાહસ બની રહે, એક મોટી ભૂલ બની રહે તેમ હતું. દોરીઓ સિદ્ધાર્થના હાથમાં હતી. તેના હુકમો માનતા રહેવામાં ડહાપણ હતું.

તેણે કહ્યું, 'હું કોશિષ કરું છું.'

'ઓ કે !' સિદ્ધાર્થે કહ્યું, 'સાંજે સાત વાગે.' અને જવાબની રાહ જોયા વિના તે બહાર નીકળી ગયો.

## ❖ સાત ❖

શૂન્યમનસ્ક બનીને ઘણી વાર સુધી ચારુ માત્ર બેસી રહી. હવે જાણે તેણે કંઈ કરવાનું જ ન હોય તેમ, મન સાવ થાકી ગયું હતું, કંઈ વિચારવાની પણ ના પાડતું હતું, જાણે કહી રહ્યું હતું. વિચારવાનો હવે કંઈ અર્થ જ નહોતો. સિદ્ધાર્થ કહી ગયો તેમ કરવું પડશે, તે કહેતો જાય તેમ કરતા રહેવું પડશે. વિભા અને તેની સંસ્થાને, ભયંકર નાલેશીમાંથી બચાવી લેવાનો બીજો કોઈ રસ્તો નહોતો...

તે ઊઠી અને ફાઈલ કેબિનેટ પાસે ગઈ, થોડીક ફાઈલો અને રજિસ્ટરો લાવીને ટેબલ પર મૂક્યાં અને ખુરસીમાં બેસીને તેમાંથી સિદ્ધાર્થને જોઈતા હતા તેવા માણસો શોધવા લાગી ગઈ.

જેમ જેમ તે જોતી ગઈ તેમ તેમ તેને લાગતું ગયું કે, મૃગાને પિંજરે પૂરી શકે તેવો એકેય આદમી સંસ્થાને ચોપડે ચડેલો નહોતો. અને એ જ સ્વાભાવિક હતું. એવા માણસોને વળી



લગ્નબ્યૂરોની શા માટે જરૂર પડે? જાતે જ ઊડતાં પંખી પાડી શકે તેણે વળી પાળેલાં પંખીના બજારમાં આંટો દેવાની શી જરૂર?

પણ માણસો તો જોઈશે જ. ન મળે તે ચાલે તેમ ક્યાં હતું? થોડાંક ચાલી શકે એવાં નામ તો ખોળી કાઢવાં પડશે જ. સાંજના સાત વાગ્યા સુધીમાં ય એવા થોડાક પુરુષો તો તેની પર્સમાં જોઈશે. એ વાત પર સિદ્ધાર્થ ગાંડપણ જેવું વલણ લઈને બેઠેલો હતો.

ઘણી મથામણ પછી એવાં થોડાંક નામ તેણે શોધી કાઢ્યાં, અને દરેકની વિગતો અને સરનામાં એક કાગળમાં લખીને પર્સમાં મૂક્યાં. મનને થોડીક હાશ થઈ.

સાંજના બરાબર સાત વાગે તેણે વાલકેશ્વર રોડ પર સિદ્ધાર્થના ઘરના પગથિયે પગ મૂકી દીધો. સમયસર પહોંચવા તેણે દોડવું પડ્યું હતું. અર્ધીએક પળ શ્વાસ ખાઈને તેણે ડોરબેલનું બટન દબાવ્યું.

એકાદ મિનિટ ઊભી રહી ત્યાં 'કટ્' અવાજ થયો અને બારણું ખૂલ્યું.

રૂપની જ્યોત જેવી એક તરુણી બારણામાં ઊભી હતી. રૂપ અને પોષાક બેય ઝગઝગાટ. એક હાથમાં થોડો ખાધેલો ચોકબાર પકડીને ઊભેલી એ તરુણીએ મોટી મોટી આંખો ચારુ સામે પલકારી અને કોઈ ઉસ્તાદ ચિત્રકારે દોરેલા હોય એવા હોઠ ઉપર જીભ ફેરવી... ચારુ તેને જોઈ રહી. કેટલી લાંબી પાંપણો હતી! કેટલી બધી સુંદર! સિદ્ધાર્થના ઘરમાં નર્યું રૂપ જ ઊભરાતું રહેતું હશે?

સહેજ ગળું ખોંખારીને તેની સામે સ્મિત કરતાં કહ્યું, 'મારે ડોક્ટર સિદ્ધાર્થને મળવાનું છે.'

'તમારું નામ ચારુશીલા ઠાકોર?' અંદર જવા માટે ચારુને માર્ગ આપતાં તેણે પૂછ્યું, અને વળતું સ્મિત કર્યું.

'હા,' અંદર જતાં ચારુએ કહ્યું, 'તેઓ છે ને?'

'હા, છે! ચાલો,' ઘેર મહેમાન આવે ને નાનું બાળક કૂદી પડે તેમ હળવો કૂદકો મારતી તે આગળ ચાલી. ચારુ તેની પાછળ ચાલી.

'તમે અત્યારે આવવાનાં છો એટલે તે રોકાયેલા રહેશે એમ તેમણે મને કહેલું હતું,' ઉપરના માળે જવા દાદરો ચડતાં તેણે કહ્યું, સહેજ અટકી, અને પછી એકદમ પૂછ્યું, 'તમે તેમનાં ફ્રેન્ડ છો?'

એ અણધાર્યા પ્રશ્ને ચારુને પળવાર વિમાસણમાં મૂકી દીધી. 'કોણ હશે આ રૂપાળી? સિદ્ધાર્થની શું થતી હશે?...અને આવો સીધો સવાલ તેણે શું સમજીને પૂછ્યો હશે?'...તેના મનમાં વિચિત્ર શંકાઓ ઊભી થવા લાગી.

પણ એ રૂપાળી હોશિયાર પણ લાગતી હતી. ચારુના મનને કળી ગઈ હોય તેમ તે બોલી, 'હું તેમની નાની બહેન છું. મારું નામ રૂપા.'

'ઓહ! રૂપા!' ચારુના મનમાં પડઘો પડ્યો. શંકાઓ અલોપ થઈ ગઈ, ને હસવું આવી ગયું. તેણે નવેસરથી તેને નીરખવા માંડી: 'તો તું જ છે એ રૂપાળી આફત જેણે મને જવાળામુખીની ટોચ પર બેસાડી દીધી છે!'

બે-ત્રણ પગથિયાં ચડીને તેણે છેલ્લા પગથિયે પગ મૂક્યો ત્યારે સિદ્ધાર્થ ત્યાં ઊભો હતો. રૂપાની વાત અટકી ગઈ.

'વેલ!' સિદ્ધાર્થે તેની સામે મોં મલકાવતાં કહ્યું, 'યુ આર વેરી મચ ઈન ટાઈમ!' અને પછી રૂપા તરફ ફરતાં કહ્યું, 'તું જા, રૂપા. અગત્યની વાત છે એટલે અમને વાર લાગશે.'

તેના અવાજના સત્તાવાહી રણકાને બરાબર પામી ગઈ હોય તેમ રૂપા જવા માટે સળવળી, ત્યારે જ સિદ્ધાર્થની નજર તેના હાથમાં પીગળીને નીચે ટપકતા ચોકબાર પર પડી. તેનું મોં કટાણું



થઈ ગયું. રૂપાએ તે જોયું અને ચોકબાર મોંમાં મૂકતી ચૂપચાપ દાદરો ઊતરવા લાગી.

સિદ્ધાર્થે ફરી વાર ચારુ સામે સ્મિત કર્યું અને ખુલ્લા બારણાવાળા એક રૂમ તરફ ચાલ્યો. તેની પાછળ પાછળ ચારુ રૂમમાં દાખલ થઈ, અને તેની મોંઘીદાટ સજાવટને જોઈ રહી. રૂમ જાણે ખરેખરો રૂમ નહિ, છૂટા હાથે રંગો વાપરીને કેનવાસ પર ચીતરેલો હોય એવો લાગતો હતો.

મુલાયમ ચામડે મઢેલી એક ખુરશીમાં બેસવા ચારુને ઈશારો કરીને તે બીજી ખુરશીમાં બેઠો. ચારુ બેઠી એટલે તેણે કહ્યું, 'તમે કોણ છો, અને કયા કામે આવ્યાં છો એ તમે રૂપાને જણાવ્યું નથી, –બરાબર છે?'

'બરાબર છે,' ચારુએ કહ્યું, અને સહેજ હસી.

'સરસ!' તે બોલી ઊઠ્યો, 'નહિતર એ તો છાજલીમાં લપાઈ બેઠેલા પારેવા જેવી છે. તેનું ઘૂ...ઘૂ...બંધ થાય જ નહિ!'

ચારુને પહેલી જ વાર ખબર પડી કે સિધ્ધાર્થ આવું સરસ પણ બોલી શકતો હતો.

'અને પારેવા કરતાં પણ ભોળી છે–ખરું ને?' તેણે કહ્યું, અને સ્મિત ફરકાવ્યું.

સિદ્ધાર્થે હકારમાં માથું હલાવ્યું. તેના ચહેરા પર પ્રસન્નતા લીંપાઈ ગઈ. 'બહેનનાં વખાણ સાંભળીને આટલી ખુશી થઈ હશે?' ચારુને પ્રશ્ન થયો.

ગમે તેમ, પણ તેથી તેના ચહેરામાં ભારે ફેરફાર થઈ ગયો હતો. ફૂંગરાયેલા, કરડા ચહેરાની જગ્યાએ એક નવો જ સુંદર ચહેરો દેખાઈ રહ્યો હતો!

'ચા લેશો કે કોફી?' તેણે પૂછ્યું.

'કંઈ જ નહિ,' વિસ્મય પામતાં ચારુએ કહ્યું, 'કંઈ જરૂર નથી.'

પણ તેણે જોયું કે તેના ચહેરા પર કોઈક નવી રેખાએ ઉપસવા માંડી હતી. તેને ફાળ પડી.

તરત જ મોં પર સ્મિત લાવતાં તેણે કહ્યું, 'મેં વિચાર બદલી નાખ્યો. હું ચા પીશ.'

સિદ્ધાર્થ પળવાર તેની સામે જોઈ રહ્યો, હસ્યો અને ઊભો થયો. રૂમની બહાર જઈને બે-એક મિનિટે પાછો આવ્યો. ખુરશીમાં બેસીને તેણે શર્ટની બાંયો ઊંચે ચડાવી. લાંબી લાંબી આંગળીઓવાળા એ હાથ ખરેખર ધ્યાન ખેંચે એવા હતા. ચારુએ અછડતી નજરે તે જોયા. 'કેટલા લોકોને નવી જિંદગી આપી ચૂકયા હશે એ હાથ!' બેળેબેળે એક વિચાર આવી ગયો, અને તેની પાછળ એક વિચિત્ર, હસવું આવે એવો વિચાર આવી ગયો : 'આ માણસને કોઈ જુદા જ સંજોગોમાં, કોઈક વધારે સારી પરિસ્થિતિમાં મળવાનું થયું હોત તો છાપ કેવી પડી હોત?'

ઝટઝટ એ વિચાર તેણે ખંખેરી નાખ્યો–વિચિત્ર હતો, હાસ્યાસ્પદ, બેહૂદો હતો એ વિચાર!

'મિસ ઠાકોર,' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો. સહેજ ઝબકીને તેણે ઊંચે જોયું. નોકર ચાનો કપ તેની સામે ધરીને ઊભો હતો. સહેજ હસીને તેણે ટ્રેમાંથી કપ લીધો અને ટીપોય પર મૂકયો.

તરત જ સિદ્ધાર્થે પૂછ્યું, 'આપણું કામ કરીને જ આવ્યાં છો ને?'

ચારુએ હકારમાં ડોકું હલાવ્યું, 'થોડાંક નામ લાવી છું. પણ મેં પહેલેથી જ તમને કહ્યું હતું ને કે, એવાં ઝાઝાં નામ અમારા લીસ્ટ પર નથી?...ન જ હોય ને?'

'ખેર!' સિદ્ધાર્થે કહ્યું, 'જે નામો લાવ્યાં છો તેની વાત કરો.'



ચારુ વિગતો વાંચવા લાગી. ચાનો કપ પાછો ટીપોય પર મૂકીને સિદ્ધાર્થ ધ્યાનથી તે સાંભળતો ગયો. થોડી વારમાં એ નાનકડું લીસ્ટ પૂરું થઈ ગયું. ચારુએ તેની સામે જોયું, અને તેને ફરી વાર અચરજ થયું–આવો સ્વસ્થ, આટલો સ્વચ્છ ચહેરો પણ તેને છે ખરો?...પણ તરત જ તે ચેતી ગઈ. પોતાના મન પર સખત છંછેડાઈ ગઈ. મનમાં જ એક છણકો કરીને એ વિચારને ઝાપટી નાખ્યો–છટ્!

'આમાંથી કયો માણસ બરાબર લાગે છે?' તેણે પૂછ્યું.

'એક પણ નહિ.'

'આ બેંક મેનેજર—'

'નહિ ચાલે. મૃગા તેની આગળ બહુ નાની ગણાય, તેને પસંદ ન જ કરે...'

'તો પછી આ એન્જિનિયર?'

'એ પણ નહિ ચાલે. ચશ્માવાળા માણસો અમસ્તા ય તેને નથી ગમતા. તમારે બીજા માણસો શોધવા પડશે.'

'પણ કયાંથી શોધું?' ચારુ અકળાઈ ગઈ. અમારા બધા ચોપડા ફેંદ્યા ત્યારે માંડ આટલા મળ્યા છે!'

'ચોપડા ફરી વાર ફેંદો. ગમે તે કરો. 'ના' તો આમાં ચાલી શકે તેમ છે જ નહિ!'

'પણ ડોકટર—'

'મેં કહ્યું ને મિસ ઠાકોર, આમાં કંઈ ચાલી શકે તેમ છે જ નહિ...પૂરી પરિસ્થિતિ મેં તમને જણાવી દીધી છે.'

'હા, તમે કહી દીધું છે બધું. તમારે માત્ર કહી દેવાનું જ હતું. એ કરવાનું કેટલું મુશ્કેલ છે તેનો વિચાર કર્યો છે તમે?'

ચારુનો પિત્તો–તેના કાબૂ બહાર–ઉછળવાની તૈયારી કરી રહ્યો હતો, 'મારાથી થઈ શકી એટલી મથામણ હું કરી ચૂકી છું–એવા માણસો ન જ મળે તો હું શું કરું ? કંઈ હવામાંથી પેદા ન કરી શકાય ! ...મૃગાને માત્ર તમે જ પસંદ છો. તમારા જેવા બીજા માણસો હું ક્યાંથી લાવું ?...'

હાંફતી હોય તેમ ઝડપી શ્વાસ લેતી તે થોડી વાર થોભી.

આંખો પલકારતો સિદ્ધાર્થ તેની સામે જોઈ રહ્યો. તેની આંખોમાં એક અકળ ભાવ ઊપસી આવ્યો. હાથની અદબ વાળીને તે ધીમા અવાજે બોલ્યો :

'ખરેખર એવા કોઈ માણસને તમે ઓળખતાં નથી ?'

'ના, કોઈને નહિ.'

'તમારી સંસ્થામાં નોંધાયેલો ભલે ન હોય, તમારો પોતાનો અંગત—'

ચારુના મનમાં જાણે નાનકડો બૉંબ ફૂટ્યો. તે સમસમી ગઈ. મોં કાનની બૂટ સુધી લાલચોળ થઈ ગયું. ભારે જહેમતપૂર્વક તે મનને કાબૂમાં રાખી રહી.

'થઈ શકશે, તમારાથી ?'

'ના !' ચારુ બોલી ઊઠી.

સિદ્ધાર્થની સહેજ પહોળી થઈ ગયેલી આંખો તેની સામે જોઈ રહી; જાણે પૂછી રહી, 'કેમ ?'

ચારુ પણ ચૂપચાપ તેની સામે જોઈ રહી. છાતીમાં હજી સિદ્ધાર્થના શબ્દો સણસણી રહ્યા હતા. પણ ઝડપથી તેણે મગજ પર કાબૂ લઈ લીધો. સ્વસ્થ અવાજે તેણે કહ્યું :

'તમે માનો છો એવા કોઈ સંબંધો મારે કોઈની ય સાથે નથી, મિસ્ટર સિદ્ધાર્થ. મને જેટલું આશ્ચર્ય થાય છે એટલું જ



દુ:ખ થાય છે–તમે કેવું કેવું વિચારી શકો છો–મારા વિશે પણ...? એ વાતની એક વાત–તમારે જોઈતો માણસ હું શોધી શકું તેમ નથી.'

સિદ્ધાર્થ વચ્ચે કંઈક બોલવા ગયો એટલે તે અટકી ગઈ. પણ તે પાછો ચૂપ બેસી રહ્યો એટલે તેણે કહ્યું, 'જે માણસ શોધવાનું જ શક્ય નથી તેની પાછળ સમય વેડફવાનું તમને નિરર્થક નથી લાગતું ? જે હેતુ તમે મૃગા માટે પુરુષ શોધીને પાર પાડવા ધારો છો તે તમારા માટે કોઈ સ્ત્રી શોધીને વધારે આસાનીથી પાર પાડી શકશો એમ નથી લાગતું ?'

તેણે જોયું, સિદ્ધાર્થ આંખો તેના પર ઠેરવીને જોઈ રહ્યો હતો. તેની આંખોમાં બહુ ઝડપથી કંઈક હેરફેર થઈ રહી હતી. બે વાર તે નીચું જોઈ ગયો, કંઈક વિચાર્યું, અને પાછું તેની સામે જોયું. ચારુ તે જોતી રહી.

આખરે તેણે આંખો પટપટાવી, એક શ્વાસ લીધો અને બોલ્યો, 'વેલ ! માની લઈએ કે એવી કોઈ સ્ત્રી હું શોધી કાઢું. પણ પછી તેનાથી છૂટી કેવી રીતે શકું ?...લગ્ન–બગ્ન મારે કરવાં નથી ! એકમાંથી છૂટવા જતાં બીજીમાં—'

'એવું નહિ થાય,' ચારુ બોલી, 'તમારે એવું થાય. જુઓ તમારે મૃગાથી છૂટવાનું એટલા માટે મુશ્કેલ છે કે તેની સાથે તેના પિતાનો પણ વિચાર કરવાનો છે. બીજી કોઈની બાબતમાં એવું નહિ હોય એટલે—'

વાક્ય તે પૂરું કરી શકી નહિ. ધબાક્, ધબાક્, ફૂદકા મારતાં દાદરો ચડવાનો કોઈનો અવાજ સંભળાયો. ચારુ બોલતી થંભી ગઈ. પગલાંનો અવાજ દાદરો ચડીને છેક ઉપર આવ્યો, અને તરત જ એક લહેકાભર્યો સાદ સંભળાયો, 'સિદ્ધુ...ડાર્લિંગ !'

'ઓ, મૃગા !' ચારુ ઝબકીને સચેત થઈ ગઈ. તેણે જોયું, સિદ્ધાર્થ પણ ઝબકી ગયો હતો, સચેત થઈ ગયો હતો. ચારુને વિચાર

આવી ગયો : 'અંદર આવતાં જ મૃગા જોશે કે સિદ્ધુ ડાર્લિંગ અત્યારે તેની જ સાથે બેઠેલો છે જેની સાથે ગઈ કાલે ઊભેલો હતો !...માય ગોડ !''

મૃગાના પ્રત્યાઘાતને ધ્યાનથી જોવા તે અદબ વાળીને તૈયાર થઈ ગઈ.

અને તેને દહેશત હતી એવું જ બન્યું. અંદર આવતાં જ મૃગા એક જોરદાર આંચકો ખાઈ ગઈ. જો કે કુદરતે મોટાભાગે સ્ત્રીઓને ઊંચી જાતના 'શોકએબ્સોર્બર્સ'થી સજ્જ કરેલી હોય છે. એટલે તેના ચહેરા પર તો થોડોક હળવો ચડકારો જ દેખાયો. પણ એટલા ઉપરથીયે ચારુ તેના અસલ આંચકાનું કદ માપી શકી હતી.

સિદ્ધાર્થ સામે સ્ત્રીસુલભ સ્મિત કરતાં મૃગા લાડથી બોલી, 'ઓહ, ડાર્લિંગ ! કેવા છો તમે ? હજી પરવાર્યા નથી ?'

અને પછી ચારુ તરફ એક ત્રાંસી નજર ફેંકી : 'કાલે પણ તમે અહીં હતાં, ખરું ને ?'

ચારુએ ફક્ત માથું હલાવ્યું. કંઈ બોલવાની કે જવાબ આપવાની તેને શી જરૂર ? પરિસ્થિતિ વિકટ હતી તો સિદ્ધાર્થ માટે હતી. એ જ સંભાળે તેને !

સિદ્ધાર્થ એ બરાબર સમજતો હોય તેમ ઊભો થયો અને કહ્યું, 'એમનું નામ મેં કાલે જ તને કહ્યું હતું...શી હેપન્સ ટુ બી અ ફ્રેન્ડ ઓફ માઈન !' અને તેને ખુરશીમાં બેસાડતાં કહ્યું, 'કોફી પીશ ને ?'

'ઓહ, યસ ! પીશ જ !' હંમેશના સ્વભાવિક આનંદી મૂડમાં હોવાના દેખાવપૂર્વક મૃગાએ કહ્યું...જો કે ચારુને તે માત્ર દેખાવ જ લાગ્યો. અંદરથી બરાબર હચમચાવી નાખે એવો એક આંચકો પળ પહેલાં જ તેને લાગેલો હતો, આટલો જલદી તે ઓસરી ન જાય !



'તમે–ચા લેશો ને ?' ચારુ તરફ ફરતાં સિદ્ધાર્થે પૂછ્યું.

'નો. થેંક્સ !' ઊભી થઈ જતાં ચારુએ કહ્યું, 'હું હવે જાઉં.'

પણ તેને લાગ્યું, સિદ્ધાર્થના મનમાં કંઈક ભારે ગડમથલ શરૂ થઈ ગઈ હતી. મનમાં કંઈક ઝપાટાબંધ બની રહ્યું હતું. તેના ચહેરા પર, આંખોમાં કોઇક નવી જ ઉત્તેજના દેખાતી હતી !

'મારી ચિંતા બિલકુલ ન કરશો, હોં !' મૃગા ચારુને ઉદ્દેશીને બોલી, 'વાત અધૂરી હોય તો પૂરી કરી લેજો...મને સહેજે તકલીફ નથી.'

પણ તેને ખરેખર ભારે તકલીફ થઈ રહી હતી. તેની આંખોમાં તે દેખાઈ રહ્યું હતું.

'ના રે, ના. અમારે કોઈ વાત બાકી નથી.' અને તેની પાછળ આવવા જતા સિદ્ધાર્થને રોકતાં કહ્યું, 'તમે બેસો, બારણા સુધી આવવાની જરૂર નથી.'

અને તેને જવાબની તક આપ્યા વિના રૂમમાંથી બહાર નીકળી ગઈ.

બની શકે તેટલો જલદી દાદરો ઊતરી જવા તેણે પગ ઊપાડ્યા. પણ દાદરે પહોંચતાં પહેલાં મૃગાનો અવાજ તેને સંભળાયો : 'હું તો એવું જ સમજતી હતી ડાર્લિંગ, કે ફ્રેન્ડશીપ માટે તમને સમય મળતો જ નથી...પણ તમે ય આખરે શું કરો ? તેની આંખો બહુ જબરી છે, નહિ ?'

ચારુને લાગ્યું કે, તેને સંભળાવવા માટે એ અવાજ ખાસ ઊંચો કરાયેલો હતો. મનમાં ધૂંધવાતી તે સડસડાટ દાદરો ઊતરવા લાગી.

પણ તે બારણે પહોંચી તે પહેલાં તો દાદરો જોરથી ધમધમી ઊઠ્યો. ચમકીને તેણે પાછળ જોયું તો તેના કરતાંય બમણી ઝડપથી પગથિયાં કૂદતો સિદ્ધાર્થ નીચે આવી રહ્યો હતો–ધબ્બ, ધબ્બ, ધબ્બ...

પળ બે પળમાં તો તે નીચે આવી ગયો. ચારુની પાસે પહોંચી ગયો. ચારુએ જોયું, તે હાંફી ગયો હતો.

તેણે ચારુ સામે અર્ધુંપર્ધું સ્મિત કર્યું, અને તરત જ ગં
થઈ જતાં કહ્યું, 'તમારી વાત સોળે સોળ આના સાચી છે! એક
સચોટ!'

'કઈ વાત?' ચારુ બરાબર સમજી નહિ.

'મૃગા માટે પુરુષ શોધવાને બદલે મારા માટે સ્ત્રી શોધવા
વાત!...હવે મને બરાબર સમજાય છે એ વાત! અદ્‌ભુત વાત
તમારી!' તેના અવાજમાં ઉશ્કેરાટ હતો.

તેની સામે તાકતાં ચારુએ પૂછ્યું, 'એટલે–હવે તમે શું કર
માગો છો?'

'એ જ, જે વહેલામાં વહેલી તકે કરવા જેવું છે,' ઉત્તેજના
કાબૂમાં રાખવા તે મથતો હતો, છતાં અવાજ ઠગી જતો હતો,'
એવું કરવા માગું છું જેથી મૃગા માની લે કે હું કોઈ બીજી સ્ત્રી
પ્રેમમાં તણાઈ ચૂક્યો છું!'

'પણ હજી થોડી વાર પહેલાં તો તમે–'

'ભૂલી જાવ, એ વાત પર જ ચોકડી મારી દો હવે. થોડી વ
પહેલાંની એ ભૂલ હવે હું થોડીવારમાં જ સુધારી લેવા માગું છું
શ્વાસ ખાવા સહેજ રોકાઈને તે આગળ બોલ્યો, 'થોડી વાર પહે
મને લાગતું હતું કે, બીજી કોઈ સ્ત્રી સાથે એવો દેખાવ કરવા જ
હું ઉલમાંથી ચૂલમાં પડીશ–ચૂલની આગ મને દઝાડી નાખશે...
હવે લાગે છે કે, એ સ્ત્રી જો તમે હો તો દાઝવાની કોઈ શક્ય
રહેતી નથી...'

'હેં?' ભૂત ભાળ્યું હોય તેમ ચારુ છળી ઊઠી, 'હું?'

'હા, શો વાંધો છે તેમાં?' સિદ્ધાર્થ સહેજ નજીક આવ્યો.

ધબાક્–ધબ્, ધબાક્–ધબ્–ચારુનું હૃદય જોરથી ઊછળવા લાગ
પહોળી થઈ ગયેલી આંખો સિદ્ધાર્થ પર ખોડાઈ ગઈ.



## ❖ આઠ ❖

અપલક તાકી રહેલી ચારુને લાગ્યું કે, સિદ્ધાર્થ ધીમે ધીમે દેખાતો બંધ થઈ રહ્યો હતો, ઝાંખોને ઝાંખો થતો ઓગળી રહ્યો હતો, સામે જ ઊભેલો દાદરો જાણે ખસી રહ્યો હતો. દીવાલો, બારી, બારણાં બધું જાણે પડદા પર ચિતરેલું હોય તેમ ઝૂલી રહ્યું હતું. પાણી ભરેલા હોજના તળિયા પર દોરેલું હોય તેમ તરંગાઈ રહ્યું'તું.

પ્રચંડ આંચકો દઈને એક ક્ષણ તેને સમૂળગી હચમચાવી ગઈ, અને સડસડાટ વીતી ગઈ.

પછી બધું પાછું સ્થિર થવા લાગ્યું. માથું હળવું થઈને ભમતું બંધ થયું. ઘૂંટણને પીગાળી નાખતો ઠંડો સ્પર્શ હટી ગયો. ટેકો લેવા બારણા પર મૂકી દીધેલો હાથ પાછો ખેંચાઈ ગયો. છાતીમાં ઘૂમતું વલોણું થંભી ગયું, તે જરા સ્વસ્થ થઈ.

તેણે સિદ્ધાર્થ સામે જોયું, વિસ્મય અને કુતૂહલભર્યા ચહેરે તે તેને જોઈ રહ્યો હતો. ચારુએ

એક-બે વાર આંખો પલકારી અને કંઈક ગળા નીચે ઉતાર્યું.

'શું થયું ?...તમારી તબિયત તો...' સિદ્ધાર્થ બોલ્યો. તે અવાજ પર જાણે ચિંતાનો ભાર હતો.

'કંઈ નહિ,' કહીને ચારુએ ગળું સહેજ ખોંખાર્યું અને આગ બોલી, 'કંઈ નથી થયું. હું બરાબર છું.'

'ઓહ, ગોડ !' સિદ્ધાર્થે જોરથી શ્વાસ મૂક્યો, મનમાં જા એક સખત ધ્રાસકો પડી ગયો હતો. એક પળ જાણે મન અધ્ધર ગયું હતું...ધીમે ધીમે તેના ચહેરા પરથી તંગ રેખાઓ ભૂંસા લાગી. ચારુએ તે જોયું. તેને લાગ્યું, તેના ચહેરાની ચામડી ખેંચાઈ તંગ બની ગઈ હતી. હવે તે પાછી સ્વસ્થ થઈ રહી હતી, ચહે સ્વસ્થ બની રહ્યો હતો. અને આંખો-અગાઉ કદી યે નહોતી. એ આર્દ્ર, એવી નરમ, એવી પાણી પાણી થઈ ને તેને જોઈ રહી હ

એ આંખો સામે તે ન જોઈ શકી, મનને એકાએક કોઈ અજા હળવો ધક્કો લાગ્યો, ને તેણે નજર નીચી ઢાળી દીધી, હૃદય જા કાનમાં ધબકતું હોય તેમ સંભળાવા લાગ્યું-ધબાક-ધબ, ધબાક ધબ

તેણે ફરી નજર ઊંચી કરી, સિદ્ધાર્થની આંખો હજી તે પર જ ઠેરવાયેલી હતી. જુદી જ હતી એ આંખો-નવાઈ પમાડે એ કશાકથી ભરી ભરી. માય ગોડ !

ફરી તે નીચું જોઈ ગઈ. તેના હોઠ સૂકાઈ રહ્યા હતા. હે પર જીભ ફેરવીને તેણે ઊંચે જોયું.

'મેં-હમણાં કહ્યું તે તમે-' સિદ્ધાર્થે ધીમા અવાજે કહ્યુ અને દાદરા ઉપર એક નજર કરી લીધી.

'પણ તેમાં હું શું કરું ? મારે તેમાં કંઈ શી રીતે લા વળગે ?'...તેની વાત બરાબર સમજી હોવા છતાં, સમજી ન હો એવું તે બોલી.



'તમે સમજતાં કેમ નથી ?' ઉતાવળ અને અકળામણપૂર્વક બોલતાં સિદ્ધાર્થે ફરી દાદરા પર જોયું, 'તમે જોયું નહિ ? તમારી માત્ર હાજરીએ જ તેને કેવી ઊંચીનીચી કરી નાખી છે ? ઇર્ષાથી કેવી ચચરી ઊઠી છે? તમે ન જોયું ? ...તમારી વાત મારા મનમાં બરાબર ઊતરી ગઈ છે. એ વાત જ બરાબર છે...'

'તમે થાપ ખાઈ રહ્યા છો. મૃગા મૂર્ખ નથી.'

'પણ મેં તેને મૂર્ખ બનાવી દીધી છે. મેં બરાબર દેખાવ કરી નાખ્યો છે કે-' સહેજ અટકીને તે બોલ્યો 'કે હું તમારા પ્રેમમાં છું. પૂરેપૂરી શંકા તેને પડી ગઈ છે, અને પાકી ખાતરી હવે કરાવી દઈશ.'

'પણ હું નહિ કરાવી શકું, આઈ એમ સોરી !' ચારુએ કહ્યું, 'મેં તો તમને ખાલી સૂચન જ કર્યું 'તું, બીજી કોઈ સ્ત્રી માટે. હું તેમાં શી રીતે આવી શકું ?'

તેણે કહી તો દીધું પણ, કોણ જાણે કેમ, મનમાં ઊંડે ઊંડે તેને લાગી રહ્યું હતું કે તેનું કંઈ ચાલવાનું નહોતું.

'એ ખરું,' સિદ્ધાર્થે કહ્યું; 'પણ એ શક્ય નહોતું...બીજી કોઈ સ્ત્રીને હું કે તમે શી રીતે તૈયાર કરી શકયા હોત? મારે તેની સાથે લગ્ન તો કરવાનાં નથી.

થોડી વાર તે થોભ્યો, અને દાદરા ઉપર ફરી વાર જોઈ લીધું, ગમે તે પળે મૃગા આવી જવાની ચિંતા તેની આંખોમાં ડોકાતી હતી, જલદી વાત પૂરી કરી નાખવાની ઉતાવળ સ્પષ્ટ હતી.

તેણે કહ્યું, 'એ માટે તમે જ બધી રીતે યોગ્ય છો. પ્લીઝ, મિસ ઠાકોર !'

'પણ એ નાટક ક્યાં સુધી ચાલી શકશે ?' ચારુએ પણ એક નજર દાદરા પર નાખી લીધી, 'નાટક હોય એટલે તેનો અંત પણ,

ક્યારેક લાવવો જ પડે ને? અને ત્યારે તે પાછી નહિ આવી જાય, એવું કેમ માની લો છો?'

'નહિ આવે,' સિદ્ધાર્થે કહ્યું, 'તેનું અભિમાન તેને પાછી નહિ આવવા દે.'

'એ તમને પ્રેમ કરતી હોય તો અભિમાન વચ્ચે ન આવી શકે.'

ચારુને લાગ્યું કે, સિદ્ધાર્થ હજી કંઈક બોલવા માગતો હતો. પણ મૃગા આવી પહોંચવાની દહેશત, સખત ઉતાવળ અને વિચારોની ભરમાર વચ્ચે તે બોલી શકતો નહોતો.

ચારુએ બારણું ખોલવા હેન્ડલ પર હાથ મૂક્યો. પણ એ હાથ સ્થિર જ કેમ રહ્યો? હેન્ડલને ઘૂમાવતો કેમ નહોતો?

'આવતી કાલે હું તમારી રાહ જોઈશ,' સિદ્ધાર્થ એક શ્વાસે બોલી ગયો, 'આજના ટાઈમે.'

'શા માટે?' નજર સહેજ વંકાવીને તેની સામે જોતાં તેણે પૂછ્યું.

'આપણું નાટક...કાલથી જ શરૂ કરી દઈએ.'

'હરગીઝ નહિ.'

'પણ—પણ તમે સમજતાં કેમ નથી? માત્ર નાટક જ કરવાનું છે—ખાલી દેખાવ!' સહેજ અટકીને ચારુને બરાબર તાકતાં તેણે કહ્યું, 'ને એ તમારે કરવું પડશે. હું—'

'બસ, બસ. આગળ મારે સાંભળવું નથી,' ચારુએ કહ્યું અને બારણું ખોલી નાખતાં ઉમેર્યું, 'મારી વિભાને ખાતર હું એ કરીશ.'

સિદ્ધાર્થના મુખ ઉપર સંતોષનું સ્મિત ફરકી ગયું. બહાર પગથિયાં પર આવીને તેણે ફરી વાર કહ્યું, 'તો પછી આવતીકાલે—'

'આવતી કાલે સાત વાગે હું શિવમ્ મહિલા મંદિરની ઑફિસે હોઈશ,' મોં ગંભીર રાખતાં ચારુએ કહ્યું, 'આવી જજો સમયસર.'

'પણ—'

'પણ શું?' ઠાવકાઈ ભર્યા રણકામાં ચારુએ કહ્યું, 'નાટકમાં પણ દશ્યો તો વાસ્તવિક જ હોવાં જોઈએ—જોનારને ગળે ઊતરે તેવાં. ને વાસ્તવિકતા એ છે કે, જ્યાં હું હોઉં ત્યાં તમારે આવવું પડે!'

અને મલકી જતા હોઠને પરાણે દબાવી રાખીને તે પગથિયાં ઊતરી ગઈ.

એક અજાણ્યા અચંબાપૂર્વક સિદ્ધાર્થ તેને જતી જોઈ રહ્યો.

* * *

વાલકેશ્વર રોડથી ઉપડેલી ચારુની ટેક્ષી સીધી હૉસ્પિટલ તરફ દોડી. બે દિવસ સુધી બિચારી વિભાનો ભાવ પૂછવાનો ય સમય નહોતો. બે દિવસ અને બે રાત—કલાકે કલાક ભયાનક વેગથી વલોવાતા રહ્યા હતા; તે પોતે પણ વલોવાતી રહી હતી. રાતના સપનાં પણ એવાં જ આવ્યાં હતાં. જાણે તે જોરથી ચક્કર ચક્કર ઘૂમી રહી છે. આસપાસ બધું ઘૂમી રહ્યું છે ભમરડાની જેમ; અને મગજ વેરણ છેરણ થઈ રહ્યું છે...

પણ હવે એ દુઃસ્વપ્ન જેવી સ્થિતિ પૂરી ગઈ છે. ચકરાવે ચડેલી એક સમસ્યાનો, બહુ કઢંગો પણ, એક હલ નીકળી આવ્યો છે. બધું ફરતું બંધ થઈ ગયું છે—હાલ તુરત તો બધું સ્થિર થઈ ગયું છે...હાશ!...હવે વિભાની ચિંતા તેના મન પરથી ઊતરી જાય છે. નચિંતપણે સાજી થવાનો સમય હવે તેને મળી રહેશે. બિચારી ...બચી જશે...

હૉસ્પિટલની પથારીમાં વિભા સાવ અશક્ત થઈ ગયેલી પડી હતી. ચારુ તેની પાસે બેસી ગઈ. તેને જોઈને વિભાના ચહેરા પર આનંદની ચમક આવી ગઈ.

'આઈ એમ સોરી, 'ભા !' તેનો હાથ પોતાના હાથમાં લે ચારુએ કહ્યું, 'બે દિવસ સુધી તારી ખબર પૂછવા ય આવી શકી.' અને હેતભરી નજર તેના પર ઢોળતાં પૂછ્યું, 'કેમ તબિયત ?'

'ઓપરેશન થઈ ગયું,' ધીમા અવાજે વિભાએ કહ્યું, 'ન કૃત્રિમ વાલ્વ બેસાડયો છે.'

થોડી વાર આરામ લેવા અટકીને તેણે આગળ કહ્યું, ' મને લાગે છે ચારુ, અહીંથી હું જલદી બહાર નહિ નીકળી શ હું ધારતી હતી તે કરતાં વધારે સમય માટે અહીં રહેવું પડશે.'

વળી થોડી વાર તે શાંત રહી અને પછી બોલી, 'માધવ છે કે, હું વધારે નબળી પડી ગઈ છું, એટલે કંઈક કોમ્પ્લીકે થવાનો સંભવ વધી જાય છે. એવું ન થાય તે માટે વધારે ટ્રીટમે અને આરામ લેવાં પડશે.'

'એમાં શો વાંધો ?' તેના કપાળ પર ધીરેથી હાથ ફેરવ ચારુએ કહ્યું, 'તેથી કંઈ દુનિયાનો અંત આવી જવાનો ન ઓફિસનું કામ તો મને હવે તદ્દન ફાવી ગયું છે. અરે, હવે લગ્નબ્યૂરોમાં રોજ નવા સભ્યો પણ આવવા લાગ્યા છે !' કહીને વિભા સામે ઉત્સાહભર્યું હસી.

'ખરેખર ?' વિભાના ચહેરા પર હર્ષનો ઝબકારો થયો. સામે ઉત્સાહભર્યું સ્મિત કરતાં તેણે પૂછ્યું, 'સાચું કહે છે ?'

'તદ્દન સાચું,' ચારુએ ભાર મૂકીને કહ્યું, 'તારી પાસે જૂઠું કદી ન બોલું, 'ભા !'

'તો તો બહુ સારું,' કહીને વિભા થોડી વાર આંખો મીં ગઈ. તેના ચહેરા પર સંતોષ પથરાઈ રહ્યો. થોડી વારે તેણે આં ખોલી અને કહ્યું, 'તું બધું સંભાળી શકે તેમ છે ચારુ, છતાં



પૂછવાની જરૂર પડે તો તરત જ અહીં આવી જજે. હું તને મદદ—'

'તારે સાજી થવાનું છે, 'ભા.' તેને વચ્ચે અટકાવી દેતાં ચારુએ કહ્યું, 'જલદીમાં જલદી સાજી થવા સિવાયના બધા જ વિચારોને મનમાંથી કાઢી મૂક. તારી સંસ્થા હવે હું સંભાળું છું. તારે તેની ચિંતા કરવાની રહેતી જ નથી. હું બધું સંભાળી શકું તેમ છું.'

'મને તારામાં વિશ્વાસ છે,' વિભાએ મોં મલકાવતાં કહ્યું, 'ખરેખર ચારુ, તું ન હોત તો મારું શું થયું હોત ? મારે માટે તો તું ઈશ્વરના ફિરસ્તા જેવી બની રહી છે !'

'પણ તું તો પહેલેથી જ એવી છે ને !' ચારુએ હસી પડતાં કહ્યું, 'અનેક સ્ત્રીઓ માટે તું ઈશ્વરના દૂત જેવું જ કામ કરતી રહી છે ને ?...આવી બીમારી તને ક્યાંથી આવી ? ઈશ્વરને કંઈ વિચારે ય નહિ આવતો હોય ?'

'હશે. જવા દે એ વાત.' વિભાએ કહ્યું.

'સાચું છે,' ચારુએ કહ્યું, 'હવે તો ગઈગૂજરી બની ચૂકી એ વાત. હવે તારે સાજા થઈ જવું એ જ એક મહત્ત્વની વાત છે. હવે એકદમ સરસ થઈ જવાનું તારે–કેમ ?'

'તારી વાત હું બરાબર સમજું છું.' વિભાએ કહ્યું, 'હું પણ એ જ ઇચ્છું છું.' આંખો મીંચીને તે થોડી વાર શાંત પડી રહી. પછી એકાએક પૂછ્યું, 'અલકેશ શું કરે છે ?'

ચારુ બોલવા ગઈ, પણ ક્ષણેકવાર અટકી ગઈ, સહેજ વિચાર કર્યો અને વિભાને સ્પષ્ટ કહી દેવાનું નક્કી કર્યું, 'ગઈ કાલે તે ઓફિસમાં આવ્યો હતો–પૈસા લેવા. મેં તેને હવેથી ઓફિસમાં આવવાની ના કહી દીધી છે. અમારી બંનેની હાજરી ત્યાં જરૂરી નથી, ઇચ્છનીય પણ નથી...પૈસા મેં તેને આપી દીધા છે.'

'પણ પૈસા તો ઓફિસમાં હતા નહિ !'

'તેથી શું થયું ? મારા પૈસા તારા પણ ન ગણાય ?...તું મન પર કોઈ ભાર રાખીશ નહિ–પછી હિસાબ સમજી લઈશું, બસ ?'

વિભા સંતોષભર્યું હસી અને કહ્યું, 'પ્રાઈમરી સ્કૂલોના પગાર બહુ સુધરી ગયા લાગે છે !'

'અરે, સ્કૂલ તો મારા મનમાંથી જ સાવ નીકળી ગઈ છે ’ભા. તારી આ સંસ્થાએ મને પહેલા જ દિવસથી એવી કચકચાવીને જકડી લીધી છે કે તેના સિવાય બીજા કશાનો વિચાર પણ હું કરી શકતી નથી–બોલ !'

કહીને ચારુ હસી પડી. તેને વિચાર આવી ગયો–એક રીતે તે કેટલું સાચું બોલી રહી હતી ? ને એક રીતે કેટલું ખોટું ?...તેને થયું, વિભા તો બિચારી તેની વાત સાવ સાચી જ માનશે. પણ ખરેખરી વાતની બધી ખબર તેને પડી જાય તો ? બાપ રે ! શું શું થઈ જાય તેને ?

ના...એ ખબર તો કોઈ પણ ભોગે તેને ન પડવા દેવાય. મરી જ જાય બિચારી !...

તરત તેણે બીજી વાતો શરૂ કરી દીધી. તેના ઓપરેશનની, તબિયતની, ટ્રીટમેન્ટની, હોસ્પિટલની અગવડ–સગવડની, એમ અનેક વાતો તે કરતી રહી, એવી રીતે વાતો કરતી રહી કે તેમાં વિભાએ ખાસ બોલવું જ ન પડે. ઘણી ઘણી વાતો તેણે કરી નાખી અને છેલ્લે માધવ વિશે પણ પૂછી લીધું. એ જરૂરી નહોતું, પૂછીને નવું કાંઈ જાણવાનું યે નહોતું, જે હતું એ બધું તે જાણતી જ હતી. છતાં શી ખબર કેમ ? તેનાથી પૂછ્યા વિના ન રહેવાયું. મનનું માંકડું કેવું વિચિત્ર હોય છે ! પ્રેમની વાતમાં માથું મારી લીધું ત્યારે જંપ્યું !



ત્યાં સુધીમાં દર્દીઓને મળવાનો સમય પૂરો થઈ ગયો એટલે તે ઊઠી, વિભાના ગાલ પર ધીરેથી એક ટપલી મારી અને વોર્ડમાંથી બહાર નીકળી ગઈ.

બહાર નીકળીને જમણી તરફ વળતાં જ તે કોઈકની સાથે અથડાઈ પડી. વિચારમાં નીચે ઝૂકી ગયેલી નજર એકદમ ઊંચી થઈ ગઈ. સશક્ત શરીર અને હસમુખા ચહેરાવાળો એક માણસ સામે ઊભો હતો. ગળામાં સ્ટેથોસ્કોપ ઝૂલતું હતું. તેનો ચહેરો જોતાં લાગતું હતું કે, ચારુની જેમ જ તેની નજર એકાએક ઝબકીને ઊંચી થઈ ગઈ હતી. તે પણ કંઈક વિચારમાં જ ઊંધું ઘાલીને ચાલતો હતો.

'આઈ એમ સોરી !'

એ જ શબ્દો ચારુ બોલવા જતી હતી પણ તે થોડીક મોડી પડી હતી. અથડાનાર આદમી એ શબ્દો બોલીને નિખાલસપણે હસી રહ્યો હતો.

'નેવર માઈન્ડ, ડૉક્ટર.' ચારુએ વળતું સ્મિત કર્યું.

'તમારું નામ ચારુશીલા ?' તે હજી હસતો હતો.

'હા !' ચારુએ કહ્યું અને તાજ્જુબીથી આંખો પટપટાવતાં પૂછ્યું, 'તમે મને ક્યાંથી ઓળખો ?'

'તમે જેને મળીને આવ્યાં એ તમારી બહેનપણી દ્વારા.' ડૉક્ટરે કહ્યું, 'નામ ઉપરાંત બીજું પણ ઘણું મેં તેની પાસેથી જાણ્યું છે, ને એ બદલ મારે તમારો અંગત આભાર માનવાનો છે...'

એક અર્ધી ક્ષણ ચારુ તેની સામે જોઈ રહી, અને તેના મનમાં એક ઝબકારો થયો. તે સાથે જ આંખો સહેજ પહોળી થઈ ગઈ. મોં ઉપર ખુશીનું પહોળું પહોળું હાસ્ય ફેલાઈ ગયું અને તે બોલી ઊઠી, 'અરે ! તમે—તમે ડૉક્ટર માધવ ?'

હસીને છટાથી માથું નમાવતાં માધવે કહ્યું, 'થોડી વાર પહેલાં

જ હું અહીંથી પસાર થયો હતો. તમને વિભા પાસે બેઠેલાં જોયાં ત્યારે જ હું જાણી ગયો હતો કે જેનાં વખાણ કરતાં તે થાકતી નથી એ ચારુ તમે જ છો!'

એવી પ્રશંસા સાંભળવી કોને ન ગમે? છતાં, ગમતું હોય તો પણ એવું દેખાવા તો ન જ દેવાય ને? હસીને વાતને બીજા કોઈ મરોડ પર મૂકી દેવી જોઈએ. તે હસી અને બોલી, 'તમે મળી ગયા એ બહુ સારું થયું. મનમાં હું તમને મળવાનું વિચારી જ રહી હતી, ને તમે મળી ગયા. પછી સહેજ ગંભીર થતાં પૂછ્યું, 'વિભાની તબિયત ખરેખર કેવી છે?...મને તમે સાચું કહી શકશો.'

'તમને કેવી લાગી? તેની સાથે વાતો કરીને તો તમે આવ્યા છો!'

'છતાં,' ચારુએ આગ્રહપૂર્વક કહ્યું, 'મારે તમારી પાસેથી સાંભળવું છે–હું ડોક્ટર નથી.'

'આવા કેઈસમાં જેટલી સારી તબિયતની અપેક્ષા રાખી શકાય તેટલી સારી તેની તબિયત છે.' કહીને જાણે ચારુના ચહેરાને વાંચી રહ્યો હોય તેમ તેની સામે જોઈ રહ્યો.

પણ ચારુના ચહેરા પર કંઈ સ્પષ્ટ વાંચી ન શકાયું કે ગમે તેમ, તે એક તરફ છેક દીવાલ સુધી ખસ્યો અને ચારુને તે તરફ ખસવા ઈશારત કરી. ચારુ ખસી એટલે તેણે કહ્યું:

'સાચું પૂછો તો તે ખૂબ જ ગંભીર સ્થિતિમાંથી પસાર થઈ છે. જો કે એ સ્થિતિ હવે રહી નથી, છતાં તેણે ઘણો આરામ તો લેવો પડશે, ટ્રીટમેન્ટ પણ લાંબી ચાલશે.'

'તો પણ કેટલો સમય?' સહેજ ચિંતા પૂર્વક ચારુએ પૂછ્યું.

'ઓછામાં ઓછાં બેએક અઠવાડિયાં અહીં હોસ્પિટલમાં, અને પછી એકાદ મહિનો કોઈક સરસ હવાપાણીવાળા સ્થળે...તદ્દન સાજી થવા માટે તેને એટલો સમય તો જોઈશે જ.'



'એટલો બધો સમય?' ચારુના મનમાં વિચાર પડઘાયો અને અને બોલાઈ ગયો. મનોમન તે બાકી વેકેશનનો હિસાબ માંડી રહી હતી.

'એટલો સમય તેને મળી રહે તો પછી તેની ચિંતા કોઈએ પણ કરવી ન પડે,' માધવે કહ્યું, 'તેમાં કંઈ મુશ્કેલી છે?'

'આમ તો મુશ્કેલી...ખાસ નથી,' ચારુએ કહ્યું, 'પણ મારું વેકેશન તે પહેલાં પૂરું થઈ જશે...અને ત્યાં સુધીમાં વિભા તેની સંસ્થા સંભાળી ન શકે તો–'

'તો સંસ્થા એટલો વખત બંધ રાખવી પડે,' માધવે કહ્યું, 'તબિયતનું જોખમ તે બિલકુલ લઈ શકે તેમ નથી.'

'પણ ધંધો બંધ કરવાનું ય બિલકુલ પોસાય તેમ નથી, ડોક્ટર, હું તે બરાબર જાણું છું. ઓફિસનું ભાડું ઓફિસના કદ કરતાં અનેકગણું મોટું છે. અને ધંધો આખરે ધંધો છે. એક વાર બંધ થયો એટલે ખલાસ.'

'એ વાત પણ સાચી છે,' વિચારમાં પડી જતાં તેણે કહ્યું, 'કોઈક રસ્તો શોધવો પડશે.' ચારુએ જોયું કે, તેના મનમાં પણ ચિંતા ઘૂમી રહી હતી. અને ચહેરા પર દેખાતી હતી. તેણે માથું ધૂણાવ્યું અને બોલ્યો, 'કંઈક વિચારી લેવું પડશે.'

'હું પણ વિચારીશ,' ચારુએ કહ્યું. તે ખરેખર કંઈક વિચારવા મથી રહી હતી...શું કરી શકાય તેમ હતું તેનાથી? કોઈક રીતે તે વેકેશન થોડું લંબાવી શકે? સ્કૂલમાંથી થોડી વધારે રજા મેળવી શકે?

માધવ થોડી વાર તેની સામે જોઈ રહ્યો. તેણે કહ્યું, 'ખેર! તેનું તો થઈ પડશે કંઈક, કોઈક રસ્તો જડી જશે...પણ વિભાએ કોઈ જ પ્રકારની ચિંતા કરવી ન પડે એ હું ઇચ્છું.'

'હું પણ એ જ ઇચ્છું છું,' ચારુએ કહ્યું, 'એટલે તો એવી વાતો હું તેને કહેતી નથી.'

'કેમ? એવું કંઈ બન્યું છે? કંઈ મુશ્કેલી આવી છે?' સહેજ સચેત થઈ જતાં માધવે પૂછ્યું.

'બહુ મોટી મુશ્કેલી આવી છે,' ચારુથી બોલી જવાયું, 'સંસ્થામાં એક જબરી સમસ્યા ઊભી થઈ છે અને હું તેમાં સખત અટવાઈ ગઈ છું.'

માધવની આંખો સહેજ પહોળી થઈ. તે વધારે નજીક આવ્યો.

ચારુ બોલી તો ગઈ, પણ તરત જ તેને ધ્રાસકો પડયો–અરે ભગવાન! શા માટે બોલી ગઈ એ વાત? બોલવાની જ નહોતી એ વાત–કોઈની યે પાસે નહિ! તેના પેટમાં કંઈક ચૂંથાવા માંડયું... કોઈને ય કહેવા જેવી રહી નહોતી હવે એ વાત. બહુ આગળ વધી ગઈ હતી, વિચિત્ર બની ચૂકી હતી એ વાત...હવે તો તે સાંભળનારને વાત જેટલી જ વિચિત્ર તે પોતે પણ લાગે...ભલે, તેણે જે કર્યું તે ન છૂટકે કર્યું હતું, કોઈ રસ્તો રહ્યો નહિ ત્યારે, વિભાને બચાવી લેવા કર્યું હતું...છતાં બીજું કોઈ તેની જેમ વિચારી ન શકે, તેની સ્થિતિમાં મૂકાયા વિના કોઈ તેને સમજી પણ ન શકે...

ભારે ગડમથલમાં માથું નીચું ઝૂકાવી, હોઠ દબાવીને તે ઊભી રહી.



## ❖ નવ ❖

અંધારે ઊડતા ચામાચીડિયાને પોતે ખોટે માર્ગે ઊડી રહ્યાનું ઓચિંતું ભાન થાય ને આંખને પલકારે પાછું વળી જાય તેમ ચારુનું મન પાછું પડવા લાગ્યું. પૂરી વાત હજી તેણે માધવને કહી નહોતી, એક સમસ્યામાં પોતે ખૂબ ગૂંચવાઈ ગઈ છે એથી વિશેષ તે હજી કંઈ જાણતો નહોતો. છતાં તે અંદરથી સંકોચાઈ રહી, ઓઝપાઈ રહી. કાચબાની જેમ તેનું મન ચારે તરફથી સંકોરાઈ ગયું, ખામોશીની ઢાલ નીચે પેસી ગયું.

'એમ કરો, તમે મારી સાથે ચાલો,' માધવનો અવાજ સંભળાયો. કંઈક ઓચિંતુ સંભળાયું હોય તેમ તે સહેજ ઝબકી ગઈ, અને સ્તબ્ધતાના માથોડું માથોડું પાણી નીચેથી બહાર નીકળતી હોય તેમ માધવ સામે જોયું. માધવના મુખ પર ચિંતા દેખાતી હતી. તે ફરી વાર બોલ્યો, 'અહીં ઊભા રહેવાનું નહિ ફાવે. ચાલો, ક્યાંક બેસીએ.'

કહીને તે ચાલવા લાગ્યો, ચારુ તેની પાછળ

પાછળ ચાલી. હૉસ્પિટલની બહાર એક રેસ્ટોરાંના સૂના ખૂણામાં તે બન્ને બેઠાં પછી માધવે કહ્યું :

'તમે ભલે ન કહો, છતાં સ્પષ્ટ દેખાય છે કે તમે કોઈક જબરી ભૂલભૂલામણીમાં અટવાઈ ગયાં છો–નહિ ?'

ચારુએ નીચેનો હોઠ સહેજ દબાવ્યો, અને ખોળામાં પડેલા હાથની આંગળીઓના સામસામે આંકડા ભેરવ્યા.

માધવે ફરી વાર કહ્યું, 'ખરેખર શું છે એ તો તમે કહેશો ત્યારે જ ખબર પડશે; જે હોય તે ભલે હોય, તમારે એકલાં એકલાં તેમાં અટવાયા કરવું અનિવાર્ય નથી. કારણ કે તમે એકલાં નથી.' સહેજ વાર થોભીને તેણે આગળ કહ્યું, 'વિભાને મન તમે શું છો તે હું જાણું છું. તેને માટે તમે શું કરી રહ્યાં છો એ પણ હું જાણું છું. સાથે સાથે તમે પણ એ જાણી લો કે, જ્યાં પણ હું ઉપયોગી થઈ શકું તેમ હોઉં ત્યાં બિલકુલ સંકોચ વિના તમે મને કહી શકો... બોલો, શી ઉલ્ઝન છે ?'

ચારુનું મન એટલી ઝડપથી હળવું થઈ ગયું કે, તેને પોતાને જ બહુ આશ્ચર્ય થયું. ઘડી પહેલાં જ હજી જાણે તેનું રુંવાડે રુંવાડું કસીને બાંધ્યું હોય તેમ મન અકળાઈ રહ્યું'તું. ને માધવનાં આ ચાર વાક્યો સાંભળતાં જ કેવું મોકળું થઈ ગયું !...એ ચાર વાક્યો પોતીકાપણાથી એટલાં સભર હતાં કે સાંભળતાં જ મનને ઊંડી શાતા વળી જાય ! એ શબ્દો ઠાલા નહોતા, સાચુકલી લાગણીનો એમાં નકોર રણકો હતો. ચિત્ત પર ચડી બેઠેલી ચિંતા ઊતરીને જાણે ભાગી છૂટી.

પછી ધીમે ધીમે, શાંત ચિત્તે તેણે જે બધું બની ગયું હતું તેનું તલેતલ બયાન માધવ પાસે કર્યું–કંઈજ ચૂક્યા વિના.

સાંભળીને માધવ પણ વિચારોમાં ઊંડો ઊતરી ગયો, ઘણી વાર સુધી ચૂપ બેસી રહ્યો. તે પોતે પણ જાણે ઉલ્ઝનમાં પડી ગયો હોય



તેમ તેના ચહેરા પર ભારે ભારે, ઊંડા ઊંડા વિચારોની અવરજવર ઝડપી બની ગઈ.

ચારુ તે જોઈ રહી. વિચારો તેના મનમાં પણ ધમાચકડી મચાવી રહ્યા હતા. ઘડીક તેને લાગ્યું કે એ વાત માધવને કહેવા જેવી નહોતી. અલબત્ત, માધવ સંપૂર્ણપણે તેનો જ હમદર્દ હોય–વિભાના કારણે–છતાં એ વાત તેને કહ્યા વિના ચાલી શકયું હોત ! માધવ અને સિદ્ધાર્થ બન્ને સર્જન છે, સહધર્મી છે. બનવાજોગ છે કે બન્ને વચ્ચે બહુ સારા સંબંધો પણ હોય. ને આ વાત પછી તેમાં કંઈ અજુગતું બની બેસે તો...

ત્યારે જ માધવ બોલ્યો. અવાજમાં તંદ્રા જેવો ભાર હતો, 'સિદ્ધાર્થ ખારાવાલા ! સારી રીતે ઓળખું છું તેને !' અને પછી જાણે એક વાર વધારે નવાઈ પામતો હોય તેમ બોલ્યો, 'આટલો બધો વિચિત્ર છે એ ?'

'ના, ના ! સાવ એવું યે નથી !' ચારુ બોલી ઊઠી, શા માટે બોલી એવું ? ભગવાન જાણે–માણસના મનને ભગવાન જો જાણી શકતો હોય તો !

જરા ચમકયો હોય તેમ માધવે તેની સામે જોયું. હજી હમણાં જ જે વાત તેણે કરી હતી, સિદ્ધાર્થનું જે ચિત્ર દોર્યું હતું તેની સાથે બંધ બેસતું ન આવે એવું તે બોલી રહી હતી !

ચારુ પણ મનમાં એ જ મથામણ અનુભવી રહી હતી. બહુ કંઈ સમજાતું નહોતું, પણ તેનું મન જાણે તેને વઢી રહ્યું હતું–માધવ પાસે સિદ્ધાર્થનું ચિત્ર દોરવામાં તેણે જરૂર કરતાં વધારે ઘેરા રંગો તો વાપરી નાખ્યા નહોતા ને ? તેની જે છાપ પોતાના પર પડી હતી, બરાબર એ જ છાપ તે માધવને આપી શકી હતી ને ? કે કંઈ ભૂલ થતી હતી ?

અને પોતાની એ ભૂલને જાણે સુધારી લેતી હોય તેમ તે બોલી, 'આમ જુઓ તો તેની પોતાની સ્થિતિ પણ વિચિત્ર જ થઈ ગઈ છે ને? તેની સ્થિતિનો તેની રીતે વિચાર કરીએ તો તેની વિચિત્રતાઓ સ્વભાવિક નથી લાગતી? કઢંગી સ્થિતિમાં મૂકાયેલા માણસનું વર્તન પણ કઢંગું ન બની જાય?

'તમારી વાત સાચી લાગે છે,' મોં મરકાવતાં માધવે કહ્યું, 'સિદ્ધાર્થને હું ઓળખું તો છું જ, પણ તમારી છેલ્લી વાત સાંભળ્યા પછી તેને વધારે ઓળખતો થયો હોઉં એમ લાગે છે!' તે ફરી વાર હસ્યો, અને બોલ્યો, 'મૃગાને પણ હું ઓળખું છું અને ડોક્ટર જગત શોધનને ય સારી રીતે ઓળખું છું. સિદ્ધાર્થની ગણતરી ખોટી નથી. અત્યારે બધે એવી હવા છે જ કે ડોક્ટર જગત પછી સિદ્ધાર્થ જ તેમની જગ્યાએ આવશે. ખુદ ડૉ. જગતને સિદ્ધાર્થ માટે એટલો પક્ષપાત છે.' અને થોડી વાર અટકીને તેણે કહ્યું, 'પણ જો સિદ્ધાર્થ મૃગાનો ઈન્કાર કરે તો તેણે કાયમને માટે હાથ ધોઈ નાખવા જ પડે-તેમાં શંકા જ નથી!'

'અને એટલે જ તે એ સ્થિતિ ટાળવા માગે છે,' ચારુએ કહ્યું, 'મૃગા પોતે જ તેનો ઇન્કાર કરી દે એવી સ્થિતિ ઊભી કરવા માગે છે. અને તે માટે, એક પ્યાદા તરીકે, મારો ઉપયોગ કરવા માગે છે!'

થોડીક વાર માધવે કંઈક વિચાર્યું અને પછી તેની સામે સ્મિત કર્યું, 'પણ મને લાગે છે કે એ યુક્તિ કારગત નહિ નીવડે. જો કે માનસશાસ્ત્રમાં મને બહુ ગમ નથી પડતી, અને સ્ત્રીમાનસમાં તો વળી એથી યે ઓછી સમજ પડે, છતાં મૃગાને હું જે રીતે જાણું છું એ રીતે તો પરિણામ સિદ્ધાર્થ ધારે છે તેના કરતાં વિપરીત પણ આવે. મૃગા સામે બીજી કોઈ સ્ત્રીને મેદાનમાં ઉતારવાથી તો પરિસ્થિતિ ઊલટી વધારે ગૂંચવાઈ જાય, વધારે બગડી જાય, સિદ્ધાર્થને છોડી દેવાની વાત દૂર રહી જાય, ઊલટી તેને એક ખતર



નાક ઝાંઝ ચડી જાય. પોતાની હરીફને બરાબર પાઠ ભણાવી દેવા તે કેડ બાંધી લે!'

'હેં?' ચારુ-જાણે એકલી એકલી જ-બોલી ઊઠી.

'મને તો એવી શક્યતા વધારે લાગે છે.' માધવે કહ્યું.

એક પળ ચારુ સ્તબ્ધ થઈ ગઈ, આંચકો ખાઈ ગઈ. બીજી પળે પોતાની જાત પર તેને સખત ખીજ ચડી ગઈ-કેટલી બધી મૂર્ખ હતી પોતે? કંઈ વિચાર ન કર્યો ને કૂદી પડી?...એક ને એક બે જેવી જે વાત માધવ સમજી શકતો હતો એ વાત પોતે, એક સ્ત્રી હોવા છતાં, કેમ સમજી ન શકી? મૃગા તેના કરતાં અનેક રીતે વધારે સુસજ્જ હતી, વધારે સદ્ધર સ્થિતિમાં હતી. પ્રતિસ્પર્ધીને જોઈને તે પ્રણયનું મેદાન મૂકી દેશે એ વિચાર તેને ગળે કેમ કરીને ઊતરી શક્યો?...મૃગા મેદાન ન જ મૂકે. કમર બરાબર કસી લે, અને હાથવગાં હોય એ તમામ શસ્ત્રો વાપરી છૂટે...ને તેમાંથી જે તણખા ઝરે તેના ડામ તો તેણે જ ખમવાના ને? તેણે એકલીએ જ?

પોતે મૂરખ જ હતી-મૃગાની સામે મેદાનમાં ઊતરવાનો કોલ સિદ્ધાર્થને આપી બેઠી હતી!...પણ તો પછી તે બીજું કહી યે શું શકે તેમ હતી? કોઈ વિકલ્પ, કોઈ રસ્તો જ ક્યાં ખુલ્લો રહ્યો'તો તેને માટે?

પણ તેનું મન માનતું નહોતું. તેનો ઉધડો લઈ રહ્યું હતું-એ બધું ગમે તે હોય, તેણે જે કર્યું તે ભૂલ જ હતી-બહુ મોટી ભૂલ! એક એવી ભૂલ જેના ઉપર હવે બીજી, ત્રીજી, ચોથી ભૂલો કરતાં જ જવું પડશે!

હોઠ ભીંસીને તે બેસી રહી. આંખો મીંચીને જાણે પોતાની અંદર જોઈ રહી. અંદર આત્મપ્રતારણાની ઊની શારડી ફરી રહી હતી. છેદ ઉપર છેદ પાડી રહી હતી-કાળી બળતરા થઈ રહી હતી.

અચાનક તેને ભાન આવ્યું કે માધવ તેની સામે જ બેઠેલો હતો. તેના ચહેરાને તે બરાબર જોઈ રહ્યો જ હશે. ચહેરા પર બધું જ દેખાઈ રહ્યું હશે. તે સચેત થઈ ગઈ અને સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો.

ફિક્કા ચહેરે તેણે માધવ સામે જોયું. માધવના ચહેરા પર પણ ચિંતાની ફિકાશ લીંપાયેલી હતી; કદાચ, તેની જ ચિંતા કરી રહ્યો હશે ?

તેણે હસવા પ્રયત્ન કર્યો અને બોલી, 'હું જાઉં હવે ?'

માધવે હકારમાં માથું હલાવ્યું અને ઊભો થયો. ચારુએ ઊભી થતાં કહ્યું, 'આમાંની કોઈ વાતની વિભાને ખબર પડવા ન દેશો, પ્લીઝ.'

'ડોન્ટ વરી !' ગળું સહેજ ખોંખારતાં માધવે કહ્યું, 'તમે જાણો છો, તમારા જેટલી જ તેની ચિંતા મને પણ હોય છે.'

'જાણું છું,' ચારુએ ફરી સ્મિત કર્યું, 'અને અલકેશને પણ આનો કોઈ અણસાર ન આવે તે એટલું જ જરૂરી—'

'બરાબર છે. તે ચિંતા પણ ન કરશો.' માધવે ફરી વાર બાંહેધરી આપી અને ઉમેર્યું, 'અને તમે ખુદ પણ ચિંતાથી દૂર જ રહેજો. તમે એકલાં નથી. ગમે ત્યારે, મારી ગમે તે જરૂર પડે તો સંકોચ જરા પણ ન રાખશો...મને તમારી યે ચિંતા થતી રહેશે !'

'ચિંતા કરશો નહિ. એવું હશે તો હું ચોક્કસ તમારી પાસે આવીશ.' કહેતાં ચારુ રેસ્ટોરાંનાં પગથિયાં ઊતરી ગઈ અને માધવની વિદાય લઈને ઘેર જવા ઊપડી.

રાત પડી ગયા પછી પણ ત્રણેક કલાક વીતી ગઈ હતી અને કકડીને ભૂખ લાગી હતી. છતાં ઘેર આવીને તે ખાસ કંઈ જમી ન



શકી. રહી રહીને મનમાં એવું એવું થતું હતું કે ખાવાનું મોંએથી પાછું વળતું હતું.

તેનો ચહેરો પણ અંદરની ગડમથલની ચાડી ખાતો હશે જ. એટલે તો કાકીને તેની ચિંતા થઈ, કંઈક વહેમ પડયો, અને હેતથી તેની પીઠ પર હાથ મૂકતાં કહ્યું, 'કેમ કંઈ ખાતી નથી ? ઠીક નથી ?'

ચારુને લાગ્યું કે, સાચે જ આજે તેને ઠીક નહોતું. બહુ અ-ઠીક લાગી રહ્યું હતું. આજ સુધી કદી નહિ અનુભવેલું એક નવતર અ-ઠીક મનને બેચેન કરી રહ્યું હતું.

'હા, કાકી,' તેણે કહ્યું, 'આજે ઠીક નથી...નહિ ખવાય.'

'શું થાય છે ?' કાકીએ ચિંતાથી પૂછ્યું, 'સૂંઠનો ઉકાળો કરી દઉં ? વાયુ-બાયુ હોય તો બેસી જશે !'

'ના રે, કાકી, ના,' ચારુએ તેમની સામે મોં મરકાવવું પડયું, 'ખાલી થાક છે. ઊંઘી જઈશ એટલે ઊતરી જશે.' કહીને તે સૂવા માટે ચાલી ગઈ.

સૂતાં સૂતાં તેને કાકીની ઈર્ષ્યા આવી. કેટલી સરળ, કેટલી નચિંત અને સાદીસીધી દુનિયા છે કાકીની ! ઠીક નથી, તો લઈ લો સૂંઠનો ઉકાળો. બધું મટી જશે !

પોતાની દુનિયા પણ એવી જ હતી ને આજની ઘડી સુધી ! ક્યાં કંઈ આંટાઘૂંટી હતી ? પણ કોણ જાણે ક્યાંથી વાયુની પ્રચંડ ડમરી ફરી વળી તેમાં ? તેને આખીને આખી અધ્ધર ઊચકીને એવી તો ફંગોળી દીધી'તી કે ક્યાં જઈ ને પડશે ?–શી ખબર !

સવારે ઊઠી ત્યારે સરસ ઊંઘે ઈલમ બતાવ્યો હતો. શરીર અને મન તાજગીભરી હળવાશ મહેસૂસ કરી રહ્યાં હતાં. તાજી હવાએ

ઓરડાને શીતળ તાજગીથી ભરી દીધો હતો. બારીમાં બેસીને બે-ચકલીઓ કંઈક ગાઈ રહી હતી, ચીં...ચીં...ચીં...

સવારના સાડા નવ–શિવમ્ મહિલા મંદિર ખૂલવાનો નિ સમય. બરાબર સાડા નવ વાગે ચારુએ ઓફિસનું બારણું ખોલ્ બારણામાં એક પરબિડિયું પડયું હતું. વાંકી વળીને તેણે તે ઉપાડયું અને ખોલીને અંદરથી કાગળ બહાર કાઢયો;

'ચારુ,

આજે સાંજે આવ્યો હતો, પણ થોડોક મોડો પડયો. તું નીક ગઈ હતી. ખેર !

એક જરૂરી વાત તને કહેવાની છે. તેં આપેલા બસો રૂપિ બેશક, બહુ ઉપયોગી નીવડયા, પણ હવે તે ખલાસ થઈ ગયા બીજા પૈસાની તાત્કાલિક જરૂર છે. મારી આબરૂનો સવાલ છે એ પૈસા વિના ચાલી શકે તેમ નથી. તું સમજદાર છે એટલે વધા લખતો નથી–આટલો ઈશારો કાફી છે.

મારા ગ્રહો હજી બગડેલા જ છે એટલે તારી પાસે આવ વિના મારો છૂટકો નથી.

અત્યારે મારે બીજાં કામ આટોપવાનાં છે એટલે રાહ જો નથી, પણ કાલે સાંજે પાછો આવીશ. મારી રાહ જોજે. ચાલી જઈશ. પૈસા વિના મારે ચાલે તેમ નથી. નહિતર...વિભાને નાહ તકલીફ આપવી પડે. પણ તું સમજદાર છે, એવું નહિ થવા કાલે સાંજે તને મળીશ. આનંદમાં તો છે ને ?

— અલકેશ

અંગારો અડયો હોય તેમ ચારુનું મન ચણચણી ઊઠયું. માં માંડ શાંત પડેલું મન પાછું ડખોળાઈ ગયું. ક્રોધ અને નફરતથ રુંવાડાં ઊભાં થઈ ગયાં : 'નાલાયક ! પાજી ! શું સમજી બેઠો



તેને ?...વિભાની હાલતનો વિચાર કરીને એક વાર પૈસા આપ્યા તેનો ગેરલાભ ઉઠાવવા માગે છે ? કંઈ શરમ છે નફ્ફટને ? હજી પાછો ધમકી આપે છે ?...નહિ મળે, એક પાઈ પણ હવે નહિ મળે, જા !'

તેનું મન કેટલી યે વાર સુધી સણસણતું રહ્યું, રુંવાડાં કંપતાં રહ્યાં. અલકેશે તેનો દિવસ બગાડી નાખ્યો. લગ્નબ્યૂરોના સભ્યોના પૂછપરછના પત્રો આવેલા પડયા હતા. તેના જવાબ પણ તે સારી રીતે લખી શકી નહિ. પત્રો ટેબલ પર પછાડીને તેણે લમણાં પર હાથ દબાવ્યા–ઓ ભગવાન !

પણ એમ બેસી રહેવાનો કંઈ અર્થ નહોતો. મનનો ઉશ્કેરાટ નવરા બેસી રહેવાથી તો ઊલટો વધી જાય.

વળી તેણે પત્રો હાથમાં લીધા. એક પછી એક ફરી વાર વાંચ્યા. અને જવાબો લખવાનું શરૂ કર્યું. ધીમે ધીમે સમય વીતતો ગયો. ધીમે ધીમે તેનું મન શાંત થતું ગયું–સમય અજબ ચીજ છે. પત્રો પૂરા કરીને તેણે ફાઈલો લીધી. તેમાંથી જે તે સભ્યોની નોંધ કાઢીને તેમાં વધારાની નોંધ ટપકાવી અને બધી ફાઈલો પર ધ્યાનથી નજર ફેરવી ગઈ.

એક વાગ્યો એટલે તે જમવા માટે ઊઠી. જમીને પાછી આવી ત્યારે બે વાગ્યા હતા. હજી મન વળી વળીને અલકેશની ચિઠ્ઠી ભણી દોડતું હતું. એ બદમાશ સાંજે ચોક્કસ આવશે. ભલે આવે...જોઈ લેવાશે આવશે ત્યારે ! પડશે એવા દેવાશે. બાકી પૈસા તો તેને ન જ દેવાય–પેધો પડી જાય...

ખુરશીમાં તે પૂરી બેઠી પણ ન હતી ને ફોન રણકી ઊઠયો. ઝટઝટ રીસીવર ઉપાડીને તેણે કહ્યું, 'હલ્લો !'

'હલ્લો ! હું સિદ્ધાર્થ બોલું છું. ડોકટર સિદ્ધાર્થ ખારાવાલા ! તમે—'

20695

'હું ચારુ,' અમસ્તી સહેજ ચોંકી જતાં તે બોલી.

'સારું થયું તમે મળી ગયાં,' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો 'જરૂરી કામ હતું તમારું.'

'શું કામ હશે ?' ચારુ સચેત થઈ ગઈ. તેને એક વિચાર આવી ગયો–સિદ્ધાર્થ હમણાં જ જો એવું કહે કે તેણે વિચાર બદલી નાખ્યો છે. તેમની યોજના માંડી વાળી છે. હવે તેનો અમલ કરવાને રહેતો નથી–તો ?

તો શું ?...તેનું મન કંઈ જવાબ આપી શકે તે પહેલાં બોલી ગઈ, 'હં...શું કામ હતું ?'

'આજે સાંજે સાડા સાત વાગે આપણે એક નાટક જોવા જઈએ છીએ.'

'નાટક ?' ચારુ બોલી ઊઠી–નાટક તેણે શા માટે પસંદ કર્યું હશે ?

'હા,' સિદ્ધાર્થનો જવાબ સંભળાયો, 'અમારા મેડિકલ એસોસીએશન તરફથી ખાસ શો રાખેલો છે. આમ તો મને જવાની ઇચ્છા નહોતી પણ આજે સવારે જ મને વિચાર આવ્યો કે, ડૉક્ટર જગત પણ સહકુટુંબ ત્યાં આવશે જ. મૃગા પણ ત્યાં હાજર હશે. એટલે આપણા—' સહેજ અટકીને તે બોલ્યો, 'આપણા જોડાણની જાહેરાત કરવાની ત્યાં સુંદર તક મળી જશે. ટિકિટો મેં મંગાવી લીધી છે.'

'ઓહ !' ચારુના મોંમાંથી દબાયેલો ઉદ્‌ગાર નીકળી ગયો.

પણ સિદ્ધાર્થના ધ્યાનમાં તે આવ્યો નહિ. તે આગળ બોલ્યો, 'સાંજે સાત વાગે તૈયાર રહેજો. હું તમને લેવા આવી જઈશ.'

'પણ—' ચારુ કહેવા ગઈ, પણ તરત અટકી ગઈ. બોલી શકાતું નહોતું. મનમાં કંઈક થઈ રહ્યું હતું.



'પણ શું ? કંઈ મુશ્કેલી છે ?' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો.

'ના, ના. કંઈ મુશ્કેલી નથી,' હવે તે બોલી શકી, 'પણ હું એમ કહેતી હતી કે મેં તો ઑફિસનાં સાદાં કપડાં જ પહેરેલાં છે.'

'ઓહ, માય ગોડ !' હસી પડતાં સિદ્ધાર્થ બોલ્યો, 'તેનો તો મને વિચાર જ ન આવ્યો. નહિતર, કાલે તમે જ કહ્યું હતું ને કે, આપણા નાટકનાં દશ્યો વાસ્તવિક લાગે તેવાં તો હોવાં જોઈએ ? છતાં હું તે ભૂલી ગયો.' થોડી વાર થોભીને તેણે કહ્યું, 'તો પછી એમ કરો. તમે થોડાં વહેલાં નીકળીને ઘેર પહોંચી જાવ. સરનામું મને લખાવી દો. બરાબર સાત વાગે હું ત્યાં પહોંચી જઈશ.'

'સારું,' ચારુએ કહ્યું–બીજું તે શું કહે ? અને સરનામું લખાવી દીધું.

'થેંક્સ !' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો. ચારુ આજે પહેલી જ વાર તેને જોયા વિના માત્ર તેનો અવાજ સાંભળી રહી હતી. જેટલો ઘેરો તેટલો ઊંડો પણ હતો એ અવાજ. અને અત્યારે તેમાં એક આછો પણ સ્પષ્ટ આનંદ ભળેલો દેખાઈ આવતો હતો.

હસતા અવાજે તે બોલ્યો. 'કેવાં કપડાં પહેરવાં એ તમે જ નક્કી કરી લેજો, મારે કંઈ કહેવાનું નથી. મને તો ખાતરી છે કે, તમે ખાલી કંતાન ઓઢેલું હોય તો કંતાન પણ શોભી ઊઠે–તમારે લીધે !'

અને મોટેથી હસી પડતાં તેણે રીસીવર મૂકી દીધું. ચારુ સજ્જડ ઊભી રહી ગઈ. ચૂપચાપ માત્ર ઊભી જ રહી ગઈ, એકેક પળ વીતી અને ધીમે રહીને તેણે રીસીવર ક્રેડલ પર પાછું મૂક્યું.

## ❖ દશ ❖

અલકેશની જાસાચિઠ્ઠી અને સિદ્ધાર્થનો ફોન: કારણ બે, પરિણામ એક જ હતું—ચારુએ સાંજે ઓફિસ વહેલી બંધ કરી દેવી. નહીંતર અલકેશ પાછો આવશે જ. પૈસા વિના તેને શ્વાસ લેવામાંય મુશ્કેલી પડતી હશે—પરસેવા વિનાના પૈસે તાગડધિન્ના કરનારની એ જ હાલત હોય છે. અને જો અલકેશ આવી જાય તો કેવા તણખા ઝરી જાય એ કલ્પવું મુશ્કેલ નહોતું. ટાઢા લોઢા જેવા એ માણસ સાથે ચારુ ચકમકના પથ્થરની જેમ જ ઘર્ષણમાં ઉતરે તેમાં શંકા નહોતી.

પણ નસીબે એક બીજો માર્ગ ઉઘાડી દીધો હતો. એ ઘર્ષણ ટાળવાનું સિદ્ધાર્થે શક્ય બનાવી દીધું હતું. સિદ્ધાર્થ સાથે જવા માટે જો બરાબર સાત વાગે ઘેરથી નીકળવાનું હોય તો ઓફિસેથી તેણે ઘણી વહેલી નીકળી જવું જોઈએ, પાંચેક વાગે.

પાંચ વાગે ઓફિસ બંધ કરીને તેણે ઘરની બસ પકડી ત્યારેય સિદ્ધાર્થની અણકલ્પી વાતો



મનમાં ઉડાઉડ કરી રહી હતી. મનને જરા જરા અકળાવી રહી હતી. પણ એ અકળામણ અણગમતી નહોતી લાગતી, ઉલટી જાણે ગમવા લાગતી હતી.

અજબ માણસ હતો એ! જેટલો સમજાતો એટલો જ અકળ રહી જતોં'તો; જેટલો રુક્ષ અને જડસુ લાગતો તેટલો પાછો રસિક અને હસમુખ પણ થઈ શકતો'તો...

કેવું કેવું બોલી ગયો ફોન પર?' તેના છેલ્લા શબ્દો ફરી પાછા ઊડી આવ્યા: 'તમે ખાલી કંતાન ઓઢેલું હશે તો કંતાન પણ શોભી ઊઠશે—તમારે લીધે!'...વાહ! આવી મસ્કાબાજી પણ આવડે છે તેને?...

હટ્!...વિચારોને પાછા વાળવા તેણે મનને ધમકાવવા લીધું, પણ તોય ગાલ પર એક રતાશ તરી આવી અને ઊડી ગઈ.

ઘેર જઈને, તૈયાર થવા તેણે ગાઉન પહેરી લીધો ત્યારે પણ સિદ્ધાર્થના એ શબ્દો મનમાંથી ખસતા નહોતા. વળી વળીને પાછા આવતા હતા. તેને એક ગમ્મતભર્યું આશ્ચર્ય થતું હતું—કેટલા ચહેરા હતા એ એક માણસને! અને કેવા કેવા?!'

કોઈ જરૂર નહોતી તેણે એવા વિચારો કરવાની પણ વિચારો તેને ગણકારતા નહોતા, આવતા જ જતા હતા. તે છંછેડાઈ જતી છતાં પાછા વળતા નહોતા, અટકતા નહોતા.

સાચે જ, એક અજબ મિશ્રણ જેવો હતો એ માણસ—વિચિત્રતાઓના વીરલ મિશ્રણ જેવો!...પણ એમ જોવા જાવ તો કોણ વિચિત્ર નથી હોતું? બધા જ માણસો એમ બેવડા—ત્રેવડા ચહેરા લઈને જીવતા નથી હોતા? સિદ્ધાર્થ તેમાં અપવાદ શા રીતે હોઈ શકે?...માણસ માત્ર એવું હોય છે, ઝટ કળાવું મુશ્કેલ...

'સાચી વાત છે,' મનમાંથી કોઈએ ટોણો માર્યો, 'નહીંતર આવું આવું તું શા માટે વિચારે?'

જાણે ખરેખર કોઈ ત્રાહિતના બોલવાનો અવાજ સાંભળ્યો હોય તેમ તે ચોંકી ગઈ: 'હેં? કોણ બોલ્યું એ?'...અને બીજી ક્ષણે ગાલ રતુમડા થઈ ગયા.

પછી બારણે ટકોરા પડ્યા, અને બંધ ખાલી વાસેલા બારણાને ધક્કો મારતો સિદ્ધાર્થ અંદર આવ્યો, ફરસ પર બૂટના બેચાર ફટકારા થયા. હવામાં મોંઘા સેંટની મહેક ઊડી, અને તે ચારુની લગોલગ આવીને ઊભો રહી ગયો.

સહેજ આભી બનીને ચારુની આંખો તેને તાકી રહી. પછી એક-બે મટકા માર્યા, આવકારમાં હસી, અને બોલી: 'ઓહો! તમે આવી પણ ગયા?'

ઘડિયાળવાળો હાથ તેની સામે ધરતાં સિદ્ધાર્થે સ્મિત કર્યું અને કહ્યું, 'સમય ચૂકી જવાનું આજે તો મને ન પોસાય,' અને પછી ઉમેર્યું, 'તમને?'

'હું-હું તૈયાર જ છું,' એકાએક ઉતાવળ કરતાં, ઝડપભેર અંદરના રૂમમાં જતાં ચારુએ કહ્યું, 'બસ, કપડાં બદલી લઉં એટલી જ વાર...'

'આ કપડાં શું ખોટાં છે?' સિદ્ધાર્થનો અવાજ સાંભળી તે ઉંબરામાં થંભી ગઈ. થોડાક અચંબાભેર તે સિદ્ધાર્થ સામે અને પોતાના ગાઉન સામે વારાફરતી જોઈ રહી, અને પછી હસી પડી.

'ખરેખર?' તેણે હસીને પૂછ્યું.

'હાસ્તો, આ ગાઉન તમને એકદમ સરસ લાગે છે!' ચહેરા પરથી તો એવું જ લાગતું હતું કે ખરેખર ગંભીરપણે તે કહી રહ્યો હતો. પણ 'તમને' શબ્દ પર તેણે મૂકેલા ભારનો ખ્યાલ ચારુને સહેજ મોડો આવ્યો, અને સહેજ મોડી મોડી પેલી રતાશ પાછી ગાલ ઉપર ધસી આવી.

'બસ, બે જ મિનિટ બેસો,' તે બોલી, 'તમે ચા-કોફી કંઇ—'

'કંઈજ નહિ,' સિદ્ધાર્થ વચ્ચે બોલી ઊઠ્યો, 'કંઈ પીવાની અત્યારે જરૂર નથી-સમય પણ નથી.' અને કાંડાની ઘડિયાળ પર નજર ફેંકતા ઉમેર્યું, 'મોડા ન પડીએ તે જોજો.'



'બે જ મિનિટ,' કહેતી ચારુ અંદર ગઈ અને ઝડપથી કપડાં બદલીને પાછી આવી.

'હું તૈયાર છું,' કહેતી તે સિદ્ધાર્થની સામે ઊભી રહી.

સિદ્ધાર્થે તેના પર-માથાથી પગ સુધી-એક દૃષ્ટિ ફેરવી. ચારુને લાગ્યું, ઠંડી હતી એ દૃષ્ટિ, સામાન્ય રીતે અપેક્ષિત હોય એવી ગરમી નહોતી એ દૃષ્ટિમાં, ચકળવકળ પણ નહોતી એ દૃષ્ટિ-છતાં તેમાં ભારોભાર પ્રશંસા છલકાતી હતી-સ્થિર, ઠંડકભરી, સ્પષ્ટ પ્રશંસા.

કંઈ વિશિષ્ટ નહોતું એ દૃષ્ટિમાં, છતાં એ દૃષ્ટિએ ચારુને એકાએક સભાન કરી મૂકી. તે સભાન હતી જ કે તેના એકેએક અંગને ઘાટ આપવામાં કુદરતે ભારે કાળજી લીધી હતી. અંગેઅંગમાં સૌંદર્ય અને નજાકતનો શક્તિશાળી વિદ્યુતપ્રવાહ વહેતો મૂકેલો હતો. આછા લીલા સિલ્ક શીફોનની પારદર્શક સાડી નીચે એવું જ લીલું સ્લીવલેસ બ્લાઉઝ તેના માદક મરોડોને છૂપાવવાને બહાને વધારે મોહક બનાવી રહ્યું હતું. ખૂલ્લા ખભા અને હાથની લીસ્સી, દૂધનાં ફીણ જેવી ત્વચા આકર્ષકતાનાં તાતાં તીર છોડતી હતી...સિદ્ધાર્થની દૃષ્ટિની પાછળ પાછળ તેની પોતાની દૃષ્ટિ પણ છાનીમાની બધે ફરી વળી. અચાનક રુંવેરુંવે એક સભાનતા ઝણઝણી ઊઠી, છાતીમાં ગભરાટ જેવું કંઈક ધબકવા લાગ્યું.

સિદ્ધાર્થની સાથે તે કારમાં બેઠી ત્યારે પણ પેલું ગભરાટ જેવું થોડી થોડી વારે ધબકી ઊઠતું હતું; ત્યારે ત્યારે તે સિદ્ધાર્થ સામે જોઈ લેતી હતી. સિદ્ધાર્થનું ધ્યાન રસ્તા પર હતું. ચારુને લાગ્યું કે તે બહુ ઝડપથી કાર દોડાવતો હતો, પણ કાર પર તેનો કાબૂ એવો સરસ હતો કે મજા આવતી હતી.

સિદ્ધાર્થ સામે ધ્યાનથી જોઈ લેવાનું અત્યારે સરળ હતું.

ધ્યાનથી જોતાં ચારુને લાગ્યું કે એક પ્રકારની રુક્ષ ગંભીરતા તેના ચહેરાનું સ્થાયી લક્ષણ હતું. પણ આંખોમાં અને મરકતાં હોઠો પર ક્વચિત્ ઝબકી જતી ચબરાકીભરી તરલતા અચૂક અણસાર આપતી હતી કે ગંભીરતા અને રુક્ષતાનાં એ પડ નીચે રસિકતાની સરવાણીઓ અવશ્ય વહેતી હશે. અલબત્ત, ત્યાં સુધી પહોંચવા કોઈએ ઊંડે સુધી ખોદવું પડે !...ચારુને પોતાના વિચારો પર હસવું આવ્યું, અને તરત જ વિચાર આવ્યો : 'પણ એટલા ઊંડા ઉતરવાની તસ્દી કોઈ લે શા માટે ?...'

'તમને સર્જન બન્યે કેટલાં વરસ થયાં ?' કોણ જાણે ક્યાંથી એ વિચિત્ર પ્રશ્ન તેના મનમાં આવ્યો, ને તેણે પૂછી નાખ્યો.

'હં ?' અચાનક તૂટેલા મૌનથી સહેજ ચમક્યો હોય તેમ સિદ્ધાર્થ બોલ્યો, 'મને કંઈ કહ્યું ?'

ચારુએ હસી પડતાં કહ્યું, 'કંઈ નહિ.' અને સીટ પર માથું ઢાળીને ત્રાંસી નજરે તેની તરફ જોતાં બોલી, 'ખાસ કંઈ નહિ, પણ હું એમ કહેતી હતી કે, જે પાત્ર મારે ભજવવાનું છે તે માટે તમારા વિશે મારે થોડુંક જાણવું જોઈએ ને ? હું તો એવું કંઈ જ જાણતી નથી.'

'એવું તમે નહિ કહી શકો,' મોં મરકાવતાં સિદ્ધાર્થે કહ્યું, 'કંઈક તો તમે જાણો છો. પણ જે જાણો છો તે ગમે તેવું નથી, ખરું ને ? ખેર, તો એ બધું ભૂલી જાવ. બાકીનું તમને જણાવી દઉં છું, ચાલો.' એક વળાંક લેવા તે બોલતો અટક્યો અને પછી સડસડાટ બોલી ગયો : 'જાણી લો, હું કપડાંનો બિલકુલ શોખીન નથી છતાં સારાં કપડાં પહેરું છું કારણ, પહેરવા પડે છે. રમતગમતમાં મને રસ પડતો જ નથી. ફક્ત ક્યારેક બ્રીજ રમી લઉં છું. સરસ ચા વિના મારે ચાલતું નથી છતાં, જરૂર પડે તો, કોફી પી લેવામાં વાંધો હોતો નથી. ઓછું બોલવાનું પસંદ કરું છું, ઓછું સાંભળવાનું પણ. અને મને—'



'બસ, એટલું પૂરતું છે,' ચારુ વચ્ચે બોલી ઊઠી.

'બસ ?' હસી પડતાં સિદ્ધાર્થે પૂછ્યું અને પછી ઉમેર્યું, 'તમારા વિશે મને કંઈ કહેવાની જરૂર નથી. હું ઘણું જાણું છું.'

'ઘણું ?' નવાઈ પામતાં ચારુએ પૂછ્યું, 'શું શું જાણો છો !'

'જાણું છું કે, કુદરતે તમને એક 'સ્પેશલ કેસ' તરીકે જ ઘડ્યાં છે—એક બેનમૂન સ્ત્રી તરીકે. એકવાર તમને જોઈ લીધા પછી સુંદરતા વિશે સુંદર સુંદર વાતો કરવાનું લોકોએ બંધ કરી દેવું જોઈએ. કઈ વાતો, કયા શબ્દો તમારું વર્ણન કરી શકે તેમ છે ? અંગઅંગ તમે અનુપમ છો !'

ચારુના મનમાં કંઈક ઊભરા જેવું અદ્ધર ચડ્યું અને રતાશ બનીને ચહેરા પર ફેલાઈ ગયું—તરત પાછું ઓસરી ગયું. તેણે કહ્યું, 'અને મારા દાંત પણ બધા જ કુદરતી છે; કુદરતી રીતે જ મજબૂત છે.'

હોઠમાં હસતાં સિદ્ધાર્થે તેની તરફ નજર કરી અને કહ્યું, 'કોઈક શુભ અવસરે તેની પણ ખાતરી કરવાનું મને ગમશે.' અને સહેજ અટકીને પૂછ્યું, 'તમને ?'

'હાય, હાય !' મનમાં એક જબ્બર લાલચટક મોજું ઉછળ્યું અને આખા મોં ઉપર રેલાઈ ગયું. કેટલીયે વાર સુધી તે ઓસર્યું નહિ, પગથી માથા સુધી ઝણઝણતું રહ્યું.

પછી તે ચૂપચાપ બેસી રહી—સિદ્ધાર્થની જેમ જ. તેજ ગતિએ કાર દોડતી રહી.

એકાએક કાર ધીમી પડી. ચારુએ બહાર જોયું. થિયેટર આવી ગયું હતું. કાર પાર્ક કરીને સિદ્ધાર્થે ચારુને ઉતરવા માટે બારણું ખોલ્યું, અને તે ઊતરી એટલે બંધ કર્યું.

'થેંક યુ, ડોકટર !' બીજું કંઈ ન સૂઝતાં તે બોલવા ગઈ. પણ એકદમ તેને અટકાવતાં સિદ્ધાર્થે કહ્યું.

'ઓહ, ના! હવે મિનિટે મિનિટ સજાગ રહેજો. આપણાં નાટકનાં માત્ર દશ્યો જ નહિ, સંવાદો પણ વાસ્તવિક લાગે તેવા હોવા જોઈએ. મિસ્ટર કે ડૉક્ટર એવું કંઈ ચાલી શકશે નહિ. સાંભળીને ખુદ મૃગા પણ હચમચી ઊઠે, પગથી માથા સુધી, એવું કંઈક તૈયાર કરી લો.' અને હળવાશથી મોં મરકાવતાં પૂછ્યું, 'કરી શકશો ને?'

'કરી શકીશ...એવું જ કંઈક બોલીશ.'

'એવું જ એટલે?'

'તમે કહો છો એવું.'

'તો પણ, એકવાર બોલી બતાવો તો નિરાંત થાય...કહો તો, શી રીતે બોલાવશો મને?'

'તેની ચિંતા તમે ન કરશો,' હોઠને અજબ મરોડ આપતાં, આંખો સહેજ ઝીણી કરીને ચારુએ કહ્યું, 'કોયલની જેમ ટહૂકો કરીશ તમારા નામનો, બસ?' અને હસી પડી.

'બસ.' સિદ્ધાર્થના મોં ઉપર પ્રસન્નતા લેપાઈ ગઈ. ઊંડો શ્વાસ મૂકતાં તેણે કહ્યું, 'તમારું નામ ચારુશીલા. ટૂંકું નામ ચારુ, બરાબર ને?'

'હં,' ચારુએ કહ્યું, 'હવે જો મને 'તમે' કહી બેસશો તો એ વાંક તમારો ગણાશે.'

'હરગીઝ નહિ,' તેનો હાથ પોતાના હાથમાં લઈને આગળ ચાલતાં સિદ્ધાર્થે કહ્યું, 'એવી ભૂલ મારાથી નહિ જ થાય.'

પગથિયાં ચડતાં ચારુ આગળ થઈ ગઈ. મનમાં ઘણું ઘણું કંઈક જાગી ઊઠતું હતું. રમણે ચડતું હતું. વળી વેરવિખેર થઈ જતું'તું, વળી પાછું ભેગું થતું'તું. વળી...

સિદ્ધાર્થ તેની પાછળ પાછળ ચાલતો હતો. નાટક શરૂ થવાની



તૈયારીમાં હતું. થિયેટરના સાંકડા ફોયરમાં પ્રેક્ષકોની ચહલપહલ નહોતી. આસપાસ ખૂબ શાંતિ હતી. દીવાલો પર ઝગારા મારતી બત્તીઓના પ્રકાશમાં બંનેનાં પગલાંનો બોદો, દબાયેલો અવાજ ઊઠતો હતો. અચાનક ચારુને એક સ-રસ, લહેજાભર્યો સાદ સંભળાયો.

'ચા...રુ...માય લવ!'

'ઓ, ગૉડ!' સખત ચોંકીને તે સફાળી પાછળ ફરી, અને પાછળ ચાલ્યા આવતા સિદ્ધાર્થ સાથે અથડાઈ પડી. હાથનો પંજો ધડકતી છાતી પર દાબતાં તેણે પૂછ્યું:

'તમે-મને કંઈ કહ્યું?'

'ના,' નાનકડું સ્મિત કરતાં સિદ્ધાર્થે કહ્યું, 'જરા રિહર્સલ કરી રહ્યો હતો-બધાની સામે તમને, આઈ મીન, તને કેમ બોલાવવી તેનું!'

ગૂંચવાતી, એક ધક્કા સાથે વધી ગયેલા હૃદયના ધબકારાથી મૂંઝાતી તે સિદ્ધાર્થ સામે જોઈ રહી. દીવાલોની બત્તીઓ તેની આંખોમાં ઝગમગી રહી. કીકીઓમાંથી પાછો ફેંકાતો પ્રકાશ રંગીન ફૂલઝરની જેમ ખરતો રહ્યો. ગૂંચવાતી તે જોતી રહી; ગૂંચવાતી, મૂંઝાતી ગઈ.

'છ વરસ!' સિદ્ધાર્થ બોલ્યો.

'હેં?' ચારુ ઝબકી ગઈ. ગૂંચવણમાં ભારે આશ્ચર્ય ઉમેરાઈ ગયું, 'છ વરસ?!'

'હા,' કહીને સિદ્ધાર્થ હસી પડ્યો. 'ઘેરથી નીકળ્યા ત્યારે તેં મને નહોતું પૂછ્યું?...મને સર્જન બન્યે છ વરસ થયા!'

'ઓહ, માય ગૉડ!' મનમાંથી અચાનક ઊભરાયું હોય તેમ ચારુ ખૂબ ખૂલીને હસી પડી. ખીલખીલાટ હસતી તે બોલી, 'ગજબ

માણસ છો તમે! એક જન્મે પૂછેલા સવાલનો બીજા જન્મે જવાબ આપો એવા!'

'એમાં શું ખોટું છે?' તેનો હાથ પકડી આગળ ડગલાં માંડતાં સિદ્ધાર્થે કહ્યું, 'એ બહાને ય બીજા જન્મે મળવાનું થતું હોય તો શું ખોટું?'

ચારુને ફરી હસી પડવાનો એક ભારે ઉમળકો આવ્યો. હોઠ તેણે દાંત વડે દબાવી દીધો—અંદરથી ઊભરાઈ આવતા કોઈક નવા ઉમળકાને રોકી રાખતી હોય તેમ.

અંદર ખુરશીમાં બેસતાં ચારુએ સ્ટેજ તરફ જોયું. પડદો ઉપડી રહ્યો હતો. પ્રેક્ષાગારને ભરી દેતા સંગીતના મધુર સૂરો વચ્ચે તેના મનમાં એક વિચાર ફરકી ગયો—સ્ટેજ પરનું નાટક ચાહે ગમે તેટલું રોમાંચક હોય; જેની પોતે નાયિકા બની ગઈ તે નાટકની રોમાંચકતા ખરેખર અદ્‌ભુત હતી—અદ્‌ભુત અને અવર્ણનીય!

સ્ટેજ પર એક પછી એક દશ્યો લગાતાર સરકવા લાગ્યાં. પ્રેક્ષકો તેમાં ખેંચાતા, ડૂબતા ગયા. ચારુ બે ભાગમાં વહેંચાતી ગઈ. સ્ટેજ પર ભજવાતાં દશ્યો કરતાં ય વધારે બળવત્તર, વધારે પ્રભાવપૂર્ણ દશ્યો અંદર કલ્પનામાં રમણે ચડયાં હતાં; તે તેને ખેંચી લેતાં હતાં, ઓતપ્રોત કરી દેતાં હતાં.

અચાનક તેના કાન પાસે હોઠ ફરકવા લાગ્યા. કાનને અડી રહીને ય, સ્પર્શી જતા લાગ્યા. સફાળી તે તે તરફ ફરી. કાન પાસે મોં લાવીને સિદ્ધાર્થ કહી રહ્યો હતો :

'આપણે ધ્યાનથી જોવાઈ રહ્યા છીએ. બરાબર નોંધાઈ રહ્યા છીએ કોઈની નજરમાં!'

'કોણ—મૃગા?' ચમકીને તે સતર્ક થઈ ગઈ, 'ક્યાં છે?'



સિદ્ધાર્થ થોડો વધારે ઝૂકયો. મોં પર ઈરાદાપૂર્વકનું સ્મિત રમાડતાં તદ્દન ધીમા અવાજે તેણે કહ્યું, 'તારી જમણી તરફ.' અને તરત જ પાછી ચેતવી. 'પણ જોજે, એ તરફ જોવાની ભૂલ ન કરતી.'

ચારુના મુખ પર એક હળવું સ્મિત આવી ગયું. ધીમા અવાજે તેણે કહ્યું, 'સારું નહિ જોઉં.' પણ મનમાં એક અળવીતરો વિચાર ફૂદી રહ્યો : 'બરાબર જોવા જેવો થઈ ગયો હશે ચહેરો! એક જ વાર, સહેજ અમસ્તું જોઈ લઉં તો?'

તેમની એ ધીમીધીમી વાતો દૂરથી જોનારને મુગ્ધ પ્રેમીઓની કાલીઘેલી, બેવકૂફીભરી ગુસપુસનો ભ્રમ પેદા કરી દે તેવી હતી.

દૂરથી મૃગાની આંખો ત્યાં મંડાઈ ગઈ હતી.

# અગિયાર

દૂરથી તેમને તાકી રહેલી મૃગાની મોટી મોટી આંખો કેવી ધૂરકતી હશે? તેના રૂપાળા મુખડા પર કેવા કેવા રંગ બદલાતા હશે? એકવાર તેની સામે જોઈ લેવાની તાલાવેલી ચારુના મનમાં છટપટવા લાગી, મનની એ અળવીતરાઈથી તે પોતે જ છંછેડાઈ જતી હતી. રોજ ઠાવકું થઈને ખીલે બંધાઈ રહેતું કહ્યાગરું મન આજે આવી એક બાલિશ વાત પર કેમ ખીલો તોડાવી રહ્યું હતું? મનને પકડી રાખીને નજરને સ્ટેજ પર ઠેરવી રાખવા તેણે સાચે જ શ્રમ કરવો પડ્યો. માત્ર આંખોને જ સ્ટેજ પર રાખીને તે સ્થિર બેસી શકી; અંદર તો હજી ઘણું અવળસવળ થઈ રહ્યું હતું.

'ઈન્ટરવલમાં તેમને મળવું પડશે,' કાન પાસે જ સિદ્ધાર્થનો અવાજ સંભળાયો અને એક ઝટકા સાથે મોં તેણે તે તરફ ફેરવ્યું. ચમકીને સિદ્ધાર્થે પણ પોતાનું મોં સહેજ પાછું ખેંચી લીધું.



'કંઈ કહ્યું તમે?' ચારુએ પૂછ્યું.

'ઈન્ટરવલમાં આપણે ડૉક્ટર જગતને મળવું પડશે. તેમણે આપણને જોઈ લીધા હશે જ. એટલે આપણે તેમને જોયા નથી એવો દેખાવ કરવાનો કંઈ અર્થ નથી. ઉપરાંત—'

'ઉપરાંત ડૉક્ટર જગતને માઠું લાગે એ તમને પાલવે તેમ નથી, ખરું ને?' ચારુએ હસી પડતાં કહ્યું, 'તો પછી ચાલો, મળીએ!'

'મળવાનું તો છે જ, પણ તને અગાઉથી કહી રાખ્યું—આવનાર પરિસ્થિતિ માટે તું તૈયાર રહી શકે એ માટે.'

'હું તૈયાર જ છું. કોઈ પણ પરિસ્થિતિ માટે.'

'એમ?' ભવાં સહેજ ઊંચાં કરતાં સિદ્ધાર્થે પૂછ્યું, 'એટલું બધું?'

'એ જે કહો તે,' ચારુએ કહ્યું, 'તૈયાર રહ્યા વિના મારો છૂટકો પણ ક્યાં છે?'

પળવાર આંખો પલકારતો સિદ્ધાર્થ તેની સામે જોઈ રહ્યો. ચહેરા પર અવનવા ભાવોની રંગોળી દોરાઈ ને ઊડી ગઈ. એક ભારે શ્વાસ મૂકીને તેણે કહ્યું:

'અત્યારે તું મને ખૂબ ધિક્કારી રહી છે, ખરું ને?'

ચારુએ જવાબ ન આપ્યો. નીચલા હોઠ સહેજ દબાવીને તેણે કંઈક ગળા નીચે ઉતાર્યું. અને બોલી, 'મને તમારી સાથે જોઈને તે શું શું માની લેશે તે વિચારી લીધું છે ને?'

'બીજું શું માનશે?' સહેજ વધારે નજીક આવતાં સિદ્ધાર્થે કહ્યું, 'રૂપની જ્યોત જેવી એક યુવતીને મારી સાથે જોયા પછી, કોઈએ બીજું શું માનવાનું હોય?...ડૉક્ટર જગત પણ એમ જ માનશે; ઉપરાંત હું પણ એવું જ કંઈક કરીશ કે—'

'એવું એટલે?'

'એટલે એવું કે તેમને સૌને લગભગ ખાતરી થઈ જા એક અત્યંત સુંદર અને બુદ્ધિમાન માનુનીએ મારું તપ મૂકાવી દી છે, અને હું વિશ્વામિત્રની જેમ મેનકાના પગ પકડી બેઠો છું !'

'ઓ હો !' હોઠ દબાવીને હસી પડતાં ચારુ બોલી, 'સ્ત્રીઓને જોતાં પણ તમને આવડે છે, ને વર્ણવતાં ય આવડે છે. અચરજની વાત છે !'

'કેમ મેં કહ્યું તેમાં કંઈ ખોટું છે ?'

'સાવ ખોટું તો નહિ,' ધીમા અવાજે ચારુએ કહ્યું, 'સુંદતાની ખાતરી તો ડોક્ટર જગતને મને જોતાંવેંત જ થઈ જશે. તે કંઈ ચિંતા નથી. પણ મારી બુદ્ધિ વિશે તેમને ખાતરી કરાવવા મુશ્કેલ ખરું !'

'બને જ નહિ ! તું બુદ્ધિશાળી—'

'નથી,' ચારુ વચ્ચે બોલી ઊઠી. થોડાક વિસ્મયથી સિદ્ધા તેની સામે તાકી રહ્યો. ચારુએ કહ્યું, 'કોઈ પણ બુદ્ધિશાળી અહીં તમારી સાથે આમ બેઠી ન હોત !'

'અરે, અરે !' કહેતો સિદ્ધાર્થ હસી પડ્યો, 'બોલવામાં મેં આટલી ચબરાક નહોતી ધારી. સાચે જ, બહુ સરસ બોલે સરસ જવાબોનો તારી પાસે તોટો જ નથી લાગતો !'

'તોટો હોત તો તમારું શું થાત ? વિચારી જુઓ !'

સાચે જ કંઈક વિચારતો હોય તેમ ચૂપ થઈને સિદ્ધાર્થ તે સામે જોઈ રહ્યો, નજરને સાવ છૂટ્ટી મૂકીને નીરખી રહ્યો. નજરનો જાણે ભાર લાગતો હોય તેમ ચારુની આંખોનાં પોપ ધીમે ધામે ઢળતાં ગયાં...અને સ્ટેજ ઉપર પડદો પડ્યો.

'ઈન્ટરવલ !' સિદ્ધાર્થ ગણગણ્યો અને તેને ઊઠવા ઈશા કરતો ઊભો થયો.



ઊભી થઈને ચારુએ મૃગા હતી તે તરફ જોયું. ડોક્ટર જગત ઊભા થઈને તેમના તરફ હાથ હલાવી રહ્યા હતા, હાથ વડે ઈશારત કરીને બહાર આવવા કહી રહ્યા હતા.

બહાર કોલ્ડ્રીંક્સના બાર પાસે ડોક્ટર જગત, શ્રીમતી નિરૂપમા-દેવી અને મૃગા ઊભેલા હતા. ત્રણેની નજર સિદ્ધાર્થ અને ચારુ તરફ વળેલી હતી. છટાભર્યું સ્મિત ફરકાવતો સિદ્ધાર્થ ઈરાદાપૂર્વક ચારુની અડોઅડ ચાલતો હતો. સ્મિતભર્યા ચહેરે જ તે ચારુ તરફ સહેજ ઝુકયો અને ગણગણ્યો :

'તૈયાર છે ને ?'

'હં...' ચારુ ગણગણી અને તેની સામે જોઈ નમણું સ્મિત ફરકાવ્યું.

સિદ્ધાર્થે ભારે ઉમળકાભેર ડોક્ટર જગત સાથે હાથ મિલાવ્યા, અને નિરૂપમાદેવી સામે હાથ જોડયા. ચારુએ ધ્યાનથી નિરૂપમાદેવી સામે જોયું. મૃગાના જૂની આવૃત્તિ જેવા તેના જાજરમાન દેખાવમાં ફક્ત આંખોનો રંગ મૃગાથી જુદો પડતો હતો. સહેજ ભૂખરી ઝાંય-વાળી એ આંખો દૂરના તારાની જેમ ચળકતી હતી. ચારુને એ આંખો ગમી-ગમી જાય એવું કંઈક હતું તેમાં.

'ચારુ !' મીઠપભર્યા અવાજે બોલતાં સિદ્ધાર્થ તેના તરફ ફર્યો, 'તને સૌની ઓળખાણ કરાવું...આ છે ડોક્ટર જગત શોધન. મુંબઈના નંબર વન સર્જન અને મારા આદરણીય મુરબ્બી !'

'નમસ્તે !' શિષ્ટ, લાજાળુ સ્મિત કરતાં ચારુએ ટહૂકો કર્યો. ડોક્ટર જગત પ્રશંસાભરી નજરે તેને જોતા રહ્યા.

'અને આ છે નિરૂપમા માસી.'

ચારુએ તેમની સામે પણ હોઠની કમાન ખેંચીને મીઠડું સ્મિત વછોડયું અને હાથ જોડયા.

'અને આ છે મૃગા,' સિદ્ધાર્થે કહ્યું, 'તેને તો પહેલાં તું મળેલી છે!'

'મને યાદ છે,' કહેતાં ચારુએ સિદ્ધાર્થ સામે મારકણું સ્મિ કર્યું, મૃગા સામે જોયું, અને આંખો પલકારી.

આંખના એક પલકારા જેટલી વાર મૃગાની આંખો તેની સા ઝેરભર્યું કતરાતી રહી, હોઠ ઘૃણાપૂર્વક મરડાયા અને બીજે પલક તે સિદ્ધાર્થ તરફ ફરી ગઈ. મરડાયેલા હોઠને પાછા હાસ્યની સ્થિતિ ગોઠવતી તે બોલી :

'વાહ! કમાલ છો તમે પણ! મને તો તમે કહ્યું જ ન કે તમે નાટકમાં આવવાના છો!'

'નહોતો જ આવવાનો,' સિદ્ધાર્થે હસતા મુખે જવાબ આ 'મને એવો શોખ જ ક્યાં છે? પણ છેક છેલ્લી ઘડીએ ચારુ ટિ લઈ આવી! પછી આવ્યા વિના કેમ ચાલે?'

કહીને તેણે ચારુ સામે જોયું. તેની સામે જોતી ચારુ વિચા રહી હતી : 'કેટલા રીઢાપણા પૂર્વક જૂઠું બોલી રહ્યો છે! જરા થડકો થાય છે?' પણ તરત જ આંખો પલકારીને તે વિચાર ખં નાખતાં તેણે કહ્યું.

'નાટકનો શોખ તો મને પણ ખાસ નથી,' અને મૃગા ત એક અછડતી નજર નાખી લેતાં ઉમેર્યું, 'પણ ટિકિટો હું એમ માટે લઈ આવી કે, નાટકના નિમિત્તે એમને થોડો ચેઈન્જ મ થોડો આરામ મળે.' અને ડોકટર જગત તરફ ફરતાં કહ્યું, 'આપ નથી લાગતું કે વચ્ચે વચ્ચે આવો આરામ તેમને માટે ખૂબ જરૂ ગણાય?...દિવસ કે રાત જોયા વિના તેમને કામ કરતા જોઈને મ તો તેમની ખરેખર ચિંતા થઈ જાય છે!'

કહીને જાણે જરાક શરમાઈ જતી હોય તેમ તેણે સિદ્ધા



સામે જોયું. સિદ્ધાર્થની આંખોમાંથી ભારોભાર અચરજભરી પ્રશંસા વરસી રહી હતી. કદાચ, મૃગા પણ તે જોઈ રહી હતી. હોઠ મરડીને તે બીજી બાજુ ફરી ગઈ.

વેઈટર ફ્રુટજ્યુસના ગ્લાસ લઈને આવ્યો એટલે વાતો અટકી. અને જ્યુસ પીવાઈ રહ્યો એટલી વારમાં નાટક શરૂ થવાની ઘંટડી રણકી ઊઠી.

ડોકટર જગત સિદ્ધાર્થ તરફ ફર્યા અને કહ્યું, 'શો પૂરો થયા પછી શું કરવાના છો?'

'અં...' સિદ્ધાર્થે સહેજ વિચારતાં કહ્યું, 'ખાસ કંઈ જ નહિ, સિવાય કે ચારુને—'

'તો પછી જમવાનું અમારી સાથે રાખો,' ડોકટર જગતે કહ્યું, 'અમે હોટેલમાં જ જમી લેવાના છીએ. તમે પણ આવો, મજા આવશે.'

'પણ તમારા પ્રોગ્રામમાં એવી રીતે ઘૂસણખોરી—'

'ડોન્ટ બી સીલી!' હસી પડતાં ડોકટર જગતે કહ્યું, 'તું કંઈ પારકો છે? ઘરના માણસની વળી ઘૂસણખોરી કેવી?'

'એમ હોય તો માત્ર હું જ નહિ,' હસીને સિદ્ધાર્થે કહ્યું, 'અમે બંને આવીશું. ઓ કે?'

'યુ આર વેલકમ!' ડોકટર જગતે કહ્યું અને સિદ્ધાર્થ સામે હાથ ઊંચો કરી અંદર જવા પગ ઉપાડ્યા.

અંદર જવા માટે પાછળ ફરીને ડગલું માંડતાં ચારુને એકવાર પાછળ ફરીને જોવાની ઇચ્છા થઈ આવી. પણ તરત જ તેને લાગ્યું કે સિદ્ધાર્થ તેને એટલો અડીને ચાલતો હતો કે મૃગાથી વળી વળીને પાછળ જોયા વિના નહિ જ રહેવાતું હોય...પાછળ જોવાનો વિચાર માંડી વાળીને તે સિદ્ધાર્થની સાથે સાથે ચાલવા લાગી.

અચાનક કંઈક અજબ રીતે તેને ખબર પડી ગઈ કે સિદ્ધાર્થના મનમાં કંઈક ભારે ઉત્તેજના ઘૂમી રહી હતી–તેના શ્વાસ પણ સંભળાઈ રહ્યા હતા. ને તેનો જાણે ચેપ લાગ્યો હોય તેમ તેના મનમાં પણ એક અજાણી ઉત્તેજના જાગવા માંડી. અનેક અવનવા વિચારો દોડાદોડી કરવા લાગ્યા–'સિદ્ધાર્થના મનમાં શું ચાલતું હશે અત્યારે? શાના વિચારો આટલા ઉભરાઈ રહ્યા હશે–મૃગાના? કે–કે મારા? કે પછી...

'ગમે તે હોય. મારે તેની આટલી બધી શી ચિંતા?' મનને તેણે વાર્યું. પણ મન આજે ખરેખર વિચિત્ર બની ગયું હતું; કંઈક પૂછી લેવા, કંઈક જાણી લેવા જાણે કૂદી રહ્યું હતું.

'આઈ એમ સોરી!' તે બોલી.

'કેમ?' સહેજ આશ્ચર્ય પામતાં સિદ્ધાર્થે પૂછ્યું, 'શું થયું?'

'તેમની સાથે જમવા માટે તમે નાટક પછી પણ મારાથી છૂટા નહિ પડી શકો.'

સિદ્ધાર્થ એક પળ ચાલતો અટકી ગયો. આંખો પટપટાવીને સ્મિત કરતાં તેણે કહ્યું, 'નાટક પછી તરત જ તારાથી છૂટો પડવાનો મારો ઈરાદો પણ નહોતો. કમસેકમ, આપણે સાથે જમીએ એવી ઇચ્છા તો મને હતી.'

'એકાદ ટંક ન જમું તો હું કંઈ મરી નહિ જઉં,' નજર નીચી રાખીને ચારુ બોલી. ત્યારે તેના મનને એક મુલાયમ પ્રસન્નતા પંપાળી રહી હતી.

'પણ એકાદ ટંક તારી સાથે જમવાથી મને તો ખરેખર જીવતો હોવાનો આનંદ મળી રહેશે,' સિદ્ધાર્થે કહ્યું. ચારુના ગાલમાં ગુલાબ ખીલી ઊઠયાં.

બન્ને સીટમાં ગોઠવાયાં ત્યારે સ્ટેજ પરથી પડદો ખસી રહ્યો હતો. આસપાસનો પ્રકાશ ઝંખવાઈ રહ્યો હતો.



ધીમા અવાજે ચારુએ પૂછ્યું, 'ડોક્ટર જગતને પણ તમે નારાજ કરશો? તેમની જગ્યા તમને મળતી અટકી જશે તો?'

'તો બેશક, મારી મહત્ત્વાકાંક્ષા પર એક મરણતોલ ફટકો પડયો ગણાશે,' સિદ્ધાર્થે કહ્યું, 'અને તો પછી પ્રતિષ્ઠાના ભોગે હું એ હોસ્પિટલમાં નહિ રહી શકું!'

'તો પછી મૃગાને દુશ્મન બનાવવામાં તમે ભૂલ નથી કરતા?'

'ભૂલ તું કરી રહી છે, મને સમજવામાં,' સિદ્ધાર્થે અવાજને દબાવી રાખ્યો હતો, છતાં દબાયેલી ઉત્તેજના છતી થઈ જતી હતી, 'મારી કારકીર્દિ બનાવવા હું મૃગા સાથે લગ્ન ન કરું.'

'તે ઘણી સુંદર પણ છે,' ચારુએ કહ્યું.

'લગ્ન સુંદરતા સાથે નથી થતા, ચારુ,' સિદ્ધાર્થે કહ્યું, 'સુંદર 'સ્ત્રી' સાથે થાય છે. અને મૃગામાં માત્ર 'સુંદરતા' જ છે!'

બસ. હવે જાણે કંઈ જ વધારે સાંભળવાની ઇચ્છા ન હોય, જરૂર પણ ન હોય તેમ ચારુ ચૂપચાપ બેસી રહી. વળી વળીને મન કોઈક અજાણી, અજબ મીઠી ચીજને મમળાવતું રહ્યું. સ્ટેજ પર નાટક પૂરબહારમાં ભજવાઈ રહ્યું હતું.

આખરી પડદો પડયો અને પ્રેક્ષકો જવા માટે ઊભા થયા. ચૂપચાપ સિદ્ધાર્થની પાછળ ચાલતી ચારુ છેક કારમાં બેઠી ત્યાં સુધી કંઈ ન બોલી–બોલવાની જાણે ઇચ્છા જ નહોતી થતી. મન જાણે ક્યાંક ઊંડે ઊતરીને શાંતિથી બેસી ગયું હતું.

હોટેલના ટેબલની આસપાસ બધા જમવા માટે ગોઠવાયા ત્યારે ડોક્ટર જગતે તેની સામે મોં મલકાવ્યું અને સિદ્ધાર્થને કહ્યું, 'સુંદર સ્ત્રીની સોબતમાં હોવું એ બહુ મોટું સદ્ભાગ્ય ગણાય, સિદ્ધાર્થ–તું ભાગ્યશાળી છે!' અને મોટેથી હસી પડયા.

ફટાફ કરતું ચારુનું મન સ્ફૂર્તિભેર ઊભું થઈ ગયું. મજાનું

સ્મિત કરતાં તે બોલી ઊઠી, 'તો તો આપ એવડા ભાગ્યશાળી ગણાવ, સર. આપની સાથે તો બબ્બે સુંદર સ્ત્રીઓ છે!'

ડૉક્ટર જગત ખડખડાટ હસી પડ્યા. સિદ્ધાર્થ પણ પ્રશંસાભર્યું હસી પડ્યો.

ડૉક્ટર જગતે હસતાં હસતાં કહ્યું, 'સિદ્ધાર્થ, આ મજાની છોકરી જેટલી સુંદર છે એટલી જ બાહોશ છે!'

સિદ્ધાર્થે ચારુ સામે–ચારુએ સિદ્ધાર્થ સામે ઝડપથી જોઈ લીધું અને નજર ફેરવી લીધી. ચારુની નજર મૃગા તરફ વળી. મૃગા એકીટશે સિદ્ધાર્થ સામે જોઈ રહી હતી; નજર અકળ હતી.

એકાએક મૃગા ઊભી થઈ ગઈ, અને બોલી, 'બે મિનિટ, પપ્પા. જમવાનું આવે એટલી વારમાં આવી જઉં છું.' અને સિદ્ધાર્થ તરફ ફરતાં કહ્યું, 'આવો તો. હમણાં જ પાછા આવીએ છીએ.'

સિદ્ધાર્થે ચારુ સામે જોયું અને ઊભો થયો. મૃગા અને સિદ્ધાર્થ હૉટેલના બારણા તરફ જવા લાગ્યા. નિરૂપમાદેવી બન્નેને જતા જોઈ રહ્યા–જોઈને જાણે તેમની નજર ખુશીથી ભરાઈ જતી'તી.

'કેવી સુંદર જોડી છે બન્નેની!' તે બોલી ઊઠ્યા, અને ડૉક્ટર જગત સામે જોતાં પૂછ્યું, 'નહિ?'

ડૉક્ટર જગતે સંમતિસૂચક માથું હલાવ્યું.

નિરૂપમાદેવીએ ચારુ પર નજર ઠેરવી અને કહ્યું, 'મૃગા અને સિદ્ધાર્થ બચપણથી જ સાથે રમીને મોટાં થયેલાં છે. બચપણથી જ સાથ છે તેમનો. હું અને સિદ્ધાર્થની મમ્મી તો—'

'હું જાણું છું,' ચારુએ જરૂરી સ્મિત કર્યું અને કહ્યું, 'સિદ્ધાર્થે મને તે કહેલું છે.'

સાંભળીને નિરૂપમાદેવી કંઈક આશ્ચર્ય પામ્યા હોય, સહેજ



ચમક્યા હોય તેમ તેની સામે જોઈ રહ્યા. ચારુને શી ખબર શાનું જોશ ચડયું, કોણ જાણે શું થયું કે તે બોલવા લાગી :

'સિદ્ધાર્થ મારી પાસે અવારનવાર તમારી અને મૃગાની વાતો કરે છે. તેને ખરેખર તમારું આખું કુટુંબ ખૂબ જ પ્રિય છે. અને મૃગાને તો તે સગી બહેન જેવી જ માને છે!'

'હેં!' નિરૂપમાદેવીના ચહેરા પર ચારુએ જોયું કે તે અંદરથી જાણે બૉંબ ફાટ્યો હોય તેવો આંચકો ખાઈ ગયા હતા. ડૉક્ટર જગત પણ સજ્જડ થઈ ગયા હતા. થરકતા અવાજે નિરૂપમાદેવી બોલ્યાં :

'પણ–પણ મૃગા તેને ભાઈ તરીકે નથી જોતી!'

'ત્ચૂ, ત્ચૂ, ત્ચૂ!' જીભ વડે ઉચકારા કરીને ચારુ ચૂપ થઈ ગઈ.

ગળું સહેજ ખોંખારીને ડૉક્ટર જગત બોલ્યા, 'એ લોકો પાછા આવે ત્યાં સુધીમાં આપણે જમવાનું મંગાવી લઈએ!'

ચારુએ તેમની સામે જોઈને હકારમાં માથું હલાવ્યું અને ડૉક્ટર જગતે વેઈટરને બોલાવવા હાથ વડે ઈશારત કરી. ચારુએ હૉટેલના બારણા તરફ જોયું, મૃગા અને સિદ્ધાર્થ પાછા આવી રહ્યા હતા.

બન્ને આવીને પોતપોતાની ખુરશીમાં બેઠા. ચારુએ મૃગા સામે જોયું. મૃગાનો ચહેરો લાલઘુમ થઈ ગયો હતો. અંગારા વેરતી મોટી મોટી આંખો તેના પર ખતરનાક કતરાઈ રહી હતી–એ આંખો જો ખંજર બની જાય તો ઊભી ને ઊભી ચીરી નાખે ચારુને!

'માય ગૉડ!' ચારુના મનમાં એક ધબાકો થયો, 'જેવો ધડાકો પોતે મૃગાના માતાપિતા પાસે હમણાં કર્યો, એવો જ ધડાકો સિદ્ધાર્થે મૃગા પાસે કર્યો લાગે છે!'

ધબાક, ધબાક, ધબાક–તેની છાતીમાં પ્રશ્ન ધબકી રહ્યો : 'શું કહ્યું હશે સિદ્ધાર્થે?'

## ❖ બાર ❖

જમવાનું ટેબલ પર આવી ગયું હતું, પણ કોઈનું જાણે એ તરફ ધ્યાન જ નહોતું.

ચારુનું શરીર એક નવી જ ઉત્તેજનાથી ઝણઝણી રહ્યું હતું. લોહીમાં જાણે અચાનક ગરમી આવી ગઈ હોય તેમ મોં લાલલાલ થઈ ગયું હતું અને હૃદયના ધબકારા તેજ બની ગયા હતા.

મૃગાની નજરને કાતીલ ધાર નીકળી આવી હતી; ચારુને વીંધી નાખવી હોય, આરપાર છેદી નાખવી હોય તેમ કતરાઈ રહી હતી.

નિરૂપમાદેવી વારેવારે કંઈક ગળા નીચે ઉતારતાં સ્વસ્થ દેખાવાનો પ્રયાસ કરી રહ્યા હતા, પણ ચહેરો જરા વિલાઈ ગયો હતો. ચકળ વકળ આંખો ઘડીમાં સિદ્ધાર્થ પર, ઘડીમાં મૃગા પર, તો ઘડીમાં ચારુ પર ચકરાવા લેતી હતી.

ડોકટર જગત સ્વસ્થ દેખાતા હતા, અથવા સ્વસ્થ દેખાવામાં સફળ થયા હતા. ચારુને તેમના માટે માન થઈ આવ્યું. બહુ મજબૂત માણસ



ગણાય-સાચેજ! નહિતર તેણે તો સૌને હચમચાવી નાખે એવો જ ધડાકો કર્યો હતો ને?

'હચમચી તો તું પણ ગઈ છે, કેમ?' મનમાંથી કોઇ બોલ્યું.

'ના રે! હું શા માટે હચમચું? ...મને તો કંઈ નથી!'

'સરસ—બહુ સરસ! તારું હૃદય રોજ આટલા જ જોરથી ધબકે છે?'

'એ તો—એવું તો થાય. જિંદગીમાં પહેલી વાર આવડું મોટું જૂઠાણું બોલવું પડે ત્યારે એવું તો સૌને થાય!'

'જૂઠાણું તારે બોલવું પડયું હતું? ખરેખર? કોણે કીધું'તું તને?...બેવકૂફ ન બન, ચારુ. એ જૂઠાણું તારા મનમાં જ ઊગ્યું હતું. તારા જ મનની એ નિપજ હતી. તારે એ બોલવું જ હતું કારણ કે–'

'બસ, બસ! મારે કંઈ સાંભળવું નથી. કંઈ જાણવું નથી મારે! હું–હું જાણું છું, મારે પ્રેમનું નાટક ભજવવાનું છે..,ને એ માટે–'

'નાટક સ્ટેજ પર ભજવાય ચારુશીલા ઠાકોર, પરદાની આગળ ભજવાય. મનની અંદર ભજવાય એ નાટક ન હોય, અંદર જોઈ લે જરા ધ્યાનથી–કેવા કેવા નાચ કરી રહ્યું છે મન?'

'મારું મન સાબૂત છે. મારા મનની મને ખબર છે. મન પર મારો બરાબર કાબૂ છે.'

'મનની વાત ન કર, ચારુ. કોઈનાય કાબૂમાં નહિ રહેનારી એ ચીજ છે. તારા કાબૂમાં પણ નથી રહ્યું..,જાત પાસે નાટક ન કર. તમારું નાટક તો નાટક મટીયે ગયું-ક્યારનુંય...'

વગર બોલાવ્યે આવી આવીને આર ઘોંચી જતા વિચારોથી ચારુ તંગ આવી ગઈ. સખત અકળાઈ રહી. વિચારો રીતસર તેના કાન આમળી રહ્યા હતા, તેના અભિમાનને જોરજોરથી વળ દઈ રહ્યા હતા. ને તે ધૂંધવાઈ રહી હતી.

'અરે !' એકાએક યાદ આવ્યું હોય તેમ ડૉક્ટર જગત બોલ્યા, 'મારે હોસ્પિટલમાં જરૂરી ફોન કરવાનો હતો,' અને ઊભા થતાં ઉમેર્યું, 'જમવાનું શરૂ કરો. હું આ આવ્યો.'

નિરૂપમાદેવી તેમને જતા જોઈ રહ્યા. બેએક ક્ષણ એમ જોઈ રહીને તે સિદ્ધાર્થ તરફ ફર્યા, 'એક મિનિટ. મારી સાથે આવ તો !' અને ઊભા થયા.

ચારુ સામે એક અર્થભરી નજર ફેંકતો સિદ્ધાર્થ ઊભો થયો. તે બન્ને ગયા કે તરત જ મૃગા ધ્રુજતી હોય તેમ બોલી :

'મારે તને એક બહુ અગત્યની વાત કહેવાની છે.'

ડુંગર પરથી ગબડી આવતા મોટા પથ્થર જેવા એ તુંકારામાં કરપીણ રીતે જખમાયેલો ઘમંડ હતો.

'કહો,' ચારુએ તેની સામે જોયું અને કપાળ પરથી લટ હટાવી.

'સિદ્ધાર્થના સપના જોવાનું છોડી દે. તારા ગજા બહારની વાત છે એ !'

ચારુએ બેએક વાર આંખો પલકારી અને ધીમેથી માથું હલાવ્યું.

'તું મૂર્ખ હોય તેવી દેખાતી તો નથી !'

'મારે પણ એ જ કહેવાનું છે !'

'એટલે ?' મૃગાની આંખો મોટી થઈ.

'તમે પણ મૂર્ખ દેખાતા તો નથી. છતાં વાતો કેમ એવી કરો છો ?'

'તું–તું મને મૂર્ખ કહે છે ? મને ? તારી આ હિંમત ? બદમાશ...'

'હું તો સીધીસાદી સામાન્ય સ્ત્રી છું, મિસ મૃગા શોધન ! તમારી ભદ્રલોકોની હોશિયારી અમારામાં ન હોય. તમારી ભાષા પણ



અમને ન આવડે. અમને તો જેવું હોય એવું જ કહેતાં આવડે.'

'ઓ...હ, એમ ?!' મૃગાનો ગુસ્સો સખત ધૂંધવાઈ ઊઠ્યો. એક હાથ એકદમ ઊંચો થઈ ગયો, જાણે લપડાક મારી દેશે. પણ તરત જ તે નીચો થઈ ગયો અને ગુસ્સાને દબાવી રાખતી હોય તેમ તે બોલી :

'ગુંજાશ બહારના વિચારો ન કર. હજી મોડું નથી થયું. તારી હેસિયતનો વિચાર કર, અને મારા માર્ગમાંથી ખસી જા !'

'ખસવાનો મારે કોઈ પ્રશ્ન જ નથી,' ચારુએ કહ્યું, 'હું મારા માર્ગ પર જ છું.'

હોઠ ભીંસીને મૃગા તેની સામે તાકી રહી અને બોલી, 'મને લાગે છે કે, તું સીધી રીતે નહિ સમજે !'

'મને પણ એમ લાગે છે !'

'એટલે ?'...મૃગા બરાડી.

'એટલે એમ કે જેણે સીધી રીતે સમજી લેવાનું છે તે એમ સમજવા તૈયાર નથી.'

'એટલે–મારે કંઈ સમજવાનું છે ?' મૃગા તતડી ઊઠી.

'તમારે સમજવું જોઈએ કે આભનો ચાંદો ખાબોચિયામાં દેખાય તેનો અર્થ એ ન જ થાય કે ચાંદો ખાબોચિયામાં ઊગેલો છે !'

'યુ બ્રુટ !' પગથી માથા સુધી મૃગા આગઆગ થઈ ગઈ, 'સમજે છે શું તારા મનમાં ? જોઈ લઈશ તને ! બરાબર સમજાવી દઈશ કે તારી હેસિયત શું છે, ને મારી શું છે !'

'સૌ એટલું સમજી લે તો કંઈ ઝઘડો જ ક્યાં રહે છે ?' ચારુએ ઠંડકથી કહ્યું.

ચારુની ઠંડકથી ઊલટી વધારે ધૂંધવાતી મૃગા તેના પર ક્રોધ-

ભરી આંખો ખોડીને તાકી રહી. નાકમાંથી હવાનો એક સૂસવાટો નીકળ્યો. હોઠ ભીંસીને ચારુ સામે માથું હલાવતી તે બોલી :

'પાંખો ફૂટી ગઈ છે, નહિ ? પણ તું–તું માત્ર કીડી છે–કીડી ચપટીમાં ચોળાઈ જઈશ...હજી કહું છું બહુ મોડું થાય ત્યાર પહેલાં રસ્તો બદલી નાખ. તું નહિ ફાવે. સિદ્ધાર્થ માટે તું ઘણી નીચી છે –તુચ્છ !'

ચારુનો અવાજ હવે ઊંચો થઈ ગયો, 'અત્યાર સુધી મેં બધું સાંભળી લીધું, પણ હવે ચૂપ ! તમે જે હો તે ભલે રહ્યા તમારા મનમાં ! વધારે ખાંડ ન ખાવ મિસ મૃગા શોધન, હું કોણ છું અને તમે કોણ છો એ જાણવું જ હોય તો સિદ્ધાર્થને જ પૂછી લેજો એકાંતમાં !'

'તું એમ નહિ માને ?' દાંત દેખાડતી મૃગા બોલી, 'તું લાતનું જ ભૂત છે. પણ સમજી લે, સિદ્ધાર્થ મારો છે, બચપણથી મારો છે, ને મારો જ રહેશે !'

'સમજી લીધું,' ચારુએ મર્માળું હસતાં કહ્યું, 'હવે જે સમજાવાનું રહેતું હોય તે સિદ્ધાર્થને સમજાવી દેજો. ઓ કે ?'

મોટાં મોટાં ડગલાં ભરતો સિદ્ધાર્થ ત્યારે જ આવી પહોંચ્યો તેની પાછળ પાછળ નિરૂપમાદેવી ધીમા પગલે આવતા હતા. મૃગાએ તેમની સામે જોયું અને નાકમાંથી હવાનો એક સૂસવાટો કાઢીને ચૂપ થઈ ગઈ.

બસ. જમવાનું પૂરું થયું ત્યાં સુધી પછી કોઈ ખાસ કંઈ બોલ્યું નહિ. ડૉકટર જગત વચ્ચે વચ્ચે બોલતા ગયા; સિદ્ધાર્થ નિરૂપમાદેવીને, ચારુને વાતમાં ખેંચતા ગયા. ચારુ પણ જરૂરિયાત જેટલું બોલતી રહી, હસતી પણ રહી.

છતાં તેના મનમાં કંઈક ભારે ઉથલપાથલ થઈ રહી હતી.



જાણે તેને ઉઘાડી લઈ રહ્યું હતું, સખત ધમકાવી રહ્યું હતું : 'આ શું માંડી બેઠી છે, ચારુ ? શું કરવાનું હતું ને શું કરી નાખ્યું તેં ? ...કેવી મૂરખ છે ! તારે નાટક ભજવવાનું હતું, માત્ર નાટક ! ચૂપચાપ સિદ્ધાર્થ સાથે હરવા ફરવાનું હતું, આ લોકોની નજરે ચડવાનું હતું અને તેઓ જરાક વહેમાય, કંઈક માની બેસે એવું વર્તવાનું હતું સિદ્ધાર્થ સાથે !...તેને બદલે ક્યાંની ક્યાં પહોંચી ગઈ તું ? જરા અક્કલ તો ઠેકાણે રાખવી'તી ! ખુદ સિદ્ધાર્થે ય નહિ ધાર્યું હોય એવું બોલવા માંડી, એવું એવું કરવા માંડી, ને મૃગા સામે બાંયો ચડાવીને મેદાનમાં ય ઊતરી પડી ? જાણે સાચોસાચ સિદ્ધાર્થના પ્રેમમાં પડી હોય તેમ ? ...કેવી કહેવી તને ? તારે શી જરૂર હતી સિદ્ધાર્થ વતી આ દુશ્મની વહોરવાની ? તું તેના પ્રેમમાં પડી છે ? બોલ જોઉં !'...

કચવાતી, મૂંઝાતી, પસ્તાતી ચારુ મૂંગા મોઢે બધું સાંભળી રહી. સાંભળતી રોષે ભરાતી ગઈ–પોતાના પર અને સિદ્ધાર્થ પર.

ત્યાં સુધીમાં સૌએ જમવાનું પૂરું કરી નાખ્યું હતું. પોતે શું જમી હતી તે ચારુ જાણતી હતી અને તેથી મૃગા કે નિરૂપમાદેવી કે બીજું કોઈ શું જમ્યું હશે તેનું અનુમાન કરી શકતી હતી.

બધા ઊઠ્યા, અને હોટેલમાંથી બહાર આવ્યા. વિદાય લેવા માટે સિદ્ધાર્થે ડૉકટર જગત સાથે હાથ મિલાવ્યો, 'ગુડ નાઈટ ! એન્ડ થેંક્સ ફોર ધ ડીનર !'

હાથ ઊંચો કરીને નકારમાં હલાવતાં ડૉકટર જગત બોલ્યા; 'લીવ ઈટ, સિદ્ધાર્થ, નો ફોર્માલીટી ! તું કંઈ પારકો છે ?'

'ના, બિલકુલ નહિ !' હસીને સિદ્ધાર્થે કહ્યું, 'જે થોડાક માણસો મારા પોતાના છે તેમાં તમે સૌથી આગળ છો !'

'ઈટ્સ ઓલ રાઈટ, ઈટ્સ ઓલ રાઈટ !' કહેતાં ડૉક્ટર જગત તેમની લાક્ષણિક ઢબે હસી પડ્યા.

'કાલે સાંજે ઘેર આવીશ, સિદ્ધાર્થ ?' નિરૂપમાદેવીએ પૂછ્યું.

'સોરી, આન્ટી ! સાંજના બહુ મોડે સુધી એપોઈન્ટમેન્ટ્સ અપાઈ ગયેલી છે.'

'તો પછી એમ કર,' નિરૂપમાદેવી વળગી રહ્યા, 'રવિવારે આવ. જમવાનું પણ ત્યાં જ રાખજે.'

'સોરી અગેન, આન્ટી !' સિદ્ધાર્થે લાચારીભર્યું હસતાં કહ્યું, 'રવિવારે તો હું વતનમાં જવાનો છું–પપ્પા પાસે.'

'કંઈ કામ છે ત્યાં ?'

'હા, ચારુ કદી પપ્પાને મળી જ નથી,' સિદ્ધાર્થે કહ્યું, 'મારી ઇચ્છા છે કે એક વાર તે તેમને મળે. પપ્પાને પણ એ ગમશે.'

ચારુ દંગ થઈને તે સાંભળી રહી. કેટલી સહેલાઈથી ગોળા ગબડાવી રહ્યો'તો એ માણસ ! અને છતાં ચહેરા પરથી એવું જ લાગતું હતું જાણે તે સાવ સાચું જ બોલી રહ્યો હોય. માય ગૉડ ! આટલો બધો નિષ્ણાત જૂઠા બોલો છે ડૉક્ટર સિદ્ધાર્થ ખારાવાલા ?

તેની નજર નિરૂપમાદેવી તરફ ખેંચાઈ, બિચ્ચારા, કેવા છોભીલા પડી ગયા હતા ! મોં પરથી લોહીને ઊડી જતું માંડ માંડ રોકી રહ્યા હતા !

'ઓકે સિદ્ધાર્થ, ગુડ નાઈટ ધેન !' ડૉક્ટર જગતનો હાથ વિદાયમાં ઊંચો થયો, 'મે બી સમ અધર ટાઈમ !' પત્ની અને પુત્રી તરફ ફરતાં તેમણે કહ્યું, 'ચાલો.'

કાર પાસે પહોંચતાં સુધી સિદ્ધાર્થ મૂંગો રહ્યો. ચારુનું મન હજી રહી રહીને ચણચણી રહ્યું હતું. મનની અંદરથી કોઈએ હમણાં જ તેને તતડાવી નાખી હતી, તેનો રોષ હજી પૂરો ઊતર્યો નહોતો.



'લડાઈ જામી ગઈ'તી મૃગા સાથે ?' સિદ્ધાર્થે તેના ખભા પર હાથ મૂકતાં કહ્યું.

'શટ અપ !' છણકો કરીને ચારુએ ખભો સેરવી લીધો.

'ઓહ !' સિદ્ધાર્થ બોલ્યો, 'તો મારું અનુમાન સાચું જ છે...શું કહેતી હતી તે ?'

'કહેતી હતી કે આજનું હવામાન બહુ ખુશનુમા છે. મજાની ચાંદની રાત છે. ઠંડી ઠંડી હવા છે !' કહીને ચારુએ મોં મચકોડ્યું.

'વેલ, વેલ, વેલ !' વધારે નજીક આવતાં સિદ્ધાર્થે કહ્યું, 'એક બીજી વાત કહું, ચારુ ? હજી અત્યારે જ તાજી જાણવા મળેલી વાત ?'

'કઈ વાત ?' એકદમ જિજ્ઞાસા જાગી હોય તેમ ચારુએ પૂછ્યું.

'કે તું રોષમાં હોય ત્યારે અનેકગણી સુંદર દેખાય છે ! સાચે-સાચે...યુ લૂક માર્વેલસ ઈન હાઈ ટેમ્પર !'

રોષભરી જ ચારુ તેની સામે તાકી રહી. તેની આંખોના ખૂણા ફરકતા હતા. સિદ્ધાર્થે તે જોયું.

'સાચું કહું ?' તે બોલ્યો, 'તું ગુસ્સે થાય, મગજ ગુમાવે એમ જ મૃગા ઇચ્છે. ગુસ્સામાં ને ગુસ્સામાં તું એવું કંઈક બોલી નાખે, એવું કંઈક કરી નાખે, જેથી તેને ફાયદો થાય–એ જ તેની ગણતરી હોય. નાહક ગુસ્સો કરીને તેના હાથમાં રમી ન જતી.'

'વાહ ! અત્યાર સુધી, આટલી જિંદગી સુધી મૃગાના હાથમાં રમતાર મને આ સલાહ આપે છે ?'

'ગુસ્સો કેટલી બૂરી ચીજ છે, જોયું ને ? મૃગાની ગણતરી પ્રમાણે જ ઝઘડો માંડી બેઠી ને મારી સાથે ?' સિદ્ધાર્થે હાથ તેના ખભા પર મૂકવા લંબાવ્યો. ચારુ ઝડપથી પાછળ ખસવા ગઈ અને

પગ સહેજ લથડી ગયો. પડું પડું થઈ ગયેલી તેને સિદ્ધાર્થે બેય હાથમાં પકડી લીધી.

'શુકનિયાળ ઠોકર !' તેને પોતાની નજીક ખેંચતાં તેણે હસીને કહ્યું, 'ફરી એક વાર, પ્લીઝ !'

ચારુએ આજુબાજુ જોયું અને ખભા છોડાવતાં કહ્યું, 'છોડો મને. રસ્તા વચ્ચે—'

સિદ્ધાર્થે હાથની પકડને એક વાર વધારે ચુસ્ત બનાવીને છોડી દીધી. ચારુ જાણે થાકી ગઈ હોય તેમ કારના ટેકે ઊભી રહી ગઈ.

સિદ્ધાર્થે પણ તેનો એક હાથ કાર પર ટેકવ્યો અને ચારુ પર સહેજ ઝૂકીને ઊભો રહ્યો. ચારુએ તેની સામે જોયું. તેને લાગ્યું, સિદ્ધાર્થ સ્વસ્થ નહોતો. સ્વસ્થ હોવાનો ઘણો દેખાવ કરતો હોવા છતાં દેખાઈ આવતું હતું કે તેની અંદર કંઈક મોટી હલચલ થઈ રહી હતી. શ્વાસ સાંભળી શકાય તેટલા મોટા હતા. ચહેરા પર નવી નવી તંગ રેખાઓ આવી આવીને ભૂંસાઈ જતી હતી. હોઠ હલી હલીને પાછા સ્થિર થઈ જતા હતા. આંખના એક ખૂણા પાસે એક પાતળી નસ ઊપસીને ફરકી રહી હતી. અને આંખો કંઈક અકળાતી, કંઈક ગૂંચવાતી, અપલક તાકી રહી હતી તેની આંખોમાં.

'ખરેખર બહુ ગુસ્સો ચડ્યો છે ?' તેણે પૂછ્યું.

કોણ જાણે કેમ, ચારુનો રહ્યોસહ્યો ગુસ્સો ય સડસડાટ ઊતરી ગયો, અને તે બોલી, 'ખરેખર ખૂબ જ !'

'કંઈ કારણ ?'

'હળાહળ જૂઠું બોલનાર માણસ પર ગુસ્સો નહિ તો બીજું શું આવે ?'

'હળાહળ જૂઠું ? હું બોલ્યો છું ? ક્યારે ?'



'આવતા રવિવારે મને સાથે લઈને તમે તમારા પપ્પા પાસે જવાના છો એમ નિરૂપમાદેવીને કહ્યું ત્યારે !'

'કોણ કહે છે એ જૂઠું હતું ?'

'તો શું હતું એ ?'

'સત્ય !' સિદ્ધાર્થે મોં છેક તેના કાન સુધી લઈ જતાં કહ્યું, 'નર્યું સત્ય ! રવિવારે તૈયાર રહેજે.'

આભી બનીને ચારુ સાંભળી રહી. ભરોસો પડતો નહોતો, કાન જે સાંભળતા હતા તે સાચું લાગતું નહોતું. સંભળાઈ રહ્યું હતું : 'બહુ દૂર જવાનું નથી. દહાણુમાં જ ઘર છે મારું. સવારે વહેલા નીકળી જઈશું. તૈયાર રહીશ ને ?'

ચારુને હજી સાચું લાગતું નહોતું. ભારે વિસ્મયથી આંખો પલકારતી તે શૂન્યભાવે જોઈ રહી. સિદ્ધાર્થનો અવાજ હવે સંભળાતો નહોતો, છતાં પડઘા હજી કાનમાં ત્રમત્રમી રહ્યા હતા.

## ❖ તેર ❖

સિદ્ધાર્થની છેલ્લી વાતે જગાડેલી ઝણઝણાટી હજી ચારુના શરીરમાં ઉપરથી નીચે સુધી દોડી રહી હતી; લોહીને આખા શરીરમાં ઝડપભેર દોડાવી રહી હતી, રુંવેરુંવે એક અજાણ્યો સળવળાટ પેદા કરી દેતી હતી. અંદર જ એટલું બધું બની રહ્યું હતું, એટલી ઝડપથી બની રહ્યું હતું કે બહારની ભાગ્યે જ કંઈ ખબર રહે. તાજજુબી પૂર્વક જાણે અંદર તાકી રહી હોય તેમ આંખોનાં પોપચાં અર્ધાં બીડીને ચારુ સિદ્ધાર્થની દોરી કારના બારણા સુધી દોરાઈ અને અંદર બેસી ગઈ.

'ધડાક'...બારણું બંધ થયાનો અવાજ સંભળાયો અને તે જાણે જાગી ગઈ: ઢળેલાં પોપચાં પાછાં ઊંચકાઈ ગયાં: 'રામ રે રામ! કેમ આવું થાય છે? વિચિત્ર, વિચિત્ર...નવું, નવું ...બીક લાગે એવું!...ને તો ય કેમ ગમતું હોય એમ લાગે છે?'...

'ના!' મનને તેણે જોરથી ટપાર્યું, 'નથી



ગમતું મને એ બધું! ન ગમવું જોઈએ...જરા પણ નહિ...કદી પણ નહિ...નથી જોઇતું.'

સાવ ચૂપ હતી તે. બે ય હોઠને સામસામે ભીંસીને બેઠી હતી. છતાં લાગતું હતું કે તે ચીસો પાડી પાડીને બોલી રહી હતી, ક્યારની ય મનને વઢી રહી હતી; ચીસો પાડી પાડીને લમણાં ભારે થઈ ગયાં હતાં.

પણ મન જાણે ખીલો તોડાવી રહ્યું હતું, ગજા બહારનો નશો કર્યો હોય તેમ, હોશ ખોઈ બેઠું હોય તેમ બે-લગામ બનીને અજબ નાચ માંડી રહ્યું હતું; પેલી વેરણ ઝણઝણાટી અંદર એકધારી ઘૂમી રહી હતી; એક રુંવાડાને ય જંપવા દેતી નહોતી.

ચારુ જાણે હારી ગઈ, થાકી ગઈ. તેનું જાણે કંઈ જ ચાલતું નહોતું. પરાજયની એક તીણી પીડા તેના સ્વત્વને છરીની જેમ છેદી રહી, અભિમાનને શારડીની જેમ વીંધી રહી. તે ચીસ પાડતી રહી, 'ના, ના...ના! બંધ થઈ જાવ...પાછું વળી જાવ આ બધું...મને એ ન પોષાય...મારાથી ન ખમાય એ બધું...બસ કરો...હવે બંધ થઈ જાવ'...

તેનું કંઈ જ ચાલતું નહોતું. કોઈ સાંભળતું નહોતું. હોઠ વધારે જોરથી ભીડાઈ જતા હતા. ગરદન વધારે ઝૂકી જતી હતી. આંખોમાં આછી બળતરા ઊઠતી હતી. શ્વાસ ધીમે ધીમે, ઊંડા ઊંડા જતા-આવતા હતા.

પળો વીતતી ગઈ. ધીમે ધીમે તે જાણે કોઈ ધુમ્મસમાંથી બહાર આવતી હોય તેમ સજાગ થતી ગઈ, સ્પષ્ટ જોતી, અનુભવતી થતી ગઈ. કાર દોડી રહી હતી. સૂના થવા લાગેલા રસ્તાઓ બહુ મોટા થઈ ગયા લાગતા હતા. પોતે ક્યારની ય શરીરને સંકોચીને, બેસી રહી હોય તેમ અકડાઈ ગઈ હતી. એકધારી સરળ ગતિએ કાર દોડાવતા સિદ્ધાર્થની નજર સામે સડક પર હતી.

તે સીટમાં જોરથી સળવળી—જાણે અકડાઈ ગયેલા શરીરને મોકળું કરતી હોય તેમ. તરત જ સિદ્ધાર્થે તેની સામે જોયું.

'ક્યાં ચાલી ગઈ હતી?' તેણે પૂછ્યું.

'હેં?' ચારુ બોલી ઊઠી. ક્ષણવાર તે કંઈ સમજી નહિ.

'હું એમ પૂછું છું.' સિદ્ધાર્થે હળવાશ ભર્યા અવાજે ફરી કહ્યું, 'કે મારી પાસે બેઠા બેઠા અચાનક આમ ક્યાં જઈ આવી? મને પૂછ્યું પણ નહિ?' અને કારને ધીમી પાડતાં કહ્યું, 'ખેર! હવે તો કહે, ક્યાં પહોંચી ગઈ'તી આટલી વાર? ને ત્યાં શું શું કરી આવી?'

ચારુએ આંખો ઊંચી કરીને તેની સામે જોયું. ત્રાંસી નજરે તેને જોતો તે જાણે જવાબ સાંભળવા આતુર બની ગયો હતો. કાર વધારે ધીમી પડી.

'હું વળી ક્યાં જવાની હતી?' ધીમા અવાજે ચારુએ કહ્યું, 'અહીં બેઠી તો છું તમારી પાસે!'

'તારી એ જ ખૂબી છે, ડાર્લિંગ,' કારને સડકની એક બાજુ પર તારવતાં સિદ્ધાર્થે કહ્યું, 'જ્યાં હોય છે ત્યાં નથી હોતી, ને નથી હોતી ત્યાં હોય છે!'

'ડાર્લિંગ?!' ચારુ ઝબકી ગઇ. અત્યારે તો તે બે જ જણ હતા. કોઈ ત્રીજું જણ નહોતું. ને પ્રેક્ષકોની સદંતર ગેરહાજરીમાં કંઈ નાટક ભજવવાનું ન હોય. સિદ્ધાર્થ એ બરાબર સમજે છે, ને છતાં 'ડાર્લિંગ?'

'કંઈક સમજાય એવું બોલો તો?' ચારુ તેની સામે જોઈ રહી.

કાર વધારે ધીમી પડી. સિદ્ધાર્થે આંખો તેની સામે ઠેરવી અને કહ્યું, 'સમજાય એવું જ હોય છે બધું—આપણે સમજવા માગીએ તો.'

'તો મને કેમ સમજાતું નથી?'



'તું સમજવા માગે છે?'

'હા.'

'ખરેખર?'

'હા, હા, ખરેખર વળી!'

ક્યારની ય ધીમી પડી ચૂકેલી કારને એકદમ બ્રેક લાગી. કારને એક નાનોશો, હળવો આંચકો લાગ્યો, ને એક ગલીના અંધારા વળાંકમાં સ્થિર થઈ ગઈ. એક હળવો આંચકો ચારુને પણ લાગ્યો અને તે જરા સળવળી.

સ્ટીયરીંગ વ્હીલ પાછળથી સિદ્ધાર્થ સહેજ ખસ્યો, અને ચારુ તરફ સરક્યો. ચારુની છાતીમાં હૃદયનો એક જોરદાર ધબકારો થયો. સિદ્ધાર્થ સાવ પાસે આવી ગયો હતો. તેની આંખો એકાએક ખૂબ ઊંડી, ખૂબ ભારે બની ગઈ હતી, વધુ ને વધુ નજીક આવી રહી હતી.

ચારુનો શ્વાસ જાણે એકાએક ખૂબ ઊંડો થઈ ગયો. એક શ્વાસ અંદર ગયો ને જાણે રોકાઈ ગયો. તે ગણગણી, 'આ—આ—શું કરો છો?'

'સમજાવું છું,' સિદ્ધાર્થ ગણગણ્યો, 'તું સમજવા જ માગે છે ને?'

'હા—પણ—' ચારુ સહેજ પાછી ખસી.

અને તેના ખભા સિદ્ધાર્થના હાથમાં પકડાઈ ગયા. સિદ્ધાર્થના હોઠ તેના હોઠ પાસે ફફડતા હતા, 'ચારુ, હવે સાચે જ તારે સમજવાનું છે. જે તદ્દન સત્ય છે, કેવળ સત્ય જ છે તે સમજવાનું છે. લે, સમજી લે ચારુ, હું તને...હું તને'...

'ઓ—ઓહ!' ચારુનું હૃદય સખત હલબલી ઊઠયું, ધરતીકંપના પ્રચંડ ધક્કાથી હલબલીને અદ્ધર ઊંચકાઈ જતી ધરતીની જેમ ઊંચકાવા લાગ્યું, કંપવા લાગ્યું, ફાટફાટ થવા લાગ્યું. એક સખત

ઝૂંગળાવતી, બહુ મધુર પીડા આમળાં લેવા લાગી. એક અસ્પષ્ટ ઉદ્ગાર અર્ધા ઊઘાડા હોઠમાંથી સરકી ગયો : 'પણ તમે...હું... મને...'

અને એ ફફડતા હોઠ પર સિદ્ધાર્થના હોઠ ચંપાઈ ગયા. હોઠમાં એક અજબ, અદ્ભુત કંપારી ઊઠીને વીજળીની જેમ આખા શરીરમાં ફરી વળી; છેક ઊંડે સુધી હૃદયમાં ઊતરી ગઈ ને હૃદય પાગલની જેમ ધબકી રહ્યું...પછી કંઈ ખબર ન રહી.

કોઈક ગાઢ ધુમ્મસમાં તે અલોપ થઈ ગઈ, સાવ ઓગળીને એકાકાર થઈ ગઈ. સમગ્ર સૃષ્ટિ જાણે ઓગળી ગઈ, નિરાકાર બની ગઈ ને તેના હૃદયની સાથે સાથે ધબકી રહી–ધબફ ધબ, ધબફ ધબ, ધબફ ધબ...

'અદ્ભુત છે, ચારુ,' સિદ્ધાર્થના શબ્દો સંભળાયા અને ચારુની ચેતના જાણે સળવળી. તેણે જોયું કે તે સિદ્ધાર્થના બેય હાથમાં ઝીલાઈ રહી હતી, નાજુકાઈ પૂર્વક દબાઈ રહી હતી. મુલાયમ અવાજે સિદ્ધાર્થ કહી રહ્યો હતો, 'જેટલી અદ્ભુત એટલી સુંદર, એટલી જ મીઠડી...'

ઝટકા સાથે ચારુ તેના હાથમાંથી છૂટીને ટટ્ટાર બેસી ગઈ, તેનાથી દૂર ખસી ગઈ–ને પછી શી ખબર કેમ ? તેમ કરવા બદલ પસ્તાઈ રહી, ચીડાઈ ગઈ પોતાની જ જાત પર–પોતે જ પોતાને સમજાતી નહોતી !

સિદ્ધાર્થ આંખોને સહેજ મોટી કરીને તેની સામે જોઈ રહ્યો હતો. ગળા નીચે છાતી પર હથેળી દબાવતી ચારુ તેની સામે જોઈ રહી. સિદ્ધાર્થે ધીમું ધીમું સ્મિત કર્યું. ચારુના હોઠ પણ મલકાટમાં સહેજ ખેંચાયા ને પોપચાં આંખો પર ઊતરી આવ્યાં.

'તેં સાંભળ્યું નહિ, ચારુ ?' સિદ્ધાર્થે કહ્યું.

'મારે કંઈ સાંભળવું નથી એવું !' હળવો છણકો કરતાં ચારુએ કહ્યું, 'કેટલા લાજશરમ વિનાના છો ?'



'હકીકત એ નથી, ચારુ,' નજીક સરકતાં સિદ્ધાર્થે કહ્યું, 'જગતની તમામ લાજશરમને સામટી એક પલકારે ફેંકી દે એવું કંઈક તારી આંખોમાં છે...તને ખબર નથી ?'

ને વધારે નજીક આવવા જતા તેને હળવેથી પાછો ધકેલતાં ચારુએ કહ્યું, 'બસ, બસ. બહુ થયું. હવે પાછા વળો. રાત તમારી રાહ જોઈને ઊભી નથી રહેવાની. ને મને પૂછનાર ઘેર કોઈક છે !'

'એટલે કે—'

'એટલે પાછા પહોંચી જાવ તમારી મૂળ જગ્યાએ અને ચૂપચાપ કાર હંકારો,' ચારુએ કહ્યું અને તેનાથી હસી પડાયું.

સિદ્ધાર્થ હસ્યો અને સ્ટીયરીંગ વ્હીલ પાછળ સરકી ગયો.

એક ધીમી ઘરઘરાટી કરીને કાર રસ્તા વચ્ચે આવી ગઈ અને દોડવા લાગી. ચારુના મનમાં અવનવા અજબ, અજાણ્યા ભાવો કારની સાથે હોડમાં ઊતર્યા હોય તેમ દોડી રહ્યા'તા–ઝપાટાબંધ દોડી આવતા, ઝપાટાબંધ દોડી જતા હતા ને અદશ્ય થઈ જતા હતા. વિસ્મય અને રસપૂર્વક ચારુ તે નિહાળી રહી હતી.

ઘર આવી ગયું. ધાર્યું ન હોય તેટલું જલદી આવી ગયું અને એક હળવો આંચકો લઈને કાર ધીરેથી ઊભી રહી. સૂમસામ રસ્તા પર ચારુએ નજર ફેરવી અને મનમાં એક હળવો ધ્રાસકો પડયો, 'બાપ રે ! કેટલું બધું મોડું થઈ ગયું ! કાકી જાગતા હશે ને પૂછશે તો શો જવાબ દઈશ ?'

'બહુ મોડું થયું છે, નહિ ?' સિદ્ધાર્થ સામે જોતાં તેણે કહ્યું.

'હં,' સિદ્ધાર્થ ગણગણ્યો.

'તમને ચાપાણી માટે ય હું કહી નહિ શકું,' ચારુએ કહ્યું.

'નસીબ !' સિદ્ધાર્થ બોલ્યો, 'નહિતર, હું ના કહેવાનો નહોતો !' કહીને તે હસી પડયો.

ચારુ હસી અને બારણાની નજીક ખસી. બારણું ખોલવા તેણે લંબાવેલો હાથ એકાએક સિદ્ધાર્થે આગળ નમીને પકડી લીધો.

'કેમ, આટલી ઉતાવળ—'

'કારણ કે મારી અક્કલ તમારી જેમ ચરવા ગઈ નથી,' તેના હાથમાંથી હાથ છોડાવતાં ચારુએ મીઠા અવાજે કહ્યું, 'કેટલું મોડું થઈ ગયું છે–ભાન છે? સવારે મારે પણ કામે લાગવાનું છે અને તમારે તો વહેલી સવારથી જ ઓપરેશન શરૂ કરવાનાં હોય છે.'

બારણું ખોલીને તે નીચે ઊતરી ગઈ. તેની પાછળ સિદ્ધાર્થ ઊતર્યો અને બન્ને ફ્લેટની સીડી પાસે પહોંચ્યા.

'મને લાગે છે કે, આપણે શનિવારે સવારે અગિયારેક વાગે અહીંથી નીકળીએ,' સીડીનાં પગથિયાં ચડતાં સિદ્ધાર્થે કહ્યું અને ચારુનો હાથ પોતાના હાથમાં લઈ લીધો, 'તેથી આપણે સાંજ પહેલાં વેળાસર દહાણું પહોંચી શકીએ.'

'તમે ખરેખર મને તમારા પિતાજી પાસે લઈ જવાના છો?'

'મારી ખૂબ ઇચ્છા છે ચારુ, કે તને મારા પિતાજીની નજર સામે એક વાર ખડી કરું. તે પણ જોઈ લે તને અને ખૂશ થાય.'

'તમારા અને મૃગાના સંબંધો પણ તે બરાબર જાણતા હશે જ ને?' ચારુએ મનમાં ઊઠેલો પ્રશ્ન સીધો પૂછ્યો, 'તેમાં તે પણ સોએ સો ટકા સંમત જ છે ને? તે પણ એમ ઇચ્છે છે ને કે મૃગા તેમની પુત્રવધૂ બને?'

'એ તો છે જ. પણ—'

'તો પછી મને શા માટે ત્યાં લઈ જાવ છો?' પગથિયા પર એક પળ થોભી જતાં ચારુએ પૂછ્યું, 'મને લઈ જવાથી શો અર્થ સરશે? શું ફાયદો થશે?'

'પહેલાં તો,' તેના ખભા પર હાથ મૂકતાં સિદ્ધાર્થે કહ્યું, 'સૌથી પહેલાં તો એ જરૂરી છે કે મારા પિતાજી તને જોઈ લે,



એકાદ દિવસ તારી સાથે રહીને તને જાણી લે. ને મને સોએ સો ટકા ખાતરી છે કે તું તેમને ખૂબ ગમી જવાની છે–મૃગા કરતાં પણ ઘણી વધારે.' સહેજ થોભીને તેણે કહ્યું, 'બસ. અત્યારે એટલું પૂરતું છે. પછીની વાત પછી જોઈ લઈશું.'

પણ ચારુનું મન, કોણ જાણે કેમ, અંદર ફફડતું હતું. પહેલી જ વાર માળામાંથી બહાર ઊડવા કરતાં બીકુ બચ્ચાની જેમ અજાણી બીકથી ધ્રાસકી જતું હતું. પાંખોની તાકાતનો, તેની મજબૂતીનો પરિચય નહોતો. નવી નવી ફૂટેલી એ પાંખો પોતાની હોવા છતાં અજાણી હતી. ભરોસો પડતો નહોતો. રહી રહીને ઉઘડવા જતી પાંખો દહેશતની મારી પાછી બીડાઈ જતી હતી.

એ કંપારી તેના ખભા પર રહેલા સિદ્ધાર્થના હાથને અડી. આર્દ્ર અવાજે તેણે પૂછ્યું. અવાજ ખૂબ ધીમો હતો.

'શું થાય છે, ચારુ?'

'મને—' ચારુએ પળવાર તેની સામે જોયું અને પછી નીચું જોઈ ગઈ, 'મને બીક લાગે છે.'

'બીક?' નવાઈ પામતો હોય તેમ સિદ્ધાર્થ બોલ્યો અને વધારે નજીક આવ્યો, 'શાની બીક લાગે છે?'

ચારુને એ જ ખબર નહોતી. પણ તો યે બીક લાગતી હતી. અજાણી અજાણી બીક, અજાણી ચીજની બીક. તેનું કુંવારું મન અચાનક, સાવ અણધારી રીતે એક આદમી પર ઓળઘોળ થઈ ગયું હતું. પ્રીતના સાવ અજાણ્યા જળમાં ઝંપલાવી બેઠું હતું. અને હવે ભયભીત બની રહ્યું હતું–અજાણ્યાં જળ ચોપાસ તેને ઘેરી વળ્યાં હતાં, દૂર દૂર સુધી પથરાઈને પડ્યાં હતાં. કેટલાં ઊંડાં હશે એ જળ? કેવા કેવા જોખમો છૂપાઈ રહ્યા હશે તેના અજાણ્યા ઊંડાણમાં? હાય, હાય...ક્યાં કૂદી પડી'તી તે?...શ્વાસમાં તાજા તાજા પ્રેમનો અદ્દ્ભુત આનંદ લેતી તે ઉચ્છ્વાસમાં અજાણ ભય ઠાલવી રહી હતી

—હવે શું થશે તેનું ? તરી જશે ? કિનારે પહોંચવા જેટલું કૌવત ટકી રહેશે તેનામાં ?

હાસ્તો...અને તેનું પોતાનું કૌવત ઓછું પડે તો સિદ્ધાર્થ છે જ ને ? ખોટી ચિંતા શા માટે કરવી ? સિદ્ધાર્થનું કૌવત હવે તેનું જ કૌવત ગણાય ને ?

પણ...પણ ભવિષ્યની કોને ખબર છે ? સિદ્ધાર્થ આજે તારો છે, ને કાલે પણ તારો જ રહેવા માગતો હોય તો પણ સામે મૃગા છે, ડોક્ટર જગત છે, સિદ્ધાર્થના પિતા છે, ખુદ સિદ્ધાર્થની કારકીર્દિ અને મહત્ત્વાકાંક્ષા છે...કેટલાં યે ભયો છૂપાઈ રહ્યાં હશે આ ઊંડા જળમાં ? મગર મચ્છની જેમ તેને ખેંચી લે, ગળી જાય...ઓહ ! ઓહ ! કંઈ સમજાતું નથી. કંઈ જ નથી સમજાતું. બહુ બીક લાગે છે, થથરી જવાય છે...

‘શાની બીક લાગે છે, ચારુ ?’ સિદ્ધાર્થનો અવાજ ફરી સંભળાયો, ‘મારી ?’

‘ના !’ ચારુના અંતરમાં પડઘો પડ્યો. એકદમ તે સિદ્ધાર્થની એટલી નજીક સરકી આવી કે વચ્ચે જે થોડુંક અંતર હતું તે ય મટી ગયું.

‘તમારી બીક નથી લાગતી મને,’ તેની છાતીમાં મોં છૂપાવતાં તેણે કહ્યું, ‘મને અમથી અમથી બીક લાગે છે, સિદ્ધાર્થ. મને કંઈ સમજ નથી પડતી કે શું કરી રહી છું, મને શું થઈ રહ્યું છે ...પણ હવે મારું કંઈ ચાલે તેમ નથી. નહોતું થવું તો ય તમારી થઈ ગઈ. મને પાર ઉતારશો ને ? અધવચ્ચે ડૂબવા તો નહિ દો ને સિદ્ધાર્થ ?...ઓહ, ભગવાન ! મને બહુ બીક લાગે છે...હું શું કરું ...

એક ઝબકારામાં સિદ્ધાર્થે તેને બાથમાં ભીડી દીધી. હાથની એ ભીંસ હજી વધે તો સારું; સાવ સાવ ભીંસી દે, છૂંદી નાખે તેને તો સારું...એક જબરદસ્ત અકળામણ અને એક અનવધિ આનંદ બળબળે ભરતી એક સાથે ચડી આવી. ને એ પ્રચંડ મોજાંની થપાટો



ઝીલતી તે સિદ્ધાર્થને જોરથી વળગી પડી. મનમાં સખત ડૂમો ભરાયો. ગળામાં રુંધામણ થવા લાગી અને પછી એ બધું રુદન બનીને બહાર ધસી આવ્યું. બધા બંધ તૂટી ગયા હોય તેમ તે રડી પડી. ક્યાં સુધી તે રડતી રહી—શી ખબર. આંસુ અને હીબકાનો કેવડો ભંડાર સંઘરાયેલો હશે તેની છાતીમાં ?

આખરે તે પૂરું થયું. તેના માથા પર, પીઠ પર સતત ફરતો સિદ્ધાર્થનો હાથ થંભ્યો. તેણે તેને સહેજ અળગી કરી. તેની હડપચી પર આંગળી મૂકી મોં ઊંચું કર્યું અને બન્ને હાથમાં મોં પકડી લેતાં કહ્યું, ‘બસ, રડી લીધું, મારી બબૂચક ?’ અને પછી મોં મરકાવતાં પૂછ્યું, ‘શાનું રડવું આવ્યું આટલું બધું ?’

આંખોમાંથી આંસુની ભીનાશ લૂછતાં ચારુ હસી અને તેના હાથ મોં પરથી ખસેડતાં કહ્યું, ‘તમને એ નહિ સમજાય. હટો જરા દૂર.’

‘મને કેમ ન સમજાય ?’ સિદ્ધાર્થે કહ્યું, ‘તું એમ માને છે કે અમારે પુરુષોને હૃદય જેવું કંઈ હોતું જ નથી ? પ્રેમની કોઈ પીડા અમને થતી જ નથી ?’

‘થતી હશે,’ ચારુએ કહ્યું, ‘પણ તેમ છતાં તમારામાં ને અમારામાં બહુ ફેર હોય છે. તમારે મન પ્રેમ એ જીવનનું એક અગત્યનું કાર્ય હોય છે, જીવનનો એક મહત્ત્વનો હિસ્સો. પણ અમારે મન પ્રેમ જ સમગ્ર જીવન હોય છે. તેમાંથી પ્રેમ બાદ થાય તો બાકી રહે માત્ર શૂન્ય, માત્ર મોત !’

‘એટલે તું એમ કહેવા માગે છે કે—’

‘હું એમ કહેવા માગું છું,’ તેને બોલતો વચ્ચે અટકાવીને ચારુએ કહ્યું, હવે તે પાછી સ્વસ્થ થઈ ગઈ હતી, ‘કે હું હવે જાઉં છું.’

કહીને તે બાકીનાં પગથિયાં ચડવા લાગી. સિદ્ધાર્થ પણ કંઈ બોલ્યા વિના પગથિયાં ચડવા લાગ્યો.

બારણાને બહારથી વાસેલું તાળું ખોલવા ચારુને અંધારામાં ફાંફાં મારતી જોઈ ને સિદ્ધાર્થ તેના પર ઝૂકચો. ચાવી તેના હાથમાંથી લઈને તાળું ખોલવા લાગ્યો. તેનું મોં ચારુના મોંથી એટલું નજી હતું કે, ચારુને લાગ્યું, પોતે હોઠને સહેજ જ લંબાવે કે—

છટ્! વિચારને તેણે આગળ વધતો અટકાવી દીધો. હજી ગ કાલ સુધી તે ક્યાં હતી? શું હતી? અને માત્ર થોડાક કલાકોમ ક્યાં પહોંચી ગઈ? શું બની ગઈ હતી?...સાવ અકલ્પ્ય બની ગ હતું આટલા થોડા સમયમાં! એટલા થોડા સમયમાં એટલું બ બની શકે ખરું?...સમય એક અદ્ભુત ચીજ છે, અજબ શક્તિ તેની. સમય કેટલો વીત્યો તેનું શું મહત્ત્વ છે? તે કેવી રીતે વી તે મહત્ત્વનું છે...

તાળું ખોલીને સિદ્ધાર્થ સહેજ પાછળ ખસ્યો. ચારુએ ધીમે બારણું ઉઘાડ્યું. કાકી જાગતાં નહોતાં. તેણે વિદાયમાં હ ઊંચો કર્યો.

સિદ્ધાર્થે તેની હડપચી પકડીને તેની આંખોમાં જોયું કહ્યું, 'આ આંખોથી કોઈ કદી કેમ છૂટી શકે?'

'તમને કોણે બાંધી રાખ્યા છે અહીં?' આંખો મોટી ક ચારુએ કહ્યું, 'મુક્ત થઈ જાવ!'

સિદ્ધાર્થે સ્મિત કરતાં નકારમાં માથું હલાવ્યું અને 'આવા બંધનમાંથી મુક્તિનો શાપ કદી કોઈને ન નડો.' અને સ થોભીને ઉમેર્યું, 'શનિવારે અગિયાર વાગે કેદી ફરી હાજર તૈયાર રહેજે.'

અને ઝડપથી પાછો ફરીને પગથિયાં ઊતરી ગયો. ક અવાજ દૂર દૂર જતો શાંત થઈ ગયો ત્યાં સુધી ચારુ બારણ ઊભી રહી અને પછી અંદર જઈ બારણું બંધ કર્યું.



# ❖ ચૌદ ❖

બીજા દિવસથી જ ચારુને સિદ્ધાર્થના ફોનના ભણકારા વાગવા લાગ્યા. 'શિવમ્ મહિલા મંદિર'ની ઓફિસમાં બેઠા બેઠા ધ્યાન લગાવીને કામ કરવાનો સાચે સાચો પ્રયાસ તે કરતી. ધ્યાન કામમાં લાગતું પણ ખરું, પણ ફોનની ઘંટડી વાગે ને મન ઊંચું થઈ જતું: 'એનો જ હશે–નક્કી!...હમણાં કહેશે સોરી, ચારુ! એક દર્દી અચાનક ગંભીર થઈ ગયો છે. શનિવારે નીકળી ન શકાય તો માઠું તો નહિ લગાડે ને?'

'મારી બલા લગાડે છે માઠું!' મનમાં જવાબ પણ તૈયાર થઈ જતો, 'કામ તમારું છે. ન જવાય તો ન જવું–મારે શું?'

પણ તે સાથે જ તેને લાગતું કે મનના એક ખૂણે કંઈક ઉદાસી જેવું માથું ઊંચું કરીને બોલી ઊઠતું હતું: 'બસ? શનિવારે નથી જવાનું હવે?'

અને રીસીવર કાને મૂકતાં જ અવાજ સંભળાતો: 'મારું નામ ઈલા પંડ્યા. હું આપની

લગ્નસંસ્થામાં મેમ્બર થવા માગું છું. મહેરબાની કરીને જણાવશો કે...'

'અરે, ભગવાન!' ચારુને ચીડ અને હસતું બેય સાથે આવી જતા, 'અત્યારે જ તમારે આવવાનું થયું, ઈલાબહેન?' અને ફોનમાં તે મોટેથી બોલતી, 'જરૂર, જરૂર, બહેન અમારી સંસ્થા સાચોસાચ કામ કરી બતાવનાર સંસ્થા છે. આપ ચોક્કસ ખાતરી રાખજો અમારે ત્યાંથી આપને સંપૂર્ણ સંતોષ મળશે. પરંતુ આપ એકવાર રૂબરૂ આવી જાવ તો વધારે સારું...'

અને એમ આખરે શનિવાર આવી ગયો, ને સિદ્ધાર્થનો ફોન ન આવ્યો, જવાનું મુલતવી રહ્યાનો સંદેશો ન આવ્યો.

'તો પછી જવાનું નક્કી જ હશે,' ખાસ કંઈ રસ ન હોવાનો પોતાની જ જાત પાસે દેખાવ કરતાં તેણે વિચાર્યું. પણ તરત જ, સાથે લઈ જવા માટેનાં કપડાં પસંદ કરવા કબાટ ઊઘાડયું. એ કપડાં લઈને એક પાછું મૂકતી અને વળી એ બીજાં લેતી તે તૈયારીની ગડમથલમાં પડી...કપડાં તો સરસ જ હોવાં જોઈએ! સિદ્ધાર્થના પિતાની સામે ઊભા રહેવાનુ હતું. જરાયે લઘરવઘર દેખાય તો સિદ્ધાર્થને કેટલુ શરમાવું પડે?...

અગિયાર વાગ્યા. બારણે કોઈ ટકોરા ન પડયા. આમેય અત્યાર સુધી રાહ જોવા માટે જોઈતી ધીરજ તેણે મહેનત કરીને ભેગી કરી હતી. હવે એ ધીરજ જાણે ચાલી જવા માટે ઊભી થઈ ગઈ. તેને ઝાલીને રોકી રાખતી હોય તેમ તે મનમાં ગણગણી, 'ઘડિયાળના કાંટે બધું કંઈ થોડું થઈ શકે છે? વહેલું-મોડું થાય પણ ખરું...'

પણ સાડા અગિયાર વાગ્યે તો ધીરજને રોકી રાખવાનું બહુ કપરું થઈ પડયું. એક આછો ઉચાટ મનમાં પથરાવા લાગ્યો. એક ધીમી દહેશત વળીવળીને પૂછવા લાગી: 'શું થયું હશે?...સાડા અગિયાર વાગ્યા! હજી કેમ ન આવ્યા?...'



બારના ટકોરા પડયા ત્યાં સુધીમાં તો તેના શ્વાસ ઉતાવળા ચાલવા લાગ્યા હતા. હૈયું સહેજ મોટેથી ધબકવા લાગ્યું હતું. નજર ઘડીએ પળે રૂમના બંધ બારણા તરફ વળવા માંડી હતી. અને બારણે ઉતાવળા ટકોરા પડયા,

ભડકીને ભાગી હોય તેમ તે ઊઠીને ઝટઝટ બારણે પહોંચી, ને જોરથી ખોલી નાખ્યું. બારણામાં સિદ્ધાર્થ ઊભો હતો...હાશ!

'આઈ એમ રીયલી સોરી!' ચારુના સહેજ ફિક્કા ચહેરાને જોતાં સિદ્ધાર્થે કહ્યું, 'હોસ્પિટલમાં છેક છેલ્લી ઘડીએ રોકાઈ જવું પડયું—ઇમર્જન્સી!'

'ઓહ!' ચારુના મનમાં હળવાશ થઈ ગઈ. તેણે કહ્યું, 'મને થયું એમ કે તમે વિચાર બદલી નાખ્યો હશે,'

'બદલી જ નાખ્યો 'તો,' અંદર આવતાં સિદ્ધાર્થે કહ્યું, 'આજને બદલે ગઈ કાલે સાંજે અહીંથી નીકળીએ તો થોડો વધારે સમય ત્યાં રહેવા મળે એમ મને લાગ્યું હતું. પણ તને તે ફાવશે કે કેમ એ વિચારે—'

'આજનું તો હવે નક્કી છે ને?' ચારુએ હસી પડતાં કહ્યું, શાથી હસી પડાયું એ તો તેને ન સમજાયું, પણ થોડોક વધારે સમય પોતાની સાથે રહેવાનું મન સિદ્ધાર્થને થયું હતું એ જાણ્યા પછી હસી પડાયું હતું, એટલું સાચું!

રસોડામાં કંઈક ખખડાટ થયો ને સિદ્ધાર્થનું ધ્યાન તે તરફ ખેંચાયું, નેપકીન વડે હાથ લૂછતાં લૂછતાં ચારુના કાકી બહાર આવી રહ્યાં હતાં.

'આવી ગયા, ભાઈ?' ચશ્માને નાક પર ઠીક કરતાં તેમણે હસીને સિદ્ધાર્થને પૂછ્યું.

'હા—હાજી !' એક નાનું એવું ગળચવું ગળી જતાં સિદ્ધાર્થે હસીને કહ્યું.

'બેસોને !' કહેતાં કાકી ફરીવાર હસ્યાં અને કહ્યું, 'ચા–નાસ્તો તૈયાર જ છે. થોડું ખાઈને જ નીકળો. પછી મોડું થાય તો વાંધો નહિ.'

'પણ તેની કંઈ જરૂર નથી—' સિદ્ધાર્થ કહેવા ગયો. પણ તેને અટકાવીને ચારુએ કહ્યું :

'નહિ વાર લાગે ! થોડોક નાસ્તો તો કરવો જ પડશે,' અને કાકી તરફ ફરતાં કહ્યું, 'તે નાસ્તો કરશે, કાકી.'

કાકી હસીને રસોડા તરફ ગયાં અને સિદ્ધાર્થ થોડા અચંબા પૂર્વક વિચારી રહ્યો, 'કેવાં પ્રેમાળ છે કાકી !.,બે દિવસ સુધી મારી સાથે આવવાની સંમતિ મેળવવા ચારુએ કયું બહાનું કાઢયું હશે?...

ચા–નાસ્તો લઈને કાકી આવ્યાં, અને ટીપોય પર મૂકતાં ચારુને પૂછયું, 'તારી બેગ તૈયાર થઈ ગઈ ?'

સિદ્ધાર્થ હોઠ મરકાવતો ચારુ સામે અને કાકી સામે વારાફરતી જોતો રહ્યો.

ચારુ કારમાં બેઠી એટલે બારણું બંધ કરીને સિદ્ધાર્થ સ્ટીઅરીંગ વ્હીલ પાછળ ગોઠવાયો અને કાર સ્ટાર્ટ કરી. રસ્તાની ભીડમાં માર્ગ કરતી કરતી કાર છેવટે શહેરને છોડીને બહાર નીકળી ગઈ. આસ પાસની બધી ભીડ, બધી સંકડાશ જાણે એકાએક કયાંક ઊડી ગઈ હોય તેમ બધી બાજુ ખૂલ્લી મોકળાશ ફેલાઈ ગઈ. ચારુએ આકાશ સામે જોયું, જાણે સાથે સાથે જ દોડી રહ્યું'તું. ચારુના મનમાં અકારણ આનંદ સળવળી ઊઠયો: 'બહાર ઝરમર ઝરમર વરસાદ પડતો હોય તો કેવી મજા આવે ? ઓહ !' તરત જ તેણે સિદ્ધાર્થ સામે જોયું અને મન ભીંજાતી ધરતીની જેમ કોળી ઊઠયું.



'કેમ ચૂપ છે ?' કારને સહેજ ધીમી કરીને તેની સામે જોતાં સિદ્ધાર્થે પૂછયું, 'કંઈ વિચારમાં છે ?'

'કંઈ વિચારમાં નથી,' ચારુએ કહ્યું.

'એક વાત પૂછું ?' સિદ્ધાર્થે કહ્યું.

ચારુએ તેની સામે જોયું અને હોઠ મરકાવ્યા.

'કાકીને તેં કેવી રીતે સમજાવ્યા ?'

'ખોટું બોલીને,' ચારુએ કહ્યું, હસી, અને નીચું જોઈ ગઈ.

'તો પણ—શું કહ્યું એ તો કહે !'

'તમારે શું કામ છે તે જાણીને ?'

'કામ હોય તો જ કહેવાનું ?' સિદ્ધાર્થે આગ્રહ ચાલુ રાખ્યો, 'બોલને–શું કહ્યું ?'

'કહ્યું કે વિભાની સંસ્થાનું બહુ જરૂરી કામ છે. કેટલાક મોટા માણસોને મળવાનું છે એટલે બે દિવસ ગયા વિના ચાલે તેમ નથી.'

'અને કાકી માની ગયા ?' કહીને સિદ્ધાર્થ મોટેથી હસી પડયો, 'પ્રેમમાં પડે એટલે છોકરીઓ કેવું જૂઠું બોલતાં શીખી જાય છે !'

'શીખવું પડે છે.' હળવો છણકો કરતાં ચારુએ કહ્યું, 'તમારા જેવાને લીધે !' અને મોં મચકોડીને બારી તરફ ફેરવી લીધું.

સિદ્ધાર્થ ફરી વાર મોટેથી હસી પડયો. અને ચારુ સામે જોઈ રહ્યો. ચારુએ મોં ફેરવીને તેની સામે જોયું. તે ફરી વાર હસી પડયો. મોં મચકોડીને ચારુ ફરી વાર બારી તરફ ફરી ગઈ.

સિદ્ધાર્થ થોડી વાર ચૂપચાપ કાર હંકારતો રહ્યો. થોડી વારે તેણે કહ્યું, 'આ બાજુ તો જો. કંઈક વાત તો કર.'

'શું વાત કરું ?' તેના તરફ ફરતાં ચારુએ કહ્યું, 'તમારે કંઈ બોલવાનું નથી ?'

'આજે મારી સાથે આવવામાં કંઈ તકલીફ તો નથી પડીને

'ના. અને પડે તો ય શું ? આવ્યા વિના ક્યાં ચાલે તે
હતું ? તમારી યોજના તો અધૂરી ન જ રહેવા દેવાય ને ? પણ
લાગે છે કે, આનાથી પણ તમે મૃગાને દૂર નહિ કરી શકો. પોતા
બનેલી છે એ. એને તો પૂરેપૂરી ખાતરી છે કે તેને છોડીને
ક્યાંય જઈ શકશો નહિ–તમારી એ શક્તિ જ નથી. તેની
તમે હંમેશ માટે બંધાયેલા જ રહેવાના છો–થોડી વાર, દોર
જેટલું લાંબુ હોય તેટલી જગ્યામાં દોડાદોડી કરી લો, એ જુ
વાત છે !'

'વેલ, વેલ, વેલ !' કારને વધારે ધીમી પાડતાં સિદ્ધાર્થે
'ઘણું સરસ બોલી. એ વાત મૃગાના નામે ભલે બોલાઈ હોય,
ખરેખર ચોટદાર છે !' સહેજ થોભીને જરા ગંભીર થતાં તે આ
બોલ્યો, 'એક વાત સમજી લે. અત્યારે તને મારા પિતા પાસે
જવાને મૃગા સાથે કંઈ સંબંધ જ નથી. મૃગાને બતાવવા કે
ઠસાવવાની હવે આ વાત રહી જ નથી...પહેલી વાર મેં
સંભળાવવા એ વાત કહી ત્યારે તેની પાછળ એ હેતુ હતો–હું
કરું છું. પણ પછી, જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ મને
જાતું ગયું કે, ખરેખર તો હું તને એટલા માટે લઈ જઉં છું
હું તને લઈ જવા માગું છું જ.' થોડી વાર થોભીને તેણે ઉમેર્યું
'અને તું પણ એટલા માટે જ આવી રહી છે કે, તું મારી સા
આવવા માગે છે જ–બરાબર ?'

— ચારુ કંઈ જ ન બોલી. નીચું જોઈને ચૂપચાપ બેસી રહ
સિદ્ધાર્થનો એક હાથ ધીરેથી તેના તરફ લંબાયો અને ખોળા
રહેલો તેનો હાથ પકડી લીધો.

દહાણુમાં સિદ્ધાર્થના ઘર પાસે કાર ઊભી રહી ત્યારે બપો
ઢળી ગઈ હતી. કારમાંથી ઊતરીને ચારુએ આસપાસ નજર ફેર



તરેહ તરેહના મબલખ ફળોથી લચી પડતા અસંખ્ય વૃક્ષો અને
ફૂલછોડની એક વિશાળ વાડી વચ્ચે તે ઊભી હતી.

તેની સામે એક જૂનું પણ જાજરમાન ઊંચું મકાન ઊભેલું
હતું. ઘરની આગળ સરસ રીતે કાપેલી લોન પરથી ખસતી ખસતી તેની
નજર ઘરનાં પહોળાં પગથિયાં ચડી ગઇ. પગથિયાં પૂરાં થતાં હતાં
ત્યાં કોતરણીથી સજાવેલી બે બારીઓની વચ્ચે એક ઊંચું બારણું
હતું અને બારણામાં એક ઊંચો જૈફ આદમી સ્મિત વેરતો ઊભો હતો.

'એ જ સિદ્ધાર્થના પિતા,' ચારુએ અનુમાન કર્યું અને સિદ્ધાર્થ
સામે જોયું.

ઘરની બાજુમાંથી એકાએક ફૂટી નીકળેલા એક નોકર જેવા
માણસને સામાન અંદર લાવવાનું કહીને સિદ્ધાર્થ ઘર તરફ ચાલવા
લાગ્યો. ચારુ તેની પાછળ ચાલી.

ભર્યું ભર્યું સ્મિત કરતાં સિદ્ધાર્થના પિતાએ ચારુ સામે માથું
હલાવ્યું અને કહ્યું, 'આવો, આવો.' અને બન્નેની આગળ આગળ
અંદર ગયા. અંદર એક વિશાળ દિવાનખાના જેવા હોલમાં મૂકેલાં
સોફા અને ખુરશીઓ તરફ હાથ ચીંધી તેમણે કહ્યું, 'બેસો,' અને
પછી નોકરને બોલાવવા અંદર ચાલ્યા ગયા.

સિદ્ધાર્થ બેઠો એટલે ચારુ પણ બેઠી અને હોલમાં ચારે તરફ
જોવા લાગી. સામાન લઈને નોકર અંદર આવ્યો એટલે સિદ્ધાર્થે
તેને કહ્યું :

'એ બેગ ઉપર લઈ જા–ગેસ્ટરૂમમાં,' અને ઊભા થતાં ચારુને
કહ્યું, 'ચાલ, તને ઉપરનો રૂમ બતાવી દઉં. તારે ત્યાં જ રહેવાનું છે.'

ચૂપચાપ ચારુ ઊઠી અને તેની પાછળ પાછળ સીડી ચડી ગઈ.
એક સુંદર રીતે સજાવેલા રૂમમાં તેને લઈ જઈને સિદ્ધાર્થે કહ્યું,
'આ તારો રૂમ રહેશે. ગમે છે ?'

નોકરે ઉઘાડેલા પાછળના બારણા પાસે જઈને ચારુએ જોયું કે ત્યાં એક નાનકડી બાલ્કની હતી. બાલ્કનીમાં પગ મૂકતાં જ ફૂલોની એક જોરદાર સુગંધ તેના નાકમાં પેસી ગઈ. પાછળ ફૂલોનો આખો બાગ મઘમઘતો હતો.

'ગમે છે ને ?' સિદ્ધાર્થે ફરી વાર પૂછ્યું.

ચારુએ હોઠ મરકાવ્યા અને માથું હકારમાં હલાવ્યું.

'સામે બાથરૂમ છે,' હાથ ચીંધી બતાવતાં સિદ્ધાર્થે કહ્યું, 'હાથ-મોં ધોઈને નીચે આવજે. ચા-નાસ્તો લઈશું.' કહીને તે નીચે ચાલ્યો ગયો.

ચારુએ ફરી આખા રૂમને ધ્યાનથી જોયો. આજના દિવસ સુધી રોજ રોજ વપરાતો રહ્યો હોય તેટલો સ્વચ્છ અને સજાવેલો એ રૂમ હતો. પલંગ પાસે ટીપોય પર બે-ત્રણ પુસ્તકો અને મૅગેઝીન પણ પડેલાં હતાં. વિસ્મય પામતી ચારુ વિચારી રહી, 'સિદ્ધાર્થના પિતાને અમારા આવવાના ખબર મળી ગયા હશે ? એકલા, વૃદ્ધ એ માણસ આવડા મોટા મકાનની આટલી સુંદર દેખભાળ શી રીતે રાખતા હશે ?'

હાથ-મોં ધોયા પછી ચારુએ કપડાં બદલવાનો વિચાર માંડી વાળ્યો. જાણે તેની જરૂર જ ન લાગી. વાળમાં સહેજ કાંસકો ફેરવીને તે નીચે આવી. નીચેનો રૂમ ખાલી હતો. તે બહાર પગથિયા પર આવી. થોડી વાર ચારે તરફ જોઈ રહી ફળઝાડ અને ફૂલછોડના કોઈ નાનકડા સ્વર્ગમાં આવી ચડી હોય તેમ હર્ષનો એક રોમાંચ થઈ આવ્યો. અને પગથિયાં ઊતરીને તે વાડી તરફ ચાલી.

તેને લાગ્યું, ડાબી તરફ હવામાં એક જબરદસ્ત મઘમઘાટ ઊછળી રહ્યો હતો. તેણે તે તરફ ચાલવા માંડયું. અને ઓહ ! સ્તબ્ધ થઈને તે જોઈ રહી. તરેહતરેહ અને રંગરંગના ગુલાબોનો આખો બાગ મસ્તીથી ડોલી રહ્યો હતો. ચારુનું મન પણ ડોલી ઊઠયું. આંખો



બંધ કરીને તેણે એક ઊંડો શ્વાસ લીધો. હજારો ગુલાબની સામટી સુગંધથી મન ભરાઈ ગયું.

થોડુંક ચાલીને તે ગુલાબના એક મોટા છોડ પાસે ગઈ. ચમકદાર ગુલાબી ઝાંયથી નીખરતા સાવ ખૂલી ગયેલા ફૂલોથી છોડ લચી પડતો હતો. હળવે રહીને તેણે એક પછી એક ફૂલ પર ધીમેથી હાથ ફેરવવા માંડયો. ગુલાબ તેનું અત્યંત વહાલું ફૂલ હતું, ને અહીં તો તેનો ખજાનો વેરાઈ ગયો હતો.

'ગુલાબો તને બહુ ગમે છે ?' અચાનક અવાજ સંભળાયો અને ઝબકીને તેણે પાછળ જોયું.

એવા જ એક મોટા છોડ પાસે સિદ્ધાર્થ ઊભો હતો. તેની સામે હસી રહ્યો હતો.

'ગુલાબ મને સૌથી ગમતું ફૂલ છે,' ચારુએ એક ફૂલ પર હાથ ફેરવતાં કહ્યું.

'મને પણ,' સિદ્ધાર્થે કહ્યું. 'અને જ્યારે જ્યારે તને જોઉં છું ત્યારે ત્યારે ગુલાબ યાદ આવી જાય છે.'

ચારુના ગાલ ગુલાબી થઈ ગયા. સહેજ હસીને તે નીચું જોઈ ગઈ.

'ક્યારે ક્યારે તમે જોઈ છે મને ?' સુંવાળા રણકા પૂર્વક ચારુએ કહ્યું, 'હજી થોડાક દિવસથી તો મને ઓળખતા થયા છો.'

'અરે, હા ! હજી થોડાક દિવસથી જ, કેમ ?' સિદ્ધાર્થ બોલી ઊઠયો અને પછી થોડી વાર ચૂપચાપ તેને જોઈ રહ્યો. પછી બોલ્યો, 'છતાં મને તો એવું લાગે છે જાણે કંઈ કેટલાય સમયથી તને જોતો આવ્યો છું, ઓળખતો આવ્યો છું.'

'આ આખી વાડી—' ચારુ બોલવા ગઈ.

'મારી છે,' સિદ્ધાર્થ બોલી ઊઠયો, 'હું ખેડૂત છું.'

'વાહ ખેડૂત!' કહીને ચારુ ખડખડાટ હસી પડી, 'ક્યાં ધરતીમાં હળ ચલાવતો ખેડૂત, ને ક્યાં લોકોના શરીરમાં છરી ચલાવતો સર્જન!'

સિદ્ધાર્થ પણ ખડખડાટ હસી પડ્યો. બન્ને હજી હસતાં જ હતાં ત્યાં તેમને શોધતો નોકર આવી પહોંચ્યો–એ કહેવા માટે કે, ચા–નાસ્તા માટે સિદ્ધાર્થના પિતા તેમની રાહ જોઈ રહ્યા છે.

કહીને નોકર ગયો અને ચારુનો હાથ પોતાના હાથમાં પકડીને સિદ્ધાર્થ ઘર તરફ ચાલ્યો. તેની બાજુમાં ચાલતી ચારુને મનમાં આનંદના આમળા આવતા હતા, કોઈ નરમ નરમ આંગળીઓ જાણે ગલીપચી કરી રહી હોય તેમ બેળેબેળે હસવું આવી જતું હતું.

બન્ને ઘરના પગથિયાંની નજીક પહોંચ્યા અને પાછળ કારનો અવાજ સંભળાયો. ચમકીને બન્ને પાછળ ફર્યાં. સિદ્ધાર્થે કાર તરત જ ઓળખી લીધી. સ્તબ્ધ થઈને તે તાકી રહ્યો.

કાર લોનમાં આવીને ઊભી રહી. બારણું ખોલીને મૃગા નીચે ઊતરી. ફાટી આંખે તેને જોઈ રહેલી ચારુના પગ જાણે ઊભી હતી ત્યાં ચોંટી ગયા.

'હલ્લો!' કપાળ પરથી વાળની એક લટને પાછળ ફંગોળતાં મૃગાએ ચારુ સામે સૂચક સ્મિત કર્યું.



# ❖ પંદર ❖

ચારુને ખરેખરી જડ બનાવી દેનાર એ એક ક્ષણે તો મૃગાના ઓચિંતા વાર જેવા એ 'હલ્લો!'નો કોઈ પ્રતિભાવ તે આપી શકે તેમ નહોતી. ગેબમાંથી ઓચિંતી ત્રાટકેલી વીજળીની જેમ મૃગા આવી પડી હતી. ચારુને (કે સિદ્ધાર્થને પણ) કંઈ વિચારવાનો સમય તેણે બિલકુલ આપ્યો નહોતો, કમાલનો છાપો માર્યો હતો!

એક ક્ષણ હતપ્રભ બનીને ચારુ માત્ર સ્થિર રહી ગઈ. બીજી ક્ષણે, થંભી ગયેલું મગજ પાછું ચાલતું થયું. અને તેમાં પહેલો વિચાર ઊઠ્યો: 'હવે શું થશે?...કયું કરતૂત મનમાં ઘડીને આવી હશે?...ઓહ ભગવાન! કંઈ ધાંધલ મચાવી દેશે તો?'

અકળામણમાં તેણે સિદ્ધાર્થ સામે જોયું. તેના ચહેરા પર પણ ઘણી તંગ રેખાઓ તણાઈ ગઈ હતી, છતાં ચારુને લાગ્યું કે તેની જેમ તે ગભરાઈ ગયો નહોતો. સ્થિર નજરે તે મૃગા સામે જોઈ રહ્યો હતો.

મૃગાએ તેની સામે પણ સ્મિત કર્યું અને તરત નજર ફેરવી લીધી. જાણે કોઈ પ્રતિભાવની અપેક્ષા તેણે રાખી જ નહોતી, અથવા પ્રતિભાવની તેણે અગાઉથી ગણતરી કરી રાખી હતી.

પણ સિદ્ધાર્થ તરત જ બોલી ઊઠયો. 'ઓહ! હલ્લો, મૃગા! વોટ અ ટેરીબલ સર્પ્રાઈઝ!'

'ઓહ રીયલી?' મસ્તીખોર સ્મિત કરતાં મૃગા બોલી અને ચારુ પર એક ઝડપી નજર ફેરવી લીધી. 'પહેલાં તો મને થયેલું કે તમને આમ ડીસ્ટર્બ કરવા ઠીક નહિ,' કહીને કારમાંથી નાની બેગ બહાર કાઢતાં તે આગળ બોલી, 'બટ આઈ કુડન્ટ હેલ્પ ઇટ. મને લાગ્યું કે મુંબઈ સાવ ખાલી થઈ ગયું છે. જો કે મને તમારો વિચાર પણ આવેલો જ, પણ થયું કે અહીં ડેડી તો છે. મારી કંપની તેમને તો ગમે જ છે. વળી અહીં જગ્યા પણ એટલી બધી છે કે મારા આવવાથી જરા ય ભીડ જેવું નહિ લાગે...એટલે ચાલી આવી–આવું ને?'

ચારુ હવે સ્વસ્થ થઈ ગઈ હતી. આંખો પલકારીને તેણે હોઠ સહેજ મરડયા અને સિદ્ધાર્થ સામે જોયું.

સિદ્ધાર્થે એક અછડતી નજર તેના પર ફેંકી લીધી અને મૃગાને કહ્યું, 'જરૂર આવ. યુ આર મોસ્ટ વેલકમ!'

'મોસ્ટ વેલકમ!' ચારુના મનમાં પડઘો પડયો ને તેને હસવું આવવા લાગ્યું. હોઠમાં હસતાં તેણે સિદ્ધાર્થ સામે જોયું–મૃગા કરતાં જરા ય ઓછો ઊતરે તેમ નથી. અને પછી મનમાં ગણગણી. 'ખરું લોઢે લોઢું ભટકાયું છે!'

ત્યારે જ સિદ્ધાર્થના પિતા બારણામાં દેખાયા, અને ભવાં સહેજ ઊંચાં ચડાવતાં બોલી ઊઠયા, 'અરે, વાહ? તું પણ આવી ગઈ, મૃગા?'



'ઓહ યસ, ડેડી!' મૃગા બોલી ઊઠી અને ખીલખીલ હસી રહી. ખુદ ચારુને ય લાગ્યું, મૃગા ખરેખર બહુ સુંદર હતી–પતંગિયા જેવી.

'તમને મળવાનું તો એટલું મન થાય છે ડેડી, એટલું મન થાય છે કે બસ,' લાડભર્યા લહેકાથી બોલતાં મૃગાએ બેગ હાથમાં લીધી અને આગળ ચાલી, 'આખરે આજે વગર બોલાવી ય આવી ગઈ!'

સિદ્ધાર્થ તેની પાછળ ચાલ્યો. મોં સહેજ ફેરવીને તેણે ચારુ સામે કંઈક કહેતી નજર માંડી. જો કે ચારુ કંઈ સમજી નહિ, પણ હોઠ જરાક મરકાવીને તેની પાછળ ચાલી.

'આવી તેમાં શું ખોટું છે?' સિદ્ધાર્થના પિતા મૃગાને કહી રહ્યા હતા, 'આ તો તારું ઘર ગણાય.'

અંદર એક સોફા પાસે બેગ મૂકીને બેસતાં મૃગાએ ચારુ સામે મારકણી નજર માંડી અને પૂછયું, 'મજામાં તો છો ને, મિસ...?' અને પછી નામ ભૂલી ગઈ હોય તેમ અટકી ગઈ.

એકદમ કંઈક યાદ આવ્યું હોય તેમ સિદ્ધાર્થ ઊભો થયો અને અંદરના રૂમમાં ચાલ્યો ગયો. તેની એ ચેષ્ટાનો અર્થ ચારુને ન સમજાયો. પળ વાર તેને જતો જોઈ રહીને તે મૃગા તરફ ફરી અને સ્વસ્થ અવાજે બોલી:

'હું તો હંમેશા મજામાં જ હોઉં છું છતાં પૂછવા બદલ તમારો આભાર...થેંક્સ અ લોટ!'

હોઠને સહેજ ચાવતી મૃગા થોડી વાર તેની સામે જોઈ રહી. પછી બોલી, 'બહુ મજા મળી ગઈ છે, નહિ? પણ લાયકાત વગર મળી ગયેલું કંઈ જ લાંબું ટકતું નથી, ખબર છે ને?'

'એટલે?'

‘એટલે એ જ કે તારી મજા પણ લાંબુ ટકવાની નથી–હું તેને ટકવા દેવાની નથી.’

‘કેટલીક વાર લોકો એવી વાતો કરી નાખે છે કે તેમનાં મોં સામે જોઈએ તો એ વાતો વધારે પડતી મોટી લાગે–ખબર છે ને?’

મૃગાના ડોળા સહેજ મોટા થઈ ગયા. નસકોરાં સહેજ ફૂલી ગયાં. ગરદન સહેજ ટટ્ટાર થઈ ગઈ. તે બોલી, ‘સિદ્ધાર્થનું નામ પણ બોલવા માટે તારું મોં કેટલું નાનું છે એ હવે તને જલદી સમજાઈ જશે!’

‘એમ?’ ઠંડા અવાજે ચારુએ કહ્યું, ‘કોણ, તમે સમજાવશો? કેવી રીતે?’

‘તને ચોળી નાખીશ, ચપટીમાં!’

‘એ તો પહેલાં પણ તમે કીધેલું છે.’

‘હવે એ કરી બતાવીશ!’ જોરથી એક શ્વાસ બહાર કાઢતાં મૃગા બોલી. તેના અવાજમાં સખત ઝનૂન દબાયેલું હતું–દબાયેલો એ અવાજ સ્પષ્ટ રીતે જ કંપતો હતો.

‘ખેર! જેવી તમારી ઇચ્છા!’ ચારુના અવાજમાં ઠંડી મગરૂબી હતી, ‘પણ જોર કરતાં પહેલાં જાતનો વિચાર કરી લેજો, તમે બહુ નાજુક દેખાવ છો!’

અને વાત ત્યારે જ બહુ આગળ ન વધી જાય તે ગણતરીથી તે તરત જ ઊભી થઈ ગઈ અને સીડી ચડી ઉપર પોતાના રૂમમાં ચાલી ગઈ.

દેખીતી રીતે તો ભારે દાદ માગી લે એવી શાંતિ અને સ્વસ્થતા તેણે જાળવી લીધી હતી. પણ મૃગાના અણધાર્યા આક્રમણે ઘણું વીંખી નાખ્યું હતું, વેરણછેરણ કરી નાખ્યું હતું. પહેલી પહેલી પ્રીતનો નશીલો આનંદ કળીની જેમ હજી તો ઊઘડતો જતો હતો,



તેમાંથી વેરાતી અજબ મધુર સુગંધ જીવનને હજી તો ઝૂમતું કરી રહી હતી ત્યાં ઓચિંતું હિમ ત્રાટક્યું હતું. મનને તે ભલે ગમે તે મનાવે, ઊંડે ઊંડે એક ધાસ્તી લાગી ગઈ હતી. આનંદ અને મસ્તીના આછર્યાં જળમાં મૃગાની ધમકી પથ્થરની જેમ ખાબકી હતી–ધબાક! અને હવે મન ડહોળાવા લાગ્યું હતું, ડહોળા, ડહોળા વમળો ઊઠવા લાગ્યા હતા.

રહી રહીને એક ભયભરી આશંકાનો સણકો આવતો હતો, ‘હાય ભગવાન! હવે શું થશે મારું? એ–એ ખરેખર કંઈ કરશે? ખરેખર તેનાથી કંઈ થઈ શકશે?...તે બોલી તો એવી રીતે જ રહી’તી જાણે શું કરવું તેની બધી ખબર હોય, ક્યાં ઘા કરવો તે બરાબર જાણતી હોય...પણ શું થઈ શકે તેમ છે તેનાથી?...કંઈ જ નહિ. મને કંઈ જ ન કરી શકે તે...મને તેનો કોઈ ડર નથી. ડરવું પડે એવું ક્યાં કંઈ કર્યું છે મેં?...ને જે કર્યું છે તે છૂપું યે ક્યાં રાખવાનું છે કોઈથી?...સિદ્ધાર્થ પોતે જ બધાને તે કહી દેવાનો છે–તેના પિતાને પણ. પછી કોઈથી ડરવાની જરૂર જ શી છે?’...

‘પણ મૃગાના મનમાં જરૂર કોઈ કપટ છે, કોઈ ખતરનાક યોજના છે. એ વિના આટલા ઘમંડથી તે વાત જ ન કરી શકે; ચપટીમાં ચોળી નાખવાની ધમકી આપી રહી છે–કયા જોર ઉપર?’ મગજ હવે તંગ થઈ રહ્યું હતું. મનનું પારેવું સ્વસ્થ રહેવા ભારે મથી રહ્યું હતું, પણ સાવ પાસે પગ નીચે જ ચાલી રહેલી ભેદભરી, ભયજનક હિલચાલથી ફફડી ઊઠતું હતું.

‘કયા જોર ઉપર ધમકી આપી ગઈ હતી તે?’ આઘો કાઢી મૂકેલો વિચાર ઝનૂને ચડેલા વીંછીની જેમ પાછો દોડી આવ્યો. કંઈક કારસ્તાન ગોઠવેલું હશે જ તેણે! કોઈક હથિયાર તો હશે જ તેના હાથમાં, નહિતર આટલા તોરથી વાત શી રીતે કરી શકે?’

‘શું હશે?’

'શી ખબર ! પણ કંઈક તો હશે !'

'પણ કંઈક શું ?'

એ 'કંઈક' જ કળી શકાતું નહોતું. અજાણ્યું હતું, ભેદી હતું ને એટલે જ ડરાવી દેતું હતું.

તે એકદમ બેચેન બનવા લાગી, મૂંઝાવા લાગી. ઊભી થઈને રૂમમાં આંટા મારવા લાગી. સિદ્ધાર્થ !...ક્યાં ચાલ્યો ગયો હતો એકાએક ? તેની ખરી જરૂર હતી ત્યારે જ શા માટે ચાલ્યો ગયો તે ?' ...તેને સિદ્ધાર્થ પર ચીડ ચડી—એ જ તેનો આધાર હતો, તેનું બળ હતો, ને છતાં અત્યારે તેની પાસે નહોતો...

ઝડપથી તે બાલ્કનીમાં ચાલી ગઈ. હવાની શીતળતા અને સુવાસ તેના મગજને સ્પર્શે તે પહેલાં તેની નજર સિદ્ધાર્થ પર પડી. નીચે બગીચાની ક્યારીઓ વચ્ચે ઊભડક બેસીને તે માળી સાથે વાતો કરી રહ્યો હતો. પહેલાં પણ ઘણી વાર બાલ્કની પર મંડાઈને પાછી વળી હોય તેમ તેની નજર પાછી તે તરફ વળી—બેચેન, ફિક્કી ચારુ ત્યાં ઊભી હતી.

તે તરત જ ઊભો થયો, ચારુ સામે હાથ ઊંચો કર્યો અને તેના તરફ ચાલવા લાગ્યો. ચારુની ચીડ સડસડાટ ઊતરવા માંડી. એક ધરપત, એક હિંમત મનમાં ઊગવા લાગી.

'નાસ્તા માટે નીચે આવો,' બહેન,' નોકર રૂમમાં આવીને તેને કહી રહ્યો હતો, 'મોટા સાહેબ રાહ જુએ છે.'

'આવું છું ચાલો,' નોકરને જવાબ આપીને તે પાછળ ફરી અને હાથ વડે સિદ્ધાર્થને જલદી ઘરમાં આવવા ઈશારત કરી.

તે નીચે પહોંચી ત્યારે ચા-નાસ્તો ટેબલ પર ગોઠવાઈ ગયેલો હતો. સિદ્ધાર્થના પિતા અને મૃગા ખુરશીમાં પાસે પાસે બેઠેલા હતા. મૃગા હસી હસીને કંઈક વાતો કરી રહી હતી.



ચારુ આવી એટલે મૃગા બોલતી અટકી ગઈ. સિદ્ધાર્થના પિતાએ તેને સ્મિતથી આવકારી. ખુરશીમાં બેસતાં ચારુની નજર મૃગાની સાથે મળી. ચપટીમાં ચોળી નાખવાની તૈયારીમાં હોય તેમ તેની ત્રાંસી નજર કતરાઈ રહી હતી.

ચારુએ સિદ્ધાર્થના પિતા સામે વળતું સ્મિત કર્યું. પણ મનમાં પેલી ધીમી ધીમી ફફડ પાછી શરૂ થવા લાગી હતી. મનને તેણે વારવા માંડ્યું—સ્વસ્થતા જરા યે ગુમાવવાનું કોઈ કારણ નહોતું. પણ કોણ જાણે કેમ તેની હિંમત જાણે અકારણ ઓછી થઈ જતી હતી. પાસે જ પડેલી સિદ્ધાર્થની ખુરશી ખાલી હતી. તેનાથી પાછળ બારણા તરફ જોવાઈ ગયું—કેમ હજી આવતા નથી ?...ફરી વાર તેનાથી પાછળ જોવાઈ ગયું—કેટલી બધી વાર લગાડી ?

તેની નજર પાછી મૃગા તરફ ગઈ. તેને જ તાકી રહેલી મૃગાની નજર તરત સિદ્ધાર્થના પિતા તરફ ફરી ગઈ. સિદ્ધાર્થના પિતાની નજર બારણા તરફ હતી.

'સિદ્ધાર્થ ક્યાં રોકાઈ ગયો ?' નજર બારણા સામે રાખીને તે બોલ્યા, 'નોકરને તો ક્યારનો મોકલ્યો છે તેને કહેવા !'

'હું બોલાવી લાવું ?' કહેતી ચારુ ઊભી થઈ ગઈ, અને જવાબ મળે તે પહેલાં ઝટઝટ બારણા તરફ ચાલવા લાગી. તેને લાગ્યું, મૃગાની વેરભરી નજર તેની પીઠ પર વાગી રહી હતી.

સિદ્ધાર્થ ઘરનાં પગથિયાં ચડી જ રહ્યો હતો. ચારુને આવતી જોઈને તે હસવા ગયો, પણ તરત જ તેને લાગ્યું કે તે બેબાકળી દેખાતી હતી. ગંભીર થઈને તેણે પૂછ્યું, 'કેમ આવી થઈ ગઈ છે ? કંઈ—'

'તમે ચાલોને જલદી !' ચારુએ ઉતાવળે ઉતાવળે કહ્યું, 'કોઈનો જીવ જતો હોય ને તમે બગીચામાં ફરો છો !'

'પણ એટલું બધું શું થઈ ગયું છે ?' સિદ્ધાર્થે વધારે ગંભીર થઈ જતાં કહ્યું, 'મૃગાએ તને કંઈ—'

'મને ધમકી આપી છે, આજે જ ચપટીમાં ચોળી નાખવાની,' ચારુ દબાયેલા અવાજે બોલી, 'મને ફફડાટ થાય છે, સિદ્ધાર્થ. તે ચોક્કસ મનમાં કંઈક ખતરનાક લઈને આવી લાગે છે. ધાંધલ કરી મૂકશે તો ?'

એક સેકંડ સિદ્ધાર્થ કંઇક વિચારતો થંભી ગયો. બીજી સેકંડે બોલ્યો, 'એમ ? સારું, ચાલ. તેમાં આટલી ગભરાવાની શી જરૂર છે ? ચાલ, હું આવું છું.'

તેને આગળ કરીને ચારુ પાછળ પાછળ ચાલવા લાગી. મનને સધિયારો આપતી ગઈ: 'હવે તો સિદ્ધાર્થ આવી ગયો છે. તે પોતે જ કહે છે–ગભરાવાની કોઈ જરૂર નથી. પછી શા માટે ગભરાવું ? સિદ્ધાર્થ છે ને ? મૃગા શું કરી લેવાની ?'

'ક્યાં રોકાઈ ગયો'તો સિદ્ધાર્થ ?' તેમને જોઈને સિદ્ધાર્થના પિતાએ હળવાશથી પૂછ્યું, 'નોકરને મેં ક્યારનો મોકલ્યો હતો.'

'પણ હું બગીચામાં જરા દૂર હતો,' ચારુને બેસવા માટે ખુરશી સહેજ ખસેડી આપતાં સિદ્ધાર્થે કહ્યું.

'બગીચો જોયો ?' પિતાએ સહજભાવે પૂછ્યું, 'માળી ખરેખર બહુ સારો છે. આવડા મોટા બગીચાનેય બહુ સારી રીતે સંભાળે છે.'

'માળી સાથે હું તેની જ વાત કરતો હતો,' સિદ્ધાર્થે કહ્યું, 'આપણા પગથિયાં પાસેની લોન લગભગ સાવ ખાલી છે. મને લાગ્યું કે તેમાં થોડા ગુલાબ છૂટા છૂટા નાખી દીધા હોય તો સરસ થઈ જાય.'

'સારો વિચાર છે,' ક્ષણેક વિચારીને તેના પિતાએ કહ્યું, 'પણ એકલા ગુલાબ જ શા માટે ? સાથે બીજા કોઈ સરસ છોડ પણ નાખ્યા હોય તો—'

'ના, ડેડી. ફક્ત ગુલાબ જ,' સિદ્ધાર્થે કહ્યું. પિતા હસી પડ્યા –સિદ્ધાર્થના ગાંડા ગુલાબ પ્રેમની તેમને ખબર હતી.



સિદ્ધાર્થે આગળ કહ્યું, 'ગુલાબ મને ખૂબ ગમે છે એ તો તમે જાણો છો. પણ મને આજે જ ખબર પડી કે, ચારુને તો મારા કરતાં ય વધારે ગમે છે.'

'અરે ! એમ વાત છે ?' કહીને હસી પડતાં તેના પિતાએ ચારુ સામે જોયું, 'મુંબઈમાં રહેવું અને ગુલાબનો આટલો શોખ ? આટલાં ગુલાબ મુંબઈમાં જોવા મળે ખરાં ?'

'મુંબઈમાં તો શું, આટલાં ગુલાબ સામટાં તો સપનામાં ય તેને નહિ દેખાયા હોય,' સિદ્ધાર્થ બોલી ઊઠ્યો, અને ચારુ તરફ ફરતાં પૂછ્યું, 'ખરું ને ?'

હસીને ચારુ નીચું જોઈ ગઈ.

'તું કેમ કંઈ બોલતી નથી, મૃગા ?' મૃગા તરફ ફરતાં સિદ્ધાર્થના પિતાએ પૂછ્યું, 'ગુલાબમાં તને રસ નથી કે શું ?'

ચારુ અને સિદ્ધાર્થની નજર ઝડપથી મળી ને મૃગા તરફ વળી ગઈ.

'ના રે, ના, ડેડી. એવું કંઈ નથી. હું તમારી વાતો સાંભળતી હતી,' મૃગાએ કહ્યું.

'હવે તું વાત કર, અમે સાંભળીએ,' સિદ્ધાર્થના પિતાએ હસતાં હસતાં કહ્યું, 'પછી ચારુની વાત પણ સાંભળીએ. તેનો તો મને પરિચય જ હવે થાય છે.'

'એમ ?' જાણે સાવ અજાણ હોય તેમ ભવાં સહેજ અદ્ધર ચઢાવતી મૃગા બોલી, 'સિદ્ધાર્થે કોઈને તેનો પૂરો પરિચય આપ્યો નથી લાગતો. મારે પણ તે બીજા પાસેથી જ મેળવવો પડ્યો, બોલો.'

પ્રશ્ન સૂચક નજરે સિદ્ધાર્થના પિતા તેની સામે જોઈ રહ્યા. સિદ્ધાર્થ સહેજ ટટ્ટાર થઈ ગયો. ચારુ એકદમ સચેત થઈ ગઈ.

મૃગાએ બધા પર એક નજર ફેરવી, અને બોલી, 'ખેર, જવા દો એ વાત. સમયે સમયનાં વાજાં વાગી રહેશે !'

'એટલે ? કંઈ સમજાતું નથી, મૃગા,' સિદ્ધાર્થના પિતાએ કહ્યું, 'કેમ આવું બોલે છે ?'

'ન બોલવું જોઈએ,' ગંભીર બની જતાં મૃગા બોલી, 'મને ખબર છે ડેડી, એવું મારે ન બોલવું જોઈએ. પણ હું જે જાણું છું તે એવું છે કે બોલ્યા વિના રહી શકાયું નહિ.'

'શું જાણે છે તું ?' ઉકળી જતાં સિદ્ધાર્થ બોલી ઊઠ્યો. 'સીધે સીધું બોલ !'

'ઉકળી શા માટે જાવ છો, સિદ્ધાર્થ ? હજી તો મેં કંઈ કહ્યું પણ નથી,' અને સહેજ થોભીને બોલી, 'મને માફ કરજો. તમને ન ગમતું હોય તો નહિ બોલું, બસ ?'

'તું કેમ ઉશ્કેરાય છે, સિદ્ધાર્થ ?' તેના પિતાની આંખોમાં પ્રશ્નો અટવાઈ ગયા. મૃગા સામે જોતાં તેમણે પૂછ્યું, 'શું વાત છે મૃગા ?'

'વાત તો શું હોય, ડેડી,' મૃગાએ ચારુ સામે પળવાર નજર નોંધી અને કહ્યું, 'હું પણ હમણાં સુધી કંઈ જાણતી નહોતી. જાણવામાં મને રસ પણ નહોતો. પણ હમણાં જ રૂપાને મળવાનું થયું. તેણે જે કહ્યું તે સાંભળીને હું એટલી ચોંકી ગઈ કે મારે વાતમાં ઊંડા ઊતરવું પડયું.'

સિદ્ધાર્થની ભ્રમરો સામસામે ખેંચાઈ ગઈ. ચારુનો હાથ આપો આપ છાતી પર મૂકાઈ ગયો. સિદ્ધાર્થના પિતા આંખો સહેજ પહોળી કરીને સાંભળી રહ્યા.

મૃગા આગળ બોલી, 'સિદ્ધાર્થે તમને કહ્યું તો હશે કે, રૂપા એક બદમાશ મવાલી જેવા માણસના ફંદામાં ફસાઈ ગઈ હતી.'

સિદ્ધાર્થના પિતાના ચહેરા પર જબરદસ્ત ધ્રાસકો ફરી વળ્યો. ફફ કરતી તેમની પહોળી આંખો સિદ્ધાર્થ તરફ વળી. સિદ્ધાર્થની આંખોના ખૂણા લાલ થવા લાગ્યા હતા, ચહેરો સખત બની ગયો હતો.

ને ચારુ હેબત ખાઈ ગઈ હતી. એક ઠંડું લખલખું શરીરમાં ફરી રહ્યું હતું.

સિદ્ધાર્થે હોઠ ભીંસ્યો. તેણે પોતે જ ઉશ્કેરાટમાં એ વાત મૃગા પાસે કરી નાખી હતી, એક મહાભૂલ કરી નાખી હતી. ને એ ભૂલ હવે પરચો બતાવી રહી હતી.

'મારા સમ, ડેડી. કોઈના ય ઉપર તમે ગુસ્સે ન થશો,' મૃગા બોલી, 'નહિતર હું વાત જ બંધ કરી દઉં.'

'શું વાત છે, મૃગા ? હવે કહી જ દે પૂરેપૂરી,' સિદ્ધાર્થના પિતાએ કહ્યું. તેમનો અવાજ ભારે થઈ ગયો હતો.

'મને એમ કે વાત તમે જાણતા જ હશો. નહિતર એ વાત કહું જ નહિ. પણ જે બન્યું તે બહુ ખરાબ તો કહેવાય જ. સિદ્ધાર્થ રૂપાની બહુ સારી દેખરેખ રાખતા જ હોય એ તો સ્વાભાવિક છે. પણ છતાં આવું ન બનવા જેવું બની ગયું.'

'એ શી રીતે બની શક્યું ?' સિદ્ધાર્થના પિતાના અવાજમાં સખ્તાઈ અને દુઃખ ભળી ગયાં. બધા સામે નજર ફેરવતાં તે બોલ્યા, 'તમે બધા ત્યાં હતા છતાં શી રીતે બની શક્યું—આટલી હદ સુધી ?' સહેજ અટકીને તે બોલ્યા, 'હવે જલદી મને પૂરી વાત કહી દો—જલદી !' તેમના ચહેરા પર ભારે ચિંતા લીંપાઈ ગઇ હતી.

'આટલી ચિંતા ન કરો, ડેડી.' મૃગા બોલી, 'હું બધું જ ટૂંકામાં તમને કહું છું, બસ ?' અને સહેજ અટકીને બોલી, 'રૂપા તો નાદાન ગણાય, ડેડી. અને નાદાનિયતમાં તે એક લવ્રબ્યૂરોમાં પહોંચી ગઈ અને મેમ્બર બની ગઈ. ત્યાં સુધી યે કંઈ ચિંતા નહોતી. સંસ્થા સારી હોત, સજ્જનો વડે ચલાવાતી હોત તો તો કંઈ ચિંતા નહોતી—સગીર છોકરીને તેણે મેમ્બર બનાવી જ ન હોત. પણ આ સંસ્થા જ મને તો જબરી શંકાસ્પદ લાગે છે. દુઃખની વાત તો એ

છે કે, સંસ્થાનો જ એક માણસ બનાવટી નામ ધરીને, રૂપાને ફસાવી ગયો–તદ્દન મવાલી જેવો માણસ, ડેડી !...રૂપાનો એમાં શું વાંક? પણ આવી સગીર છોકરીઓને ફસાવવા માટે પોતાના જ માણસોને તેમની પાછળ છોડી મૂકનાર સંસ્થાઓને કેવી કહેવી ? કયા હેતુથી ચલાવાતી હશે એવી સંસ્થાઓ ?'

'એ સંસ્થા—' સિદ્ધાર્થના પિતા આઘાત અને ઉશ્કેરાટથી બોલી ઊઠ્યા, 'શું નામ છે એ સંસ્થાનું, ક્યાં આવેલી છે એ ?'

'મુંબઈમાં જ છે, ડેડી,' મૃગાએ કહ્યું, 'અને તે સંસ્થા કોણ ચલાવે છે તે જાણવું છે, ડેડી ?'

પ્રશ્ન અને જિજ્ઞાસાભરી તંગ નજરે સિદ્ધાર્થના પિતા મૃગા સામે જોઈ રહ્યા.

મૃગાએ એક હાથ ચારુ તરફ લંબાવ્યો અને કહ્યું, 'આ અહીં બેઠાં છે તે જ–મિસ ચારુશીલા ઠાકોર !'

સિદ્ધાર્થના પિતાની પહોળી આંખો ચારુ તરફ ફરી. ચારુની છાતીમાં કંઈક જબરદસ્ત, કંઈક અસહ્ય ધમસાણ મચી ગયું. પાગલની જેમ જોરથી ધબકતું હૃદય જાણે પાંસળીઓ સાથે અથડાઈ રહ્યું.



# સોળ

એક ભીષણ સ્તબ્ધતાભરી ક્ષણ જાણે થંભી ગઈ. ભયાનક દારુગોળાને જામગરી ચંપાઈ ગઈ, ને વિસ્ફોટ પહેલાંની ક્ષણ જાણે થીજી ગઈ. હવે ગમે તે ક્ષણે એક પ્રચંડ ધડાકો થઈ જશે અને તે સાથે જ કોના કેટલા ટૂકડા થઈને ક્યાં ઊડી પડશે ? શી ખબર !

શ્વાસ અદ્ધર કરીને ત્યાં જ થંભાવી દેતી એ ક્ષણે સૌને પૂતળાંની જેમ સ્તબ્ધ કરી દીધા. સડસડાટ દોડતી ફિલ્મનું કોઈ ભીષણ દૃશ્ય જાણે પડદા પર થંભી ગયું.

તાળવે ચોંટી ગયેલો ચારુનો શ્વાસ જાણે ગૂંગળાતો હોય તેમ તેની આંખો અને મોં લાલ-ઘૂમ થઈ ગયા. તેના પર ખોડાઈ ગયેલી સિદ્ધાર્થના વૃદ્ધ પિતાની અણકલ્પ્યા આઘાતથી પહોળી થઈ ગયેલી આંખોએ જાણે તેના શ્વાસને જકડી લીધો હોય તેમ શ્વાસ તે હેઠો મૂકી શકતી નહોતી

ધીરેથી એ ક્ષણ જાણે સળવળી અને

સરકવા લાગી.

સિદ્ધાર્થના પિતાની તંગ આંખો સહેજ હાલી ને સ્વાભાવિક બની. પોપચાંએ એક–બે પલકારા કર્યા. ચારુનો ગૂંગળાતો શ્વાસ જોરથી બહાર નીકળ્યો અને છાતીમાં હળવાશ થઈ. આંખો સિદ્ધાર્થ તરફ ફરી.

સિદ્ધાર્થની આંખોમાં, અંદર જાણે લાવા ધખધખતો હતો–મહાપ્રયત્ને બહાર ધસી આવતો રોકી રાખ્યો હતો. હાથમાં પકડેલા નેપકીનના ડૂચા પર મુટ્ઠી ભીડાતી અને ઊઘડતી હતી. હોઠ જોરથી કંપતા હતા, જાણે સતત કંઈક બોલી રહ્યા હતા–જરા યે અવાજ વિના. વળી વળીને મૃગા પર મંડાતી અને તરત ખસી જતી નજર સખત પરેશાન હતી.

મૃગા સ્વસ્થ બેઠેલી દેખાતી હતી, છતાં ચહેરો તંગ થઈ ગયો હતો. પોતે કરેલા ધડાકાના અવાજથી જાણે પોતે જ હબકી ગઈ હતી.

સિદ્ધાર્થના પિતાએ ગળું ખોંખાર્યું. ને સ્તબ્ધ નીરવતામાં પહેલો ધ્વનિ થયો. ચારુએ તેમની સામે જોયું. કોઈ અજબ આત્મસંયમ વડે તેમણે જાત પર કાબૂ મેળવી લીધો હોય તેમ ચહેરો સ્વસ્થ દેખાતો હતો. નેપકીન હાથમાં લઈ ને ખાલી ખાલી હાથ લૂછતાં સિદ્ધાર્થ સામે જોઈ ને તે બોલ્યા :

'નાસ્તો શરૂ કરો, સિદ્ધાર્થ,' અને સહેજ અટકીને ફરી કહ્યું, 'ચાલો, બધા શરૂ કરો. ઠંડો થઈ જશે.' અને શરૂઆત કરતાં કાપેલાં ફળનો એક ટૂકડો હાથમાં લીધો.

સિદ્ધાર્થે એક વાર તેમની સામે જોયું અને તરત જ મૃગા સામે જોયું. મૃગાએ સ્મિત કરવા પ્રયાસ કર્યો પણ તેની સામે જોઈ ન શકી.

અચાનક એક ઝટકા સાથે સિદ્ધાર્થ ઊભો થઈ ગયો. ખુરશી



એક બોદો અવાજ કરતી દૂર ફંગોળાઈ ગઈ. એક પળ તે મૃગા સામે તિરસ્કાર પૂર્વક તાક્યો અને નેપકીનનો ડૂચો ટેબલ પર પછાડી ઝડપી પગલે બહાર ચાલ્યો ગયો. ચારુને પાછળ દોડીને તેને રોકી લેવાની ઇચ્છા થઈ આવી. ખુરશીમાં તે સળવળી યે ખરી, પણ કોણ જાણે કેમ ઊભી ન થઈ શકી.

એક તોલદાર નીરવતા પાછી ઝળુંબી રહી. પણ આ વખતે તે લાંબી ન ચાલી. સિદ્ધાર્થના પિતાએ ફરીથી ગળું ખોંખાર્યું અને બોલ્યા :

'હશે !...એ તો હમણાં આવી જશે પાછો. તમે કોઈ ચિંતા ન કરશો–તત્કાળ ઉશ્કેરાઈ જવાનો એનો સ્વભાવ છે. પણ એ તો પાછો શાંત પણ થઈ જશે,' અને હસતાં હસતાં ઉમેર્યું, 'ચાલો, નાસ્તો શરૂ કરો બન્ને !'

આંખનો એક પલકારો કરીને ચારુ પ્રશંસાભરી નજરે તેમને જોઈ રહી. ભડ માણસ હતા સિદ્ધાર્થના પિતા ! આટલી તંગ પળે પણ કેવા સ્વસ્થ રહી શકતા હતા ! અરે, હસી શકતા હતા !...જ્યારે સિદ્ધાર્થ ?

આગળ ન વિચારતાં, તેણે ફળનો એક ટૂકડો હાથમાં લીધો અને સિદ્ધાર્થના પિતા સામે–પ્રયત્ન પૂર્વક–મોં મરકાવ્યું. આંખના ખૂણેથી તેણે જોયું, મૃગા તેને તાકી રહી હતી. પોતે જેને જીવલેણ વજ્ર જેવો માન્યો હતો એ ઘા ચારુને જીરવી ગયેલી, સિદ્ધાર્થના પિતા સામે મોં મરકાવીને સ્વસ્થ બેઠેલી જોઈ ને જાણે સળગી જતી હોય તેમ આંખમાંથી ઝેર ટપકી રહ્યું હતું.

'તું પણ શરૂ કર, મૃગા,' સિદ્ધાર્થના પિતા તેની તરફ ફર્યા અને બોલ્યા.

આંખો પટપટાવીને તેમના તરફ ફરતાં તે બોલી, 'ના, ડેડી. મને જરા યે ભૂખ નથી.'

અને ઊભી થઈને ચાલવા લાગી.

'અરે, પણ મૃગા!' દુઃખપૂર્ણ અવાજે એ જૈફ આદમી બોલતા રહ્યા, 'સાંભળ તો ખરી...આ શું માંડી બેઠા છો બધા?'

ચારુના હોઠ સુધી શબ્દો આવી ગયા, 'જવા દો ને જતી હોય તો. ધતીંગ કરે છે, સાલી! નાહક તમારો જીવ ન બાળશો એ નાલાયક માટે!' પરાણે તે ચૂપ રહી.

'મને જવા દો, ડેડી,' જતી જતી મૃગા બોલી, 'ખરેખર, મારાથી કંઈ નહિ ખવાય!'

સિદ્ધાર્થના પિતા કંઈક બોલવા ગયા, પણ અટકી ગયા. અને મૃગા બહાર ચાલી ગઈ.

એક ભારે શ્વાસ મૂકીને સિદ્ધાર્થના પિતાએ તે દિશાએથી નજર ફેરવી અને ચારુ સામે જોયું. ચારુ નીચું જોઈ ગઈ. પોતાનો કોઈ દોષ નહોતો. પોતે કોઈ રીતે, કોઈની ય ગુનેગાર નહોતી છતાં તેનાથી એ વૃદ્ધ, વત્સલ બાપ સામે જોઈ ન શકાયું.

મનમાં કંઈક જોરથી વલોવાઈ રહ્યું હતું. ગુસ્સો, ભય, શરમ, ચિંતા, ધિક્કાર–બધું સામટું જોરપૂર્વક ઘૂમરાતું મનને હચમચાવી રહ્યું હતું, ઉપરતળે કરી રહ્યું હતું...'માય ગોડ! કેવું બની ગયું બધું–અળખામણું ને હલકું! કેટલી હલકી, કેટલી ખતરનાક નીકળી મૃગા? બિચ્ચારા, આ વૃદ્ધ માનવીનો યે કંઈ વિચાર ન આવ્યો તેને? એ નિર્દોષનું ય કાળજું ચીરી નાખ્યું નાલાયકે! મા વિનાની, એકની એક દીકરી અવળે માર્ગે ચડી છે, કોઈ લુચ્ચા માણસનો શિકાર બની ગઈ છે એ જાણીને ઘરડા બાપની શી હાલત થાય એ પણ ન વિચાર્યું તેણે? જેણે તેને જિંદગીભર પ્રેમ જ આપ્યો તેના પર જ આવો માથાવઢ ઘા? જેને ભરોસે તેમણે દીકરીને મૂકી હતી એ સિદ્ધાર્થ હવે કેવો લાગશે તેમને?...કોના પર વેર લેવું'તું તેને? ને કોના પર ઘા કરી બેઠી, હલકટ?...સ્ત્રી આવી પણ હોય? સ્ત્રી?...'



તેનું મગજ ધમધમી ગયું, તંગ થઈ ગયું, ફાટફાટ થવા લાગ્યું.

કદાચ, એ બધું સિદ્ધાર્થના પિતા ક્યારના જોઈ રહ્યા હશે. ને કદાચ, તેથી જ તેમણે બોલવાની ફરી વાર પહેલ કરી.

'તું શું વિચારમાં પડી ગઈ એમ હું નહિ પૂછું, ચારુ,' તેમણે કહ્યું, 'કારણ કે હું તે જાણું છું. એ બન્ને તો ચાલ્યા ગયા. કદાચ, એ જ ઠીક થયું છે. નહિતર, શું શું થઈ જાત–શી ખબર!'

થોડી વાર ચારુ સામે ધ્યાનથી જોતા તે અટક્યા. પછી બોલ્યા, 'આ બધું શું થઈ ગયું આજે?...થોડુંક મને સમજાય છે, પણ તે પૂરતું નથી. મૃગાએ જે કહ્યું તે ખૂબ આઘાતજનક છે, ખૂબ જ દુઃખદાયક છે, ને ખૂબ દુઃખ મને થયું છે...સિદ્ધાર્થ પર, અને ખાસ કરીને તારા પર તેણે જે આક્ષેપ કર્યા તે ભયાનક કહેવાય; પણ મને તે જરા વિચિત્ર પણ લાગે છે.'

'આહ!' તેમના છેલ્લા શબ્દો સાંભળીને ચારુનું મન પ્રશંસાથી ભરાઈ ગયું, 'ગજબની સમજદારી કહેવાય!' મૃગાની સાચ–જૂઠની ખતરનાક ભેળસેળ જેવી વાતને તંતોતંત સાચી માની લેવાને બદલે તેની વિચિત્રતાની ગંધને પકડી પાડનાર તેમની વિચક્ષણ બુદ્ધિમત્તા માટે તેને ભારોભાર માન થઈ આવ્યું. ડરના માર્યા દબાઈ ગયેલા મનમાં થોડીક હૂંફ આવી અને ન સમજાતા એક ઉમળકાભેર તેણે તેમની સામે નજર માંડી.

સિદ્ધાર્થના પિતાએ તેના ચહેરા પરનો એ ફેરફાર, કદાચ, નોંધ્યો. તે બોલ્યા, 'ચારુ, તને હું પહેલી જ વાર જોઉં છું. તારા વિશે લગભગ કશું જ હું જાણતો નથી. સિદ્ધાર્થ અને મૃગા વિશે બધું જ જાણું છું, તેમના બચપણથી જ.' સહેજ વાર થોભીને તે આગળ બોલ્યા, 'તને એટલું તો સમજાશે કે, આ બધું ખરેખર શું બન્યું છે એ જાણવા હું ખૂબ જ આતુર હોઉં. એ જાણવાની જરૂર સૌથી વધારે મને હોય–સમજે છે ને?'

ચારુએ આંખનાં પોપચાં નમાવીને હા કહી એટલે તે આગળ બોલ્યા, 'સિદ્ધાર્થ હમણાં કંઈ બોલશે જ નહિ–હું તે જાણું છું. મૃગાએ જે કહેવું'તું એ કહી દીધું–તેથી જુદું તેને કહેવાનું કંઈ હોય નહિ. તારે શું કહેવાનું છે? બધી જ વાત, સાવ સાચેસાચી તું કહેશે?'

ચારુએ ગળા નીચે કંઈક ઉતાર્યું. એક ઊંડો શ્વાસ લીધો, અને બોલી, 'આપની એ વાત તદ્દન સાચી છે કે, મને હજી આપ ઓળખતા નથી–ખાસ કંઈ નથી જાણતા મારા વિશે. છતાં આપે મારામાં વિશ્વાસ મૂક્યો તેથી. મને જેટલું આશ્ચર્ય થાય છે એટલો જ આનંદ પણ થાય છે. મારા મનમાં આપના માટે જે થાય છે તે કહેતાં મને નહિ આવડે. પણ આપને હું બધું જ સાચું કહીશ. કશું જ છૂપાવીશ નહિ. આપે મૂકેલા વિશ્વાસનું પૂરું જતન કરીશ,' સચ્ચાઈના નકોર રણકાભર્યા અવાજે બોલતી તે સહેજ થોભી અને પછી બોલી, 'પૂછો.'

અને કંઈ પણ છૂપાવ્યા વિના બધું જ સાચું કહી દેવાના નિશ્ચય સાથે તે સહેજ ટટ્ટાર થઈને બેઠી. તેનું મન અજબ હઠ લઈ બેઠું હતું સાચું કહી દેવાની! શા માટે? શી ખબર!

'તું કઈ સંસ્થા ચલાવે છે?' સિદ્ધાર્થના પિતાએ પૂછ્યું.

'હકીકતમાં હું કોઈ સંસ્થા ચલાવતી નથી. હું તો એક પ્રાઈમરી સ્કૂલમાં શિક્ષિકા છું.'

'તો પછી મૃગાએ જે કહ્યું કે—'

'તેણે કહ્યું તે ખોટું નથી, સાચું પણ નથી.' ચારુએ કહ્યું, 'મારી એક બહેનપણી સ્ત્રીઓ માટેની એક સંસ્થા ચલાવે છે. સાથે લગ્નબ્યૂરો પણ ચલાવે છે. હું કોઈને પણ પૂરેપૂરી ખાતરી આપી શકું તેમ છું કે મારી એ બહેનપણીની પ્રમાણિકતા સો ટચના સોના



જેટલી શુદ્ધ છે. અપ્રમાણિકતાનો એક અંશ પણ તેના જીવનમાં શોધ્યો ય જડે તેમ નથી.'

'હં...' સિદ્ધાર્થના પિતા બોલ્યા, 'તો પછી મૃગા કહે છે તેમ તું અને એ સંસ્થા સંકળાયેલા નથી?'

'નથી અને છીએ.'

'એટલે?' ભવાં સહેજ અદ્ધર ચઢાવતાં તેમણે પૂછ્યું.

ચારુએ વિભાની ઓચિંતી બિમારીની અને તેથી તેની સંસ્થા માટે ઊભી થયેલી સમસ્યાની પૂરી વાત તેમને કહી. પોતે શા માટે અને કેવા સંજોગોમાં એ સંસ્થાનું કામ સંભાળવાની જવાબદારી લીધી એ પણ કહ્યું. અલકેશ વિશે પણ બધી જ સાચી વાતો કહી. રૂપાને તેણે કેવી રીતે ભોળવી, કેવા પ્રકારનો લાભ લીધો એ બધી વિગતોથી માંડીને સિદ્ધાર્થ કેવો ક્રોધભર્યો સંસ્થામાં ધસી આવ્યો, કેવી ભયાનક ધમકી આપી અને તેથી પોતાની સ્થિતિ કેવી ખરાબ થઈ ગઈ તે બધી વાત, બધી વિગતો કહી દીધી.

સાંભળીને સિદ્ધાર્થના પિતા વિચારમાં થોડી વાર બેસી રહ્યા. પછી પૂછ્યું, 'પછી સિદ્ધાર્થે પોલીસમાં ફરિયાદ કરી? પોલીસે શું કર્યું?'

'ના, ફરિયાદ તેમણે ન કરી,' ચારુએ કહ્યું.

'કેમ?'

'મેં તેમને રોક્યા. વિનંતી કરી. જેનો કંઈ જ, કશો જ અપરાધ નહોતો એ મારી વિભાની આબરૂ અને રોટલો રોળી ન નાખવાની તેમની પાસે ભીખ માગી. અલકેશને રૂપાથી હંમેશ માટે દૂર રાખવાનું વચન આપ્યું, અને—' એક ક્ષણ અચકાઈ જતાં તે ધીમેથી બોલી, 'અને તેમનું એક કામ પણ કરી આપવાનું વચન આપ્યું એટલે—'

અને અચાનક તે બોલતી થંભી ગઈ. મનમાં જાણે કોઈ સખત નારાજ થઈને ગુસ્સાભેર ધમકાવી રહ્યું હતું : 'અરે એય, મૂરખ! શું કરી રહી છે? કેની ભયંકર વાત ઉઘાડી કરી રહી છે?...શું બોલી રહી છે? ને એ પણ કોની પાસે?...વિચાર તો કર!...હવે બસ કર! અહીં જ અટકી જા, નહિતર ભારે અનર્થ કરી બેસીશ –સિદ્ધાર્થ ને તું બે ય બહુ વરવા દેખાશો, કફોડી હાલતમાં મૂકાઈ જશો બન્ને!'

'પણ–તો પછી બીજું શું કહું તેમને? કયું જૂઠાણું ચલાવું? ...ને સાચી વાત ન કહું તો–તો પછી મૃગાની વાત જ સાચી સાબિત થાય ને?...સાચી વાત ન કહું તો તેમને કેમ સમજાવી શકું કે, ઈર્ષાએ મૃગાને માણસાઈની છેલ્લી હદની બહાર મૂકી દીધી હતી? તેમને કેમ સમજાવી શકું કે, તમારો સિદ્ધાર્થ કોઈ પણ ભોગે મૃગાથી કેડો છોડાવવા તૈયાર થયો છે ને મૃગા તેને જળોની જેમ વળગી રહેવા ઝનૂને ચડી છે?...તેમને કેમ સમજાવી શકું કે, હું પણ લાચાર હતી, ભયભીત અને પરવશ હતી એટલે નાછૂટકે સંડોવાવું પડ્યું—'

'ખરેખર?' મનમાંથી વળી કોઈએ પૂછ્યું, 'ખરેખર નાછૂટકે જ સંડોવાઈ છે તું–અત્યારે પણ?...જરા છાતી પર હાથ રાખીને ફરીથી કહે જોઉં!'

'એ તો—સાચું જ છે ને વળી? નાછૂટકે જ સંડોવાઈ હતી ને?'

'અત્યારે પણ?'

'અત્યારની વાતને જવા દો! તેને શું લાગેવળગે—'

'તો એ વાત તું નહિ કહે ને તેમને?'

'હાસ્તો વળી–કહેવાતી હશે કંઈ?'

'એટલું તો જૂઠું બોલીશ ને?...તું પણ જૂઠી ને–મૃગાની જેમ?'



'ના–ના, બિલકુલ નહિ! હું મૃગા જેવી નથી. જૂઠાબોલી નથી. મૃગાનું જૂઠ જરા યે નહિ ચાલે. કોઈનું ય જૂઠ ન ચાલે. જૂઠના પગ માટીના હોય છે...'

'તું કંઈક કહેતી હતી, ચારુ,' સિદ્ધાર્થના પિતાનો અવાજ સંભળાયો, 'પણ અટકી કેમ ગઈ? મને ન કહેવાય એવું કંઈ છે?'

'હેં? ના, પણ—' ચારુને ગળચવાં ગળવાં જ પડે એવો પ્રશ્ન હતો એ.

'તું કહેતી હતી કે, સિદ્ધાર્થનું કોઈક કામ કરી આપવાનું તેં તેને વચન આપ્યું,' સહેજ અટકીને બરાબર તેની સામે જોઈ રહેતાં તેમણે કહ્યું, 'અને બદલામાં તેણે પોલીસમાં ફરિયાદ કરવાનું માંડી વાળ્યું–એમ જ ને?'

ગળા નીચે કંઈક ઊતારતાં હોઠ પર જીભ ફેરવીને ચારુએ માથું હકારમાં હલાવ્યું.

'તેનું એવું કયું કામ હોય,' જાણે જાતે જ અનુમાન કરીને શોધી લેવાના હોય એવા સાહજિક ભાવપૂર્વક તે બોલ્યા, 'કે સાવ અપરિચિત એવી તને તે સોંપી દેવું પડે?...એ કામ એટલું મહત્ત્વનું પણ હશે જ કે બદલામાં પોલીસ કેસ કરવાનું પણ તે માંડી વાળે!'

અને પછી જાણે ઊંડાણથી કંઈક વિચારી રહ્યા હોય, વિચિત્ર લાગતી વાતનો તાગ કાઢવા મથતા હોય તેમ આંખો ઢાળીને વારંવાર માથું હલાવતા રહ્યા.

'સાવ એવું નથી, અં—' તેમને શું સંબોધન કરવું તેની થોડીક ગડમથલમાં તે અટકી ગઈ. મૃગાની જેમ એકદમ 'ડેડી' કહી દેતાં કોણ જાણે કેમ હજી જીભ ઊપડતી નહોતી.

'એ એક કારણે જ તેમણે પોલીસમાં જવાનું માંડી વાળ્યું નહોતું. રૂપાની પૂરેપૂરી ચિંતા તેમને છે જ. તેને બરાબર સંભાળ-

વાની પૂરી તકેદારી તે રાખે જ છે, જરા યે બેદરકાર નથી. હકીકતમાં મેં જ તેમને રૂપાની સલામતીની ખાતરી આપી છે. અલકેશને સદાય તેનાથી દૂર રાખવાનું વચન આપ્યું છે. એટલે જ તે પોલીસમાં જવા સંમત થયા.'

અને સિદ્ધાર્થને જાણે તેના વિશે એક મોટી ગેરસમજ તેના પિતાના મનમાં થઈ જવામાંથી ઉગારી લીધો હોય તેવા સંતોષ સાથે તેમની સામે જોતી બેસી રહી.

'બરાબર!' સિદ્ધાર્થના પિતા ગણગણ્યા અને તેમના હોઠ એક સાવ આછા સ્મિતમાં ખેંચાયા, 'પણ માત્ર તારી એ ખાતરીથી જ તે સંમત થયો એમ પણ નહોતું ને? તેનું કોઈક કામ...કયું કામ હતું, કહી શકશે?'

ચારુએ તેમની સામે જોયું, પણ તરત નીચું જોવાઈ ગયું. કંઈક ગળા નીચે ઊતાર્યું અને બોલી:

'આપની પાસે જૂઠું હું બોલવાની નથી. તેમનું કામ એ હતું—' સાચું જ બોલવું હતું, પણ અચકાઈ જવાતું હતું, 'કે તે ગમે તે રીતે મૃગાથી છૂટવા માગતા હતા.'

'એટલે?' આશ્ચર્ય ભરી નજરે તે જોઈ રહ્યા.

'તે મૃગા સાથે લગ્ન કરવા હરગીઝ તૈયાર નહોતા, ને એ વાત મૃગાને વહેલી તકે સમજાવી દેવા માગતા હતા.'

'પણ—'

'પણ મૃગાને સીધી રીતે હડસેલી દેવામાં તેમને જોખમ લાગતું હતું, મૃગાના પિતા સાથેના સંબંધો વણસી જવાનું જોખમ અને તેમના અનુગામી તરીકે તેમનું સ્થાન મેળવવાનું જોખમ.'

'હં...' ભારે કુતૂહલ અને વિસ્મયપૂર્વક તે સાંભળી રહ્યા.



'એટલે તે એવું કંઈક કરવા માગતા હતા જેથી મૃગા જાતે જ તેમને છોડી દે, તેમના પર હંમેશ માટે નારાજ થઈ જાય.'

'પણ તેમાં તું શું કરે?'

'તેમની એવી યોજના હતી કે, તેમની...આઈ મીન...હું જાણે તેમની ગર્લફ્રેન્ડ હોઉં એવો દેખાવ મારે કરવો. ખાસ કરીને મૃગાની સામે વધુમાં વધુ સચોટ દેખાવ કરવો જેથી ગુસ્સે થઈને તે તેમને છોડી દે.'

'માય ગોડ!' એ વૃદ્ધ આદમીની આંખો આશ્ચર્યથી પહોળી થઈને ચારુને તાકી રહી—સામાન્ય દેખાતા દીવામાંથી ધીમે ધીમે પ્રગટતા જતા જીનને તાકી રહેલા અલાઉદ્દીનની જેમ.

'પછી?'

'પછી એ દેખાવ અમે થોડા દિવસ પહેલાં જ કરી નાખ્યો. પણ પરિણામ ધાર્યું'તું તેના કરતાં ઊલટું આવ્યું. મૃગા અત્યંત ગુસ્સે થઈ ગઈ છે. જેના પર તેનો બચપણથી હક ઠરાવાઈ ચૂક્યો છે તે સિદ્ધાર્થને જાણે હું છીનવી જતી હોઉં તેમ મારા પર આગ-આગ થઈ ગઈ છે.' સહેજ થોભીને તેણે કહ્યું, 'મારા પર વેર લેવા તે છેક અહીં પણ અમારી પાછળ આવી અને અહીં તેણે જે કર્યું તે આપ જાણો છો.'

સિદ્ધાર્થના પિતાએ જોરથી એક ભારે શ્વાસ મૂક્યો, અને થોડી વારે બોલ્યા:

'હજી એક વાત સમજાતી નથી, કે સિદ્ધાર્થ તને અહીં મારી પાસે શા માટે લઈ આવ્યો? મારી પાસે તો દેખાવ શાથી કરવાનો હોય?'

ચારુ નિરુત્તર રહી.

'અહીં મારી પાસે પણ દેખાવ કરવાની યોજના હતી?' તેમણે ફરી વાર પૂછ્યું.

ચારુએ માથું હલાવી ના પાડી.

'તો?'

ચારુ નીચું જોઈ બેસી રહી.

'તને અહીં લાવવાનું કંઈ કારણ તેણે તને કહ્યું નથી?'

ચારુની છાતીમાં કંઈક જબરી ગડમથલ થવા લાગી. અનેક સામટી લાગણીઓની ધમાચકડી મચવા માંડી. તેને લાગ્યું કે, તેનાથી ત્યાં બેસી નહિ શકાય, નહિ જ બેસી શકાય...તે ઊભી થવા ગઈ.

ત્યારે જ બારણામાં બૂટનો અવાજ થયો. ચારુએ તે તરફ જોયું. હોઠ સહેજ દબાવીને, નજર નીચી રાખીને સિદ્ધાર્થ અંદર આવી રહ્યો હતો.



# ❖ સત્તર ❖

બારણામાં દાખલ થયેલો સિદ્ધાર્થ ટેબલ પાસે આવીને ખુરશીમાં બેઠો ત્યાં સુધી ચારુની આંખો મૂવી કૅમેરાની જેમ તેની સામે મંડાઈ રહી. સિદ્ધાર્થના પિતા પણ તેને જ જોઈ રહ્યા હતા. સિદ્ધાર્થનો ચહેરો સખત તો થઈ જ ગયો હતો, પણ તેની એ સખ્તાઈની નીચે કોઈક તીવ્ર ઉત્કંઠા ઘડીએ ઘડીએ છટપટી જતી હતી. અનેક છંછેડાયેલી લાગણીઓ, ઘણી વાતો જાણે સામટી મનમાંથી ધસી આવતી હતી, એવી ધક્કામૂક્કી કરી રહી હતી કે એકેય બહાર આવી શકતી નહોતી. હોઠ સામસામે એવા ભીંસાઈ ગયા હતા કે માત્ર એક પાતળી રેખા જ દેખાતી હતી.

તે ખુરશીમાં બેઠો અને સ્વસ્થ રહેવાના પૂરા પ્રયત્નપૂર્વક ચારુ સામે જોયું. ચારુએ આંખ ફેરવી લીધી. તરત તેણે પિતા સામે જોયું.

તેમણે એક ધીમો ખોંખારો ખાધો અને કહ્યું, 'તું આવી ગયો એ સારું થયું. જો કે મેં

તો માન્યું જ હતું કે તું જલદી પાછો આવશે; આ લોકોને એ ક્હ્યું'તું પણ ખરું–બરાબર ને, ચારુ ?'

સિદ્ધાર્થે ચારુ સામે જોયું. ચારુએ અર્ધીએક પળ તેની જોયું અને પછી તેના પિતા સામે જોતાં પોપચાં નીચા ઢાળ હા કહી.

સિદ્ધાર્થે તે માત્ર જોયું. કંઈ બોલ્યો નહિ.

'તું ગુસ્સે તો બહુ થયો હશે,' તેના પિતાએ આગળ 'ગુસ્સો ચડી જાય એવી જ એ વાત હતી. મને પણ ગુસ્સો હતો, પણ પાછો ઊતરી યે ગયો. તારો ગુસ્સો ઊતર્યો કે નહિ!'

'પપ્પા,' ઘેરા, ધીમા અવાજે સિદ્ધાર્થ બોલ્યો, 'શું કરવું ઘરમાંથી અત્યારે એ જાય છે કે હું જાઉં ?'

'ઓ હો !' તેના પિતા હસી પડ્યા, 'તો તારો ગુસ્સો ઊતર્યો નથી, એમ જ ને ?' અને સહેજ થોભીને આગળ બોલ્યા 'ગુસ્સો ખરાબ ચીજ એટલા માટે ગણાય છે કે, તે કદી આપતો નથી, ઊલટો તમારું હોય તે પણ હરી જાય છે. કંઈ નહિ તો પણ તમારા મનની શાંતિ, બુદ્ધિની સ્વસ્થતા, વિચારે વ્યવસ્થિતપણું, સમજદારી, શાણપણ–કોઈ ચીજને ગુસ્સો રહેવા દેતો નથી.' વળી તે થોડી વાર અટક્યા અને પછી બોલ્યા 'ચડેલા ગુસ્સાને વહેલામાં વહેલી તકે રુખસદ આપી દેવાને તેને આમ સંઘરી રાખીને નુકસાન શા માટે વહોરી લેવું ? ઊતર્યું જ ભલું !'

સિદ્ધાર્થ નજર તેમની સામે માંડીને બધું સાંભળી રહ્યો. નજર વારાફરતી બન્નેની સામે મંડાતી અને ખસતી હતી. લાગ્યું કે, સિદ્ધાર્થનો ચહેરો બહુ ધીમે, પણ સ્વચ્છ બની હતો. ક્રોધની ફિક્કી કાળાશ ઓસરતી જતી હતી અને સ્વસ્થતાનો રંગ પથરાતો જતો હતો.



થોડા ગુસ્સાભર્યા અવાજે તેણે કહ્યું, 'એ–એ નાલાયકે જે ક્હ્યું સાંભળ્યા પછી યે ગુસ્સો ન ચડે, એમ ?...સારું થયું કે હું બહાર રહ્યો, નહિતર–નહિતર, મારા હાથે—'

'એ તો તેં સારું જ કર્યું છે,' તેના પિતાએ કહ્યું, 'ગુસ્સામાં બેકાબૂ બનીને કોઈક અનર્થ કરી નાખવો તે કરતાં તું ચાલ્યો ગયો વધારે સારું હતું. તું ગયો પછી મૃગા પણ ચાલી ગઈ હતી. પણ સારું જ થયું. નહિતર ચારુ સાથે હું વાત કરી શક્યો ન ને સાચી વાત જાણી શક્યો ન હોત—'

ફટાક કરતી સિદ્ધાર્થની આંખો ચારુ સામે ફરી, સહેજ મોટી થઈને અર્ધીએક પળ સ્થિર થઈ અને પાછી પિતા તરફ ફરી.

ચારુના પેટમાં ફાળ પડી–પોતે બધું તેના પિતાને કહી દીધું –તેને કેવું લાગશે ? તેમાંનું કંઈક તેને છુપાવવું હશે, કોઈને કદી નહિ કહેવું હોય તો ? તો આવી બન્યું ! પૂરા નહિ ઠરેલા જ્વાળામુખીને પાછો ભભૂકી ઊઠતાં કેટલી વાર ?

એક પળ તેને લાગ્યું, પોતે ભોટ હતી, નસીબની દેણિયાત હતી, કમનસીબ, કરમી હતી–જ્યાં પગ માંડે ત્યાં ધરતી ધગી ઊઠતી હતી. ફફડતી, સિદ્ધાર્થ સામે જોઈ રહી.

'તો––તમે તેને પૂછી લીધું !' પિતા સામે જોઈને સિદ્ધાર્થ જોરથી બોલ્યો, 'શું શું કહ્યું તેણે ?'

'બધું જ !' પિતાએ કહ્યું, 'બધું જ સાચેસાચું કહી દીધું ચારુ[illegible]ણે.'

સિદ્ધાર્થની સહેજ ગૂંચવાયેલી નજર પાછી ચારુ પર આવી.

'અને એ મને ગમ્યું છે,' તેના પિતાએ આગળ કહ્યું, 'જે વાત તેં ઘણા લાંબા સમય સુધી મને ન કહી હોત તે તેની પાસેથી જાણવા મળી એ સાચે જ બહુ સારું થયું છે.' સહેજ થોભીને

તેમણે કહ્યું, 'સિદ્ધાર્થ, મને સાચી વાત કહીને તેણે કંઈ જ ગુમાવ્
નથી. ઊલટી, મારી કદર મેળવી છે.'

ચારુએ જોયું કે સિદ્ધાર્થના ચહેરા પરથી આશંકા અ
સંખ્તાઈની રેખાઓ ભૂંસાવા લાગી હતી. તેના મનને ધીમો હાશક
થયો, ફફડતું મન માળે બેસવા લાગ્યું.

'તમારી વાત સાચી છે, પપ્પા,' મોં સહેજ મરકાવીને નજ
ઢાળતાં તે બોલ્યો, 'બધી વાત મેં તમને આટલી જલદી ન ક
હોત.'

'અને તેમાંની થોડીક વાત તો કદી ન કહી હોત-બરાબર
તેના પિતાએ કહ્યું.

'હું સમજ્યો નહિ,' સિદ્ધાર્થે કહ્યું. તેણે કહ્યું તે સાવ ખોટું
નહોતું; સાવ સાચું યે નહોતું. પિતાએ કહ્યું તેનો મર્મ થોડોક
સમજતો હતો, છતાં થોડોક નહોતો સમજતો.

'તો હું સમજાવું,' તેના પિતાએ કહ્યું અને પળવાર કં
વિચારતા હોય તેમ અટક્યા અને પછી બોલ્યા, 'મૃગા સાથે લગ્
કરવાની તને ઇચ્છા ન હોય ત્યાં સુધીની વાત તો ઠીક છે, સમજ
શકાય તેવી છે. પણ તે માટે જે મહાવિચિત્ર રસ્તો તેં અપનાવ્યો
કેટલો વાજબી છે? વિચારી જોયું છે કદી?'

'પણ—' એક ક્ષણ અચકાઈ જતાં સિદ્ધાર્થ બોલ્યો, 'પણ
તે સિવાય બીજું કશું થઈ શકે તેમ જ નહોતું...સીધેસીધું તે થઈ
શકે તેમ જ નહોતું. પરિસ્થિતિની તમને પૂરી ખબર નથી...'

'પણ હવે છે,' પિતાએ કહ્યું, 'પૂરી ખબર હજી મને ન પડી
હોય તો પણ જેટલી ખબર પડી છે તેટલીએ મને વિચાર કરતો
કરી મૂક્યો છે! કાલે કદાચ, ચિંતા કરતો પણ કરી મૂકે,' થોડી વાર
તેની સામે જોઈ રહેતાં તેમણે કહ્યું, 'સીધા રસ્તાનો એક ફાયદો એ



હોય છે કે તે તમને ક્યાંક પહોંચાડે છે. ચાલનારની
કરવી પડતી નથી. આડો રસ્તો વિચિત્ર હોય છે.
પહોંચાડે જ નહિ. તે ખેડનારનું ભાવિ ચિંતાજનક જ

'મારી ચિંતા તમારે કરવી નહિ પડે, પપ્પા,'
અવાજ પરથી ચારુને લાગ્યું કે, તેને કોઈની પાસેથી ...ખામણ
લેવાનું પસંદ નહોતું-તેના પિતા પાસેથી પણ નહિ.

'હું એમ જ ઇચ્છું છું,' તેના પિતા પણ આખરે તેના પિતા
હતા. ઝટ ગાંજ્યા જવાનું જાણે તેમના પણ સ્વભાવમાં નહોતું.
'પણ મને લાગે છે કે મારે ચિંતા કરવી જોઈએ. એક તો તેં
રસ્તો જ બહુ કઢંગો પકડ્યો છે, ને એ રસ્તે એક બીજી વ્યક્તિને
પણ જબરજસ્તીથી ભેગી લીધી છે. ઘડીભર માની લઈએ કે તારી
ચિંતા કરવી જરૂરી નથી, પણ તેનું શું?'

'એટલે—ચારુનું?'

'હા. તેની પાસેથી પૂરેપૂરી વાત મેં જાણી છે. અને તેણે મને
બધી વાત-છુપાવવા જેવી વાત પણ છુપાવ્યા વિના-સાચેસાચી કહી
દીધી છે. ને ત્યારથી મને તેની સ્થિતિના વિચારો આવવા માંડ્યા
છે...મને લાગે છે કે જે સ્થિતિમાં તું તેને ખેંચી ગયો છે તેની પૂરી
ગંભીરતા તને સમજાયેલી નથી.'

સિદ્ધાર્થ ચૂપચાપ બેસી રહ્યો. ચારુ કંઈક અજંપાભરી ઉત્કંઠા-
પૂર્વક તે બન્નેની સામે જોતી રહી. સિદ્ધાર્થના પિતાએ થોડી વાર
શાંત રહીને સિદ્ધાર્થ સામે જોયા કર્યું, અને પછી બોલ્યા :

'હવે મારે તને એક સીધો જ સવાલ પૂછવાનો છે, સિદ્ધાર્થ.
સ્પષ્ટ જવાબ આપીશ?'

'પૂછો,' સિદ્ધાર્થે ગળા નીચે કંઈક ઉતાર્યું.

'એક સીધીસાદી છોકરીને તેની સરળ જિંદગીમાંથી ઊંચકીને
આવી આટાપાટાની રમતમાં ખેંચી જવાનો અધિકાર તને હતો?...

જવાબ આપતાં પહેલાં યાદ રાખજે કે કોઈ એકની જિંદગી બીજાનું રમકડું નથી હોતી !'

શ્વાસ ક્ષણવાર રોકી દઈ ને ચારુએ સિદ્ધાર્થ સામે જોયું–માય ગૉડ ! ખરું પૂછી નાખ્યું પપ્પાએ ! સિદ્ધાર્થ હવે શું કહેશે ?

સિદ્ધાર્થે એક શ્વાસ મૂક્યો. હોઠ પર જીભ ફેરવી અને બોલ્યો, 'અધિકાર તો કોઈનો કોઈના ઉપર અગાઉથી મુકરર થયેલો નથી હોતો, પપ્પા. કોઈક વાર અધિકાર મળી જાય છે, તો કોઈક વાર મેળવી લેવો પડે છે !'

'તને તે મળી ગયો નથી, ખરું ને ?'

સિદ્ધાર્થ કંઈ ન બોલ્યો.

'એ તેં મેળવી લીધો છે, ખરું ને ?'

સિદ્ધાર્થે માથું હલાવીને હા કહી.

'કદાચ, બળજબરીથી, ખરું ને ?'

સિદ્ધાર્થ કંઈક બોલવા ગયો. પણ તે પહેલાં જ તેના પિતાએ વચ્ચે કહ્યું, 'જવાબ સાચો જ આપજે, હં ! જીવનની કેટલીક બાબતો જ એવી હોય છે જેમાં પ્રામાણિકતા અનિવાર્ય હોય છે.'

'બરાબર છે,' આખરે સિદ્ધાર્થ બોલ્યો, 'અને ખાસ તો આ બાબત એક એવી જ બાબત છે એમ જ કહેવું છે ને તમારું ?... તો હું પ્રામાણિકપણે કહું છું કે ચારુની જિંદગીને મેં રમકડું માન્યું નથી, કે નથી તેની સાથે મેં કોઈ રમત માંડી.'

'છતાં તારો એક હેતુ સિદ્ધ કરવા તેને સાધન તો બનાવી છે, નહિ ?'

'એ પણ હવે સાચું નથી,' સિદ્ધાર્થ હવે તદ્દન ક્ષોભ વિના બોલ્યો. જાણે પોતાની પૂરેપૂરી સફાઈ રજૂ કરવા કૃતનિશ્ચયી બન્યો હતો. 'શરૂઆતમાં કદાચ તેમ હશે. હું પોતે જ કઢંગી સ્થિતિમાં હતો. ને તેમાંથી છૂટકારો મેળવવા ગમે તે રસ્તો–સારો કે નરસો–



અપનાવી લેવા અધીરો બન્યો હતો–કબૂલ કરું છું. ને ત્યારે મેં તેને એક સાધન તરીકે જોઈ હશે એ પણ કબૂલ કરું છું. પરિસ્થિતિનો લાભ લઈ ને તેને સાધન બનવા મજબૂર કરી હશે એ પણ કબૂલ કરું છું.'

તે થોડી વાર બોલતો થોભ્યો. તેના શબ્દે શબ્દને આંખો વડે સાંભળી રહેલી ચારુ પર નજર ફેરવી અને પછી પિતા સામે જોતાં કહ્યું, 'પણ પછી વાત એવી રહી નથી. રમત તરીકે શરૂ થયેલી એ વાત પછી એક સાચુકલો, નિષ્ઠાપૂર્ણ સંબંધ બની ગઈ છે...હવે તેની ચિંતા મને છે–તમારે કરવી જરૂરી નથી.'

જાણે બત્રીસે ય કોઠે દીવા થઈ ગયા હોય તેમ ચારુનું મુખ ઝળહળી ઊઠયું. મનમાં, શરીરમાં જાણે સેકંડો કૂણીકૂણી આંગળીઓ ગલીપચી કરતી હોય તેમ હર્ષના ઉંકરાટા આવવા લાગ્યા. એકદમ સળવળી ઊઠવાની, ખુરશીમાંથી ઊભી થઈ જવાની, ખૂબ ખૂબ હસી પડવાની તેને તીવ્ર ઇચ્છા થઈ આવી. પોતે જાણે આપોઆપ ઊંચકાઈ જતી હોય તેમ જાતને ખુરશીમાં દબાવી રાખીને તે બેસી રહી.

'આર યુ સિરિયસ, સિદ્ધાર્થ ?' ચારુને અવાજ સંભળાયો. તેણે સિદ્ધાર્થ સામે જોયું.

સિદ્ધાર્થે હકારમાં માથું હલાવ્યું.

'રીયલી ?' પિતાએ વધારે ભારપૂર્વક પૂછ્યું.

'હું તેને છેક અહીં તમારી પાસે લઈ આવ્યો છું તે અમસ્તો નથી લાવ્યો.' સિદ્ધાર્થે કહ્યું.

'હં...' તેના પિતા કંઈક વિચારી રહ્યા. થોડી વારે તેમણે ચારુ સામે જોયું અને સ્મિત કરતાં કહ્યું, 'થોડી વાર પહેલાં મેં તને કહ્યું હતું કે હું તારા વિશે કંઈ જ જાણતો નથી. હવે એમ કહું છું કે, ત્યાર પછી જાણે કંઈક અજબ રીતે મને તારી સારી એવી પીછાણ પડી ગઈ છે, ને અત્યારે એટલું પૂરતું છે.'

તે થોડી વાર તેની સામે જોઈ આછું, સાવ આછું હસી રહ્યા અને પછી બોલ્યા, 'સિદ્ધાર્થની જુબાની પૂરી થઈ. તેં પણ તે

સાંભળી છે. હવે એક સીધો પ્રશ્ન તને પૂછવાનો છે–સિદ્ધાર્થે જે કહ્યું તે બાબતમાં તારે કંઈ કહેવાનું છે? તેણે જે કહ્યું તે સાચું છે?'

ચારુના આખા ચહેરા પર, કાનની બૂટ સુધી લાલલાલ ટશરો ફૂટી. અમથા અમથા હસી જતા હોઠને દબાવી રાખીને નીચું જોઈ ગઈ.

'જો તું કંઈ ન બોલે,' પિતાનો અવાજ તેને સંભળાયો, 'તો હું માનીશ કે સિદ્ધાર્થની વાત સાચી છે. સિદ્ધાર્થ તને શા માટે અહીં લાવ્યો છે તે તું જાણે છે ને એ જાણીને જ તું પણ આવી છે–માની લઉં ને?'

ચારુનું નમેલું માથું વધારે નીચું નમ્યું, જાણે છાતીમાં સંતાઈ જવું હોય તેમ દબાઈ રહ્યું.

પળ, બે પળ, ચાર પળ કોઈ કંઈ ન બોલ્યું. પછી સિદ્ધાર્થના પિતા બોલ્યા :

'ભલે. બહુ સારું. તમને બન્નેને જે પસંદ છે તે મને પણ બન્નેના જેટલું જ પસંદ છે. તમે આગળ વધી શકો છો.'

થોડી વારે તે જવા માટે ઊઠ્યા. પણ જતાં જતાં પાછા ફર્યા અને બોલ્યા, 'રૂપા વિશે મેં જે સાંભળ્યું તેથી મારી ચિંતા ખૂબ વધી ગઈ છે.' અને સિદ્ધાર્થ તરફ ફરતાં ઉમેર્યું, 'તેના પર તું પૂરું ધ્યાન આપી શકે છે એમ અત્યાર સુધી હું સમજતો હતો, તે એટલે નચિંત હતો. પણ આખરે ચિંતા કરવાની મારે જ આવી. તેનું પણ કંઈક વિચારવું પડશે. તું શું કહે છે–શું કરવું જોઈએ?'

'હવે તમે ચિંતા ન કરશો, પપ્પા,' સિદ્ધાર્થે કહ્યું, 'હું તેના પર આપી શકાય તેટલું બધું જ ધ્યાન આપતો હતો, છતાં એવું બની ગયું એ હકીકત છે. પણ મને લાગે છે, હવે એવું નહિ બને. મારા ઉપરાંત ચારુ પણ હવે તેના પર ધ્યાન આપતી રહેવાની છે. અને પેલા બદમાશને તો તેનાથી હંમેશ માટે દૂર રાખવાની પૂરી



જવાબદારી તેણે લઈ લીધી છે. મને લાગે છે કે, તમારે ચિંતા ન કરવા માટે એટલું પૂરતું છે.'

તેના પિતાએ હકારમાં માથું હલાવ્યું. બન્ને સામે વારાફરતી મોં મરકાવ્યું અને જતાં જતાં કહ્યું, 'ભલે. જમવાનું તૈયાર જ હશે. તમે ક્યાંય દૂર ન જશો.'

'મૃગાને—' સિદ્ધાર્થ બોલવા ગયો ને પાછો અટકી ગયો.

તેના પિતા થોભી ગયા, પાછા ફર્યા અને બોલ્યા, 'તેની સાથે હવે તારે કંઈ જ વાત કરવાની નથી–બરાબર સમજી લે. એ વાત એટલી ગૂંચવાઈ ગઈ છે કે તારાથી ઉકેલી નહિ શકાય. હું કંઈક વિચારી લઈશ...તેને મારા પર જ છોડી દેજે. તું દૂર જ રહેજે. વધારે ગૂંચ ન પાડીશ.'

અને તે ગયા.

બે, ચાર, પાંચ પળ ચૂપચાપ વીતી. ચારુએ ઊંચે જોયું. સિદ્ધાર્થે હોઠ ખોલીને હાસ્ય વેર્યું.

'જોયા મારા પપ્પા?'

'અદ્ભુત છે!' ભાવપૂર્ણ અવાજે ચારુ બોલી, 'છેક બચપણમાં જ મેં તો પિતા ગુમાવ્યા હતા. આજે લાગ્યું કે, મને ફરી વાર પિતા મળ્યા!'

સિદ્ધાર્થ ઊભો થઈને તેની પાસે આવ્યો. ધીરેથી હાથ પકડીને તેણે ચારુને ઊભી કરી. ચારુને મનમાં કંઈક અગમ્ય, અવર્ણનીય ઊભરો ચડ્યો. જોરથી સિદ્ધાર્થને વળગીને મોં તેની છાતીમાં દબાવી દીધું. તેની પીઠ પર મુકાયેલો સિદ્ધાર્થનો હાથ સહેજ ઝબકીને પાછો ખેંચાઈ ગયો. દાદરા પર પગલાંનો અવાજ થયો.

એકદમ બન્નેએ દાદરા તરફ જોયું. કોઈ દેખાતું નહોતું. છેક ઉપરનાં છેલ્લાં પગથિયાં કોઈક ઝડપથી ચડી ગયાનો અવાજ સંભળાયો.

બન્નેની આંખો પ્રશ્નભરી સામસામે તાકી રહી : 'કોણ હતું?'

## ❖ અઢાર ❖

ચારુની નજર ફરી વાર દાદરાની ટોચ ઉપર પહોંચીને પછી ધીરે ધીરે એક એક પગથિયું ઊતરતી પાછી સિદ્ધાર્થની નજરને મળી. થોડીક અસમંજસમાં, થોડીક કુતૂહલપૂર્વક તે ધીમેથી બોલી:

'મૃગા ?'

'એ જ હશે,' પોતાના હાથ ઉપરથી ચારુનો હાથ ખસેડીને દાદરા તરફ જવા કરતાં સિદ્ધાર્થ બોલ્યો, 'બીજું કોણ હોય ? હમણાં જ પકડીને નીચે લાવું છું...'

પણ ચારુને એ સાંભળીને જ ફાળ પડી ગઈ. તેણે તેનો હાથ જોરથી પકડી રાખ્યો અને તેની સામે લગોલગ ઊભી રહી ગઈ.

'પ્લીઝ, સિદ્ધાર્થ !' તેણે જલદી જલદી કહ્યું, 'પપ્પાએ કહ્યું છે એ ભૂલી ગયા પાછા ? તમારે તેમની બાજી બગાડી નાખવી છે ?...એ વાત હવે તેમના પર જ છોડી દેવાની છે. તેમને તેમની રીતે સંભાળવા દો એને.'



'પણ એ આમ લપાઈ-છુપાઈને—'

'ભલે જુએ,' ચારુએ દલીલ કરી, 'તેનાથી કંઈ છુપાવવાનું છે આપણે ?...અને તે છુપાઈને જોવા માટે જ દાદરે આવી હશે એમ પણ શા માટે માની લેવું ? તેને નીચે જ આવવું હોય અને દાદરો ઊતરવા માંડી હોય ત્યારે જ જે દેખાયું તે જોવાઈ ગયું હોય એમ ન બને ?...જોઈ ગઈ તો ભલે જોઈ ગઈ. હવે તેની ક્યાં ચિંતા છે ? તમે નાહક ઉશ્કેરાઈ ન જાવ. પપ્પાની જેમ મગજ સમતોલ રાખતાં શીખો. જોયું ને, તેમણે આખી વાતને કેવી સુધારી લીધી ? તમે હો તો—'

'હું હોઉં તો-શું ?' જવાનો વિચાર માંડી વાળતાં સિદ્ધાર્થ તેની તરફ ફર્યો.

'તો બધું ક્યારનું ય ઊલટસૂલટ કરી નાખ્યું હોય, તોડીફોડી નાખ્યું હોય. ને આ ઘરમાં અત્યારે જે શાંતિ છે તેને બદલે યુદ્ધનાં નગારાં વાગતાં હોય !'

તેની વાત સાચી છે તે બરાબર સમજતો હોવા છતાં તે સ્વીકારવું ન હોય તેમ તે બોલ્યો, 'તારા પાસા સવળા પડી ગયા એટલે હવે ડહાપણનો ઈજારો લઈ બેઠી ? પપ્પા પાસે બધું બકી દીધું-કંઈ વિચાર્યા વિના; પણ માન કે, પપ્પાએ લીધું તેના કરતાં ઊલટું જ વલણ લીધું હોત તો તારા ડહાપણનું કેવું કચૂંબર થઈ જાત-ખબર પડે છે ?'

'હું એને ક્યાં મારું ડહાપણ ગણાવું છું ? અને વિચાર કરીને બોલવા જેવી હાલત પણ ક્યાં રહી'તી મારી ?...મારામાં ભલેને ડહાપણ ન હોય, સચ્ચાઈ હોય પછી ડહાપણની શી જરૂર ?'

'ભારે મોટી સચ્ચાઈ !' શબ્દોને ચાવતો સિદ્ધાર્થ બોલ્યો, 'એમ કહે કે, ઢોકળાં વરાળે પાકી ગયાં. બાકી સચ્ચાઈ ક્યારેક વાયડી પણ પડી જાય-ભોટપણું બની જાય !'

'ભોટ તો ભોટ!' લીસ્સો છણકો કરતાં ચારુએ કહ્યું, 'જેવી છું તેવી છું. બોલો કેવી છું?'

'ભોટ!'

'હા...અને પોતે જાણે મોટા ચાણક્ય!'

'એ તો તારા પાસા સવળા ન પડ્યા હોત, ને બાજી મારે સંભાળવી પડી હોત તો ખબર પડત કે, બુદ્ધિ પણ એક કામની ચીજ છે!'

'સારું ત્યારે, હમણાં તેને ધ્યાનમાં રાખો. અત્યારે તો મારું ભોટપણું જ લડાઈ જીતી ગયું છે. કોઈક વાર બુદ્ધિની ધાર પણ જોઈશું.'

'હું ઇચ્છું છું કે બહુ જલદી તને એ જોવા મળે.'

'જોવું પડશે જ તો જોઈશ,' સહેજ ગંભીર થઈ જતાં ચારુએ કહ્યું, 'સિદ્ધાર્થ, હું ખાતરીપૂર્વક માનું છું કે, જીવનની કોઈક લડાઈઓ એવી હોય છે જે તલવાર જેવી ધારદાર બુદ્ધિથી નહિ, હૈયાની હૂંફાળી નિષ્ઠા અને સચ્ચાઈ વડે લડવાની હોય છે. તલવારથી આખર જીત નથી મળતી, જીતનો આભાસ જ મળે છે. બધું કાપી, રહેંસીને નાશ કરી નાખ્યા પછી મેળવવા માટે શું બાકી રહે? જીવનને આપણે સમરાંગણ નથી બનાવવું. તેની હરીભરી દોલતને છિન્નભિન્ન કરીને જીતનો આભાસ નથી પામવો. આપણે તો જીવન જ પામવું છે–તેની અઢળક દોલત અકબંધ પામવી છે!'

'ઓહો!' હળવા વિસ્મય અને પ્રેમભરી પ્રશંસાપૂર્વક તેની સામે જોઈ રહેતાં સિદ્ધાર્થ બોલ્યો, 'વાહ રે, વાહ! તારા મગજમાં અદ્ભુત વાતો પણ આવે છે!'

તેના હાથ પર પોતાનો હાથ મૂકીને લગોલગ સરકતાં ચારુએ કહ્યું, 'અમને વાતો મગજમાં નહિ, હૃદયમાં આવતી હોય છે, સિદ્ધાર્થ. જીવનની સૌથી મહત્ત્વની બાબતોનો હવાલો અમે હૃદયને જ સોંપીએ છીએ, બુદ્ધિને દૂર ખીલે બાંધી રાખીએ છીએ.'



'દૂર એટલે ક્યાં? પાનીએ?'

મીઠું છણકતાં સિદ્ધાર્થને જોરથી ચૂંટલો ભરતાં તેણે કહ્યું, 'એ વાત તો તમારા પુરુષોના ઘમંડનું વિકૃત સંતાન છે. હકીકત તો એ છે કે પુરુષોએ કરેલા બુદ્ધિના પથારા પર સ્ત્રીની પાની પડે ત્યારે જ તેમાં રંગ આવે છે, જીવનનો ખરો સ્વાદ આવે છે.'

'પાની એટલો ચમત્કાર કરે?'

'હા, કારણ કે સ્ત્રીના માથાના વાળથી પગની પાની સુધી તેનું હૈયું ધબકતું હોય છે, હૈયાનો પ્રેમ ઢોળાતો હોય છે.'

સિદ્ધાર્થ હજી શાબ્દિક છેડછાડના રંગમાં હતો. તેને મજા આવતી હતી. ચારુની અંદર જાણે ડોકિયું કરવા મળતું હતું. હજી તે તેને છેડવા માગતો હતો. પણ ત્યારે જ બારણામાં નોકર આવતો દેખાયો. જમવા માટે આવી જવાનું કહીને તે ચાલ્યો ગયો.

બન્ને જમવા જવા લાગ્યા ત્યારે બાવડા પર જ્યાં ચારુએ ચૂંટલો ભરી લીધો હતો ત્યાં પંપાળતાં સિદ્ધાર્થે સસ્મિત પૂછ્યું, 'સ્ત્રીઓના હાથની આંગળીઓમાં પણ હૈયું ધબકતું હોય છે?'

આંખો મસ્તીમાં સહેજ નચાવીને હોઠ સહેજ દબાવતી ચારુ હસી પડી અને નીચું જોઈ ગઈ.

ભોજનના ટેબલ પાસે સિદ્ધાર્થના પિતા એક ખુરશીમાં બેઠેલા હતા. ચારુ અને સિદ્ધાર્થ સામે તેમણે મોં મરકાવ્યું. બન્ને એક એક ખુરશીમાં ગોઠવાયા ત્યાં બારણામાં નોકર દેખાયો. તેની પાછળ મૃગા ધીમે પગલે આવી રહી હતી. વાળ છૂટા હતા. નજર નીચી. મોં પર ગર્વ હતો.

ચારુને આશ્ચર્ય થયું. મૃગા તેને અકળ કોયડા જેવી લાગી. નહિતર, આવી ખરાબ પછાડ ખાધા પછી આટલી વારમાં એ જ માણસોની સામે તે શી રીતે આવી શકે? એટલું જ નહિ, મોં પર આટલો ગર્વ શી રીતે રાખી શકે?

તેને થયું, કદાચ પોતે જ વધારે પડતી સરળ હશે, વધારે પડતી સાચકલી. બાકી બધાં હોશિશાર જ હોય, ચાલાક હોય-એમ બીજાની સામે અંદરનું દશ્ય ઊઘાડું ન થવા દે.

સિદ્ધાર્થના પિતાએ સાવ સ્વાભાવિક લાગે તેવું હસીને મૃગાને આવકારી.

'આવ, આવ, મૃગા. કેમ વાર લાગી ? આરામ કરતી હતી ?' અને તે ખુરશીમાં બેઠી એટલે કહ્યું, 'નાસ્તો તેં કર્યો નથી એ મને યાદ છે, હં ! એટલે હવે બરાબર જમવું પડશે. તેમાં કંઈ બહાનું નહિ ચાલે-અત્યારથી કહી રાખું છું !'

મૃગાએ તેમની સામે જોઈને મોં મીઠું મીઠું મરકાવ્યું. 'ઓહ, ડેડી ! તમારા પ્રેમ પાસે કંઈ બહાનું કાઢવાની જ ક્યાં જરૂર છે ! બધાની કેટલી બધી ચિંતા રાખો છો તમે ? ખરેખર ડેડી, તમારા પ્રેમને હું કદી ન ભૂલી શકું !'

સિદ્ધાર્થ જરાક સળવળ્યો. કંઈક બોલવા ગયો. ચારુ તે સમજી ગઈ. તરત જ તેણે પોતાનો હાથ તેના પગ પર મૂક્યો અને દબાવ્યો. સિદ્ધાર્થ અટકી ગયો. ચારુએ નિરાંતનો એક શ્વાસ મૂક્યો.

'ના રે, ના, મૃગા,' સિદ્ધાર્થના પિતા હસ્યા અને બોલ્યા, 'એટલું બધું મારા એકલા વિષે માની લેવુ બરાબર નથી. બધાં મા-બાપ સંતાનોના સુખની ચિંતા કરતાં જ હોય. હું પણ એક બાપ છું. તમારી ચિંતા કરું તેમાં શું નવાઈ કરું છું ? અને મારે હવે બીજું કામ પણ શું રહ્યું છે, તમારા સૌના સુખનો વિચાર કરવા સિવાય ? સિદ્ધાર્થ અને રૂપા જેવાં જ મારે મન તું અને ચારુ મારા સંતાનો જ છો. તમારાં જીવન સુખી અને રસકસ ભર્યાં હોય તો સૌથી વધારે આનંદ મને જ થાય.'

'તમે સાચે જ અદ્ભુત છો, ડેડી !' ખુશામત મૃગાના અવાજમાં છતી થઈ જતી હતી, 'નહીંતર, બીજાની જિંદગીની આજકાલ કોને પડી હોય છે ? ગમે તેટલું પોતાનું હોય તો પણ ?'



ચારુએ ફરી વાર પોતાનો હાથ સિદ્ધાર્થના પગ પર મૂકીને દબાવ્યો.

'તું કહે છે તેવું કોઈકની બાબતમાં અમુક સંજોગોમાં બને, હું ના નથી કહેતો,' સિદ્ધાર્થના પિતાએ કહ્યું ત્યારે જમવાનું પીરસાવા લાગ્યું હતું, 'પણ એ નિયમ નથી, નિયમ તો એ છે કે માણસ જેને પોતાનું સમજતો હોય તેની જિંદગીનો વિચાર તે કરે જ કરવો જ જોઈએ. છતાં તું કહે છે તેવું કંઈક કોઈક વાર નિયમની બહાર જઈને બનતું લાગે, પણ હું તો માનું છું કે, કુદરતમાં કશું નિયમ બહાર બનતું નથી. એ નિયમો એવા સંપૂર્ણ હોય છે. પણ આપણા જોવામાં કે સમજવામાં કંઈ કચાશ હોય એ વધારે બનવાજોગ છે; ને ત્યારે આપણને એવું લાગે એ પણ સ્વભાવિક છે.'

ચારુ સિદ્ધાર્થના પિતાને મનમાં ને મનમાં ભારે ઉમળકાભેર પ્રશંસી રહી. સાથોસાથ તેને પ્રશ્ન પણ થતો હતો, 'તેમની આ જડબેસલાક વાતના સીધા મર્મને મૃગા સમજી શકશે ?'

જમવાનું પીરસાઈ ગયું હતું. સિદ્ધાર્થના પિતાએ બધાંને જમવાનું શરૂ કરવા કહ્યું. પોતે પણ શરૂ કર્યું.

પણ મૃગા-ગમે તે કારણે-જાણે ચૂપ રહેવા માગતી નહોતી, વાતનો દોર તૂટવા દેવા માગતી નહોતી. તે બોલી :

'તમારી વાત સમજવા જેવી જ હોય, ડેડી, પણ મને તે પૂરી સમજાતી નથી.'

'નથી સમજાતી ?' જમતાં સહેજ અટકીને તેમણે કહ્યું, 'આમ તો તરત સમજાય એવી જ વાત છે. છતાં સમજાવું. મેં કહ્યું ને કે, દરેક માણસ જેને પોતાનાં ગણે તેના સુખની ચિંતા કરે જ ? તારા કહેવા પ્રમાણે હું તારી એવી ચિંતા કરું છું બરાબર ? હું બીજા બધા જે મારા પોતાના છે તેમની પણ એવી ચિંતા કરું એ સ્વભાવિક જ છે ને ? સૌ પોતપોતાની રીતે સુખી હોય, જીવનમાં બરાબર

ગોઠવાયેલાં હોય એ જોવાનું જ મને ગમે ને? અને એ મને તો જ જોવા મળે જો હું કુદરતની આડે ન આવું. કુદરત જે કરવા ધારે તે કરે જ છે. તેમાં આડે આવનાર નાહકના પછડાટ સિવાય કંઈ પામી શકે નહિ: એમ હું ચોક્કસપણે માનું છું. એટલે હું માનું છું કે, કુદરત જે કરી રહી હોય તેમાં દખલ કરવાની બાલિશતાથી માણસે દૂર રહેવું જોઈએ. તેમાં જ તેનું અને બીજાનું ભલું રહેલું હોય છે.'

ચારુએ સિદ્ધાર્થ સામે જોયું. પિતા પર નજરને સ્થિર કરીને તે જોઈ રહ્યો હતો. તેના મનમાં શું ચાલતું હતું તે ચારુથી કળી શકાય તેમ નહોતું. કદાચ, મનોમન તે પિતાને ખૂબ પ્રશંસી રહ્યો હોય, કદાચ પિતા જેટલી સિફત અને સમજદારી પોતાની પાસે નથી તેની મનોમન કબૂલાત કરી રહ્યો હોય, કદાચ પિતાની એ લાંબી લાંબી, ગોળગોળ વાત કરવાની રીત સાથે પોતાની ટૂંકી, તડ ને ફડ કરી નાખવાની રીતને સરખાવી રહ્યો હોય–ગમે તે હોઈ શકે.

તેણે નજર મૃગા તરફ ફેરવી. મૃગાની નજર નીચી હતી. હોઠનો એક ખૂણો દાંત નીચે દબાયેલો હતો. રૂપાળા ચહેરા પર મનની ખેંચતાણની છાપ હતી. સીધી મનમાં ઊતરી જવા માગતી સિદ્ધાર્થના પિતાની વાત સાથે જાણે તેનો ગર્વ ટક્કરમાં ઊતર્યો હતો.

'હવે સમજાય છે, મૃગા?' સિદ્ધાર્થના પિતાએ પૂછ્યું.

સહેજ હસીને મૃગાએ હકારમાં માથું હલાવ્યું, પણ તરત જ બોલી, 'પણ બરાબર નહિ!'

'સારું હમણાં બધા શાંતિથી જમી લો.' પિતાએ કહ્યું, 'જમ્યા પછી તું મારી પાસે બેસજે, મૃગા. આમે ય મારે તારી સાથે વાતો કરવી છે. તારી પાસે નિરાંતે બેસવાનો સમય જ નથી મળ્યો.'

પછી જમવાનું પૂરું થયું ત્યાં સુધી કોઈ ખાસ કંઈ બોલ્યું નહિ: રસોઈ ખૂબ સ્વાદિષ્ટ હતી અને ભૂખ પણ લાગી હતી. જમવાનું પૂરું થયું. સિદ્ધાર્થના પિતા પહેલાં ઊઠ્યા. મૃગાએ સિદ્ધાર્થ



સામે જોયું. સિદ્ધાર્થ કંઈ બોલ્યો નહિ. સ્થિર બેસી રહ્યો. મૃગાએ ચારુ સામે જોયું, ચારુએ મજાનું સ્મિત કર્યું. મૃગાને લાગ્યું, ચારુની બેય આંખોમાં શુક્રનો એક એક તારો ઝગારા મારતો હતો. એ આંખો સામે તે જોઈ ન શકી. નજર ફેરવીને તે ઊભી થઈ ગઈ.

મૃગા પણ ગઈ. સિદ્ધાર્થ અને ચારુએ એકબીજાની સામે જોયું ને હોઠ મરકાવ્યા.

'હવે?' ચારુ બોલી, 'પપ્પા તો મૃગા પાસે રોકાઈ રહેવાના! તેનું મન સાફ કરવા માટે તેમને કેટલો સમય જોઈશે, શી ખબર?'

'એ ખબર તને હોય તો પણ શો ફેર પડે છે?' સિદ્ધાર્થે હસતાં કહ્યું, 'એ કામ તેમણે એકલાએ જ કરવાનું છે. તારી તેમને જરૂર નહિ પડે.'

'પણ મારે તેમની જરૂર છે.'

'તારે? પપ્પાની જરૂર છે?'

'હાસ્તો, મારે પણ તેમની પાસે બેસવું છે. વાતો કરવી છે.'

'શાની વાતો?'

'ગમે તે,' ચારુએ કહ્યું, 'જો કે આમ તો મારે કંઈ વાતો કરવાની નથી. મારે તો તેમની વાતો સાંભળવી છે, ખૂબ ખૂબ સાંભળવી છે.'

'અને મારી વાતોનું શું?'

'તમારી પાસે વાતો ક્યાં હોય છે?' હોય છે? બોલો.'

'ચાલ, બતાવું.'

'ક્યાં જવું છે?'

'બહાર બગીચામાં, દૂર ક્યાંક બેસીશું.'

'વાતો કરશો?'

'હા, ચાલ ને !'

'શાની વાતો કરશો–કહું ?' ચારુએ કહ્યું અને સહેજ હોઠ મરડતાં ઉમેર્યું. 'તમારી પાસે તો બેસતાં ય બીક લાગે છે, સાચું !'

'તો ન આવતી, બસ ?' નસકોરાં સહેજ ફૂલાવતાં સિદ્ધાર્થ બોલ્યો, 'હું એવો બિહામણો હોઉં તો દૂર જ રહેજે મારાથી.' અને ચાલવા લાગ્યો.

'અરે ! અરે !' ઝડપથી આગળ ડગલું ભરીને તેનો હાથ પકડી લેતાં ચારુએ કહ્યું, 'એટલામાં જ ધીરજ ખૂટી ગઈ? રીસ ચડી ગઈ?...એકલી બુદ્ધિ પર આધાર રાખનારની આ જ મુશ્કેલી છે, ખરું ને?'

સિદ્ધાર્થ ઊભો રહી ગયો પણ કંઈ બોલ્યો નહિ.

'ચાલો. હું પણ આવું છું,' આગળ ડગલું માંડતાં ચારુએ કહ્યું, 'મેં કહ્યું'તું ને ? કે હૃદયને ઊઘડવા દીધા વિના બધું સમજી શકાતું નથી–પ્રેમ તો નહિ જ.'

સિદ્ધાર્થ એક પળ ચાલતો થોભી ગયો. ચારુ તરફ ફરીને સ્મિત કર્યું અને એક હાથ ઊંચો કરીને પોતાના કાનની બૂટ પકડી. ચારુ હસી પડી.

બારણાની બહાર નીકળતાં સિદ્ધાર્થે કહ્યું, 'તું મને તદ્દન નાસમજ કેમ માને છે ?'

'કારણ કે તમે એવા છો. જે જેવું હોય તેવું માનવું એ પણ ગુન્હો ?'

'જો હું કહું કે, હું બિલકુલ નાસમજ નથી–તો ?'

'તો મારાથી હસ્યા વિના ન રહેવાય, ને તમને ફરી વાર ખોટું લાગી જાય !'



'તો હું તેમ કહું છું. હસ જોઉં. મને ખોટું નહિ લાગે.'

ચારુ ન હસી શકી. તેણે જોયું કે, સિદ્ધાર્થના અવાજમાં કંઈક ઊંડાણભર્યો, ઉત્કંઠાભર્યો, અધીર રણકો હતો. એ રણકો હસી કાઢી શકાય તેવો નહોતો.

ચૂપચાપ ચારુ તેને પડખે ચાલતી રહી. બગીચા પર અંધારું ઊતરી આવ્યું હતું. દૂર દૂર, છૂટા છૂટા બળતા વીજળીના ગોળા તેમના ગજા જેટલો પ્રકાશ વેરતા હતા, પણ ફળ અને ફૂલના એ વિશાળ વિસ્તારમાં એ પ્રકાશ અપૂરતો લાગતો હતો–સાવ અપૂરતો. ભોમિયાની જેમ સિદ્ધાર્થના પગને જાણે બધી કેડીઓ પરિચિત હતી. સડસડાટ ચાલતા જતા તેની પાછળ ચારુ ચાલતી રહી. અને જ્યાં તે થોભ્યો ત્યાં થોભીને ચારુએ આસપાસ જોયું. ગુલાબ, ગુલાબ, ગુલાબ...બાપ રે ! રોજ આટલાં બધાં ગુલાબ ખીલતાં હશે અહીં ? હળવી, ઠંડકભરી, મઘમઘાટ મહેકતી હવા શ્વાસ વાટે અંદર પેસવા લાગી. તનમનમાં એક અજબ શાતા ફેલાવા લાગી. મન જાણે નશો ચડતો હોય તેમ ડોલવા લાગ્યું, હળવું–સાવ હળવું ફૂલ થઈને અદ્ધર તરવા લાગ્યું.

તેણે સિદ્ધાર્થ સામે જોયું. સિદ્ધાર્થ તેની સામે જ જોઈ રહ્યો હતો–આંખોમાં જાણે પારાવારની તરસ હતી. ચારુએ તે જોયું. તેના મનમાં કાંઈક અજાણી ચીજ ફરકવા લાગી. તેણે આંખો ફેરવી લીધી, સિદ્ધાર્થની આંખો સામે જોઈ શકાતું નહોતું; જોવું ગમતું હતું, જોઈ રહેવું હતું, પણ જોવાતું નહોતું. છાતીમાં કંઈક ફરકવા લાગતું હતું, ફરરર, ફરરર...

અજાણપણે તેનો હાથ પાસેના એક છોડ પર ગયો. એક તીણો કાંટો હથેળીમાં સહેજ દબાયો. ઝબકીને તેણે હાથ પાછો ખેંચી લીધો, છોડની ડાળી જોરથી હલી ઊઠી. ડાળ પર એક મોટું કાળું ગુલાબ ડોલી રહ્યું હતું.

ચારુ પળવાર દિગ્મૂઢ બની ગઈ—કાળું ગુલાબ ?! તેણે કદી સાંભળ્યું પણ નહોતું કે ગુલાબ કાળું પણ હોય.

સિદ્ધાર્થે પાસે જઈને એ ગુલાબ ચૂંટી લીધું અને ચારુના વાળમાં ધીરે ધીરે ખોસી દીધું. અને પછી તેની હડપચી પર આંગળી મૂકી તેનું મોં સહેજ ઊંચું કર્યું. ચારુ ખસી નહિ, હસી નહિ, ચૂપચાપ આંખો માંડીને તેની આંખોમાં જોઈ રહી. એ આંખોમાં તરસના લોઢ ઊછળી રહ્યા'તા.

સિદ્ધાર્થનું મોં ખૂબ નજીક આવ્યું. તે ગણગણ્યો, 'ફરજિયાત નથી, ચારુ. તું ના કહી શકે છે!'

ચારુ કંઈ બોલી નહિ. આંખો માંડીને જોતી રહી. સિદ્ધાર્થનું મોં ફરી નમ્યું. ચારુએ આંખો મીંચી દીધી. પેલો ફરફાટ તીવ્ર બની ગયો, વધારે તીવ્ર બની ગયો, હજી તીવ્ર...અને પછી શાંત થઈ ગયો. તેના બન્ને હાથ સિદ્ધાર્થને વીંટળાઈ ગયા.



# ❖ ઓગણીસ ❖

રાત્રે ચારુ બહુ મોડે સુધી ઊંઘી શકી નહિ, તેના કારણમાં તે કહી શકી હોત કે સિદ્ધાર્થે તેને ઊંઘવા દીધી જ નહિ! જો કે સિદ્ધાર્થ તેના અલાયદા રૂમમાં જ હતો અને ત્યાં તે પણ તેની જેમ જાગી રહ્યો હતો કે કેમ તેની તેને ખબર નહોતી, પણ સિદ્ધાર્થ વિશે અવનવા ને અલબેલા વિચારોનું એક ટોળું બંધ બારણેય તેના રૂમમાં પેસી ગયું હતું. એટલું જ નહિ, એ ય આંખોનાં પોપચાં વચ્ચે ડાયરો ભરીને બેઠું હતું, ને એવી એવી વરણાગી વાર્તાઓ માંડી હતી કે રાત કેટલી વહી ગઈ તેનું ભાન રહ્યું નહોતું.

ને એટલે જ સવાર કેટલી વીતી ગઈ તેની ખબર રહી નહોતી. બહાર કાર સ્ટાર્ટ થવાનો અવાજ સાંભળીને જાગી ગઈ અને બહાર આવી ત્યારે જોયું કે સવાર તો ક્યારની યે પૂરી થઈ ગઈ હતી, તડકો તીખો થવા માંડ્યો હતો, ને એ તડકામાં દૂર વાડીના ઝાંપામાંથી મૃગાની કાર

બહાર નીકળી રહી હતી.

'ઓહ ! તો તે ગઈ? પાછી જતી રહી ?!' છાતી પર અનાયાસ એક હાથ મૂકીને તે દિગ્મૂઢ થઈને જોઈ રહી : 'ગજબ ચમત્કાર કહેવાય ! કયો ઇલમ ચલાવ્યો હશે સિદ્ધાર્થના પિતાએ ?!'

તેનું મન સિદ્ધાર્થના પિતા માટે માન અને પ્રશંસાથી ઝૂકી ગયું, ને અમથા અમથા આનંદથી ઓછું ઓછું થવા લાગ્યું–સિદ્ધાર્થના પિતાએ જાદુઈ લાકડી ફેરવીને જાણે કોઈ અમૂલખ ચીજ તેની હથેળીમાં હાજર કરી હતી. હાસ્તો, રસ્તો તદ્દન નિર્વિઘ્ન બની જાય–પ્રેમનો રસ્તો–એ અમૂલખ ચીજ નહિ ?

એક મોટી લડાઈ જાતે લડ્યા વગર જાણે તે જીતી ગઈ હતી. મન તેના આનંદથી ઊછળી રહ્યું. જો કે મનને તેણે વાર્યું ખરું–મૃગાની હાલત ખરેખર દયાજનક કહેવાય. તેણે હારવું પડ્યું, મેદાન મૂકીને ભાગવું પડ્યું એ ખરું, પણ તેનો વિચાર તેની દૃષ્ટિએ કરીએ તો ?...બિચ્ચારી !...

છતાં મન એ માનવા સાવ તૈયાર નહોતું. ને એ સ્થિતિમાં જ પાછી પોતાના રૂમમાં જઈને તેણે ઝટઝટ બ્રશ કર્યું. જરા ઠીક-ઠાક થઈને બહાર આવી.

નોકરે ચા આપતાં કહ્યું કે સિદ્ધાર્થ ફરવા માટે બહાર ચાલ્યો ગયો હતો અને તેના પિતા ઉપરના રૂમમાં કંઈક કામમાં હતા.

કંઈ ઉતાવળ વિના, નહાઈ ધોઈ, તૈયાર થઈને તે બહાર આવી ત્યારે જાણ્યું કે સિદ્ધાર્થ 'મોર્નિંગ વોક' પતાવીને પાછો આવી ગયો હતો, ને ઉપર તેના પિતા પાસે હતો. થોડી વારે પિતા–પુત્ર બન્ને નીચે આવ્યા. ચારુને જોઈને પિતાએ કહ્યું, 'આરામ બરાબર થઈ ગયો ?'

પોતે ઊંઘણશીની જેમ ઊંઘતી રહી એ વિશે એ ટકોર નહિ જ હોય તેની ખાતરી છતાં ચારુ સહેજ લજવાઈ ગઈ.



'આઈ એમ સોરી !' સંકોચાતાં તેણે કહ્યું, 'શી ખબર કેમ, પણ આજે જ આટલી બધી ઊંઘ આવી...નહિતર દિવસ ઊગ્યા પહેલાં તો હું જાગી જ જાઉં છું.'

'ભલે ને ઊંઘ આવી. એમાં શું ખોટું છે ?' પિતાએ કહ્યું, 'વધારે આરામ મળે એ તો સારું જ ને ? હું તો સિદ્ધાર્થને પણ કહું છું કે તેણે પણ રોજ મોડા જ ઊઠવું. દિવસ ને રાત કામ ખેંચનારને આરામ પણ મળી રહેવો જોઈએ.'

ચારુ કંઈ બોલી નહિ. સિદ્ધાર્થ અને તેના પિતા વાતે વળગ્યા. એ વાતોમાંથી ચારુએ જાણ્યું કે, સિદ્ધાર્થ દૂર સુધી ઘણી વાડીઓમાં આંટો મારીને આવ્યો હતો. ઘણું ચાલ્યો હતો એટલે થાક લાગ્યો હતો. ભૂખ પણ લાગી હતી.

જમીને બધાં બહાર પરસાળમાં આવ્યાં. ત્યારે ચારુનું ચિત્ત એક સ્વસ્થ પ્રસન્નતાથી ભરાઈ ગયું હતું. આજે તે સ્વસ્થ ચિત્તે જમી હતી. મૃગાની ગેરહાજરીએ એવી સ્વસ્થતાને પૂરી મોકળાશ આપી હતી. નેતરના નરમ ગાદીવાળા સોફામાં બેસતાં તેણે સિદ્ધાર્થના પિતા સામે પ્રસન્નતાભર્યું સ્મિત કર્યું. સહેજ દૂર પડેલા એવા જ એક સોફામાં સિદ્ધાર્થે લંબાવ્યું અને આંખો મીંચી દીધી. તેના પિતા ક્ષણેક વાર તેની સામે જોઈ રહ્યા અને પછી જાણે વિચાર્યું : 'ભલે થોડી વાર સૂઈ જાય. થાકી ગયો હશે.'

સૂતેલા સિદ્ધાર્થ પરથી નજર ખસેડતાં તેના પિતાએ ચારુને કહ્યું, 'તેની આ ચિંતા પણ મને રહ્યા કરે છે. કામની સામે કરવો જોઈએ તેટલો આરામ તે કરતો જ નહિ હોય.' સહેજ થોભીને તેમણે ઉમેર્યું, 'એટલે જ હું ઇચ્છું છું કે, હવે તે પરણી લે તો સારું. પછી તેણે પત્નીની ખુશી ખાતર પણ પોતાની દરકાર રાખવી પડશે.' કહીને તે હસી પડ્યા.

ચારુ એક સ્મિત કરીને ચૂપ બેસી રહી, એટલે તેમણે આગળ

કહ્યું, 'અત્યાર સુધી મારે મન મૃગા એ સ્થાન પર નક્કી હતી, પણ હકીકત સાવ ઊલટી જ નીકળી. મારી બધી ધારણાઓ ખોટી પડી. સહેજ અટકીને તેમણે ફરી કહ્યું, 'પણ તેનો યે કંઈ વાંધો નથી. મને તો તે પણ મંજૂર છે. ગમે તે રીતે, પણ સિદ્ધાર્થ ઘર-વગો થઈ જાય એ એક જ મારી ચિંતા છે. મૃગાની વાત તો હું બરાબર જાણતો હતો. મને ખાતરી હતી કે, તેને સિદ્ધાર્થ સાથે લગ્ન કરવાનું જે મિનિટે કહેવામાં આવે તે મિનિટે જ તે તૈયાર થઈ જાય...પણ તેનો કંઈ વિચાર હવે કરવાનો નથી રહેતો–કોઈ અર્થ જ નથી તેનો.'

ચારુ ચૂપચાપ સાંભળી રહી. કોણ જાણે કેમ હૃદય જોરથી ધડકવા માંડયું હતું ધક્, ધક્, ધક્, ધક્...સિદ્ધાર્થના પિતા પણ ચૂપ રહ્યા. જાણે કંઈક વાંચવા, કંઈક ઉકેલવા મથતા હોય તેમ ચારુના ચહેરા સામે જોઈ રહ્યા. પછી એકાએક બોલ્યા :

'એક વાતનો સાચો જવાબ આપીશ, ચારુ ?'

ચારુના મનમાં જાણે કશુંક અદ્ધર ખેંચાયું. ખેંચાઈને તંગ થઈ ગયું. માથું હલાવીને તેણે હા પાડી.

'તું સિદ્ધાર્થને ચાહે છે ? એ વાતમાં તું ખરેખર ગંભીર છે ?'

ચારુની અંદર જાણે નાનકડો બોંબ ફૂટયો. નસોમાં લોહી જાણે ધસમસાટ દોડવા લાગ્યું. મોં લાલલાલ થઈ ગયું. એકદમ તેની નજર સિદ્ધાર્થ તરફ વળી. તે ઊંઘી ગયો હતો–હાશ !...સારું થયું ! મનને થોડીક શાંતિ થઈ.

પણ ત્યારે જ એ શાંતિ હલબલી ગઈ. તેણે જોયું કે, ઊંઘતા સિદ્ધાર્થની એક આંખ અધીઁ ઊઘડીને તરત જ પાછી બીડાઈ ગઈ હતી.

'લુચ્ચો !' ચારુને ખીજમાં હસવું આવ્યું, 'કાગડાના ચાળા પાડે છે !'



તરત જ તેણે હળવાશથી તેના પિતા તરફ જોયું અને કહ્યું, 'સાચું કહું તો તે અને હું હજી માત્ર મિત્રો જ છીએ,' અને અવાજને ઈરાદાપૂર્વક સહેજ મોટો કરતાં ઉમેર્યું, 'અને અત્યારની ઘડી સુધી અમારી વચ્ચે એક વાત ગંભીરતાપૂર્વક નક્કી છે કે, લગ્ન અમારે કરવાનાં નથી.'

સિદ્ધાર્થના પિતા એક આંચકો ખાઈ ગયા. અચકાઈ જતાં તે બોલ્યા, 'પણ–પણ એ કેવી રીતે બની શકે ?' તે જાણે ખૂબ ગૂંચવાઈ ગયા હતા. ખૂબ જ વિચિત્ર પરેશાનીમાં મૂકાઈ ગયા હતા. તેમણે કહ્યું, 'તને મેં તેની સાથે જોઈ ત્યારથી જ મને લાગ્યું હતું કે, તું તેને મન જુદી જ છે, સૌથી વધારે મહત્ત્વની છે'...અને પછી તદ્દન ધીમા અવાજે ગણગણ્યા, 'મારી આવડી મોટી ભૂલ થઈ શકે નહિ !'

મનમાં તો ચારુને ઉમળકા આવી રહ્યા'તા. મન તો ઇચ્છી રહ્યું હતું કે, સિદ્ધાર્થના પિતા આવું આવું બોલતા જ રહે–આવું સરસ, સરસ ! જેથી પેલા ઢોંગીએ સૂતાં સૂતાં ય તેના જ વિચાર કરવા પડે.

સિદ્ધાર્થના પિતા ફરી બોલ્યા, 'મારી ધારણા સાવ અનુમાનો પર બંધાયેલી હોતી નથી, ચારુ. તને અને સિદ્ધાર્થને મેં બરાબર જોયાં છે. તું થોડીક વાર પણ જરા આઘી પાછી થાય, દૂર જાય તો તે સોયની અણી ઉપર બેઠો હોય તેમ ઊંચોનીચો થવા લાગે છે એ મેં જોયું છે. તેની, અને તારી પણ, નજરને એક બીજાની પાછળ પાછળ જ ફર્યા કરતી મેં જોઈ છે...મૃગાના વર્ષો જૂના પરિચય છતાં તારા પ્રથમ પરિચયે જ તું મને ખૂબ ગમવા લાગી છે તેનું કારણ એ જ હોય કે, તને સિદ્ધાર્થ અને સિદ્ધાર્થને તું ખૂબ ગમે છે–શું કહે છે ?'

વાત હવે એ હદ સુધી આવી પહોંચી હતી કે, ચારુ તેને વધારે વાર ગોળ ગોળ રાખી શકે નહિ. હવે કોઈ પણ ક્ષણે તેણે

હા કહી દેવી પડશે. તેણે સિદ્ધાર્થ તરફ ત્રાંસી નજર ફેંકી. તેની આંખો બંધ જ હતી, પણ ચારુ શરત મારવા તૈયાર હતી કે તે બિલકુલ ઊંઘતો નહોતો !

તે સહેજ ઊંચા અવાજે બોલી, 'હજી સુધી તો લગ્ન વિશે મેં વિચાર કર્યો જ નથી,' અને ફરી એક ત્રાંસી નજર સિદ્ધાર્થ પર ફેંકી લેતાં ઉમેર્યું, 'સિદ્ધાર્થને મેં પહેલેથી જ કહ્યું હતું કે, તેની સાથે મને અહીં લાવવાથી કંઈક ગેરસમજ થશે.'

વૃદ્ધ આદમીનું મોં સહેજ લેવાઈ ગયું. એક ભારે શ્વાસ મૂકતાં તે બોલ્યા : 'ખેર ! આજે ખબર પડી કે મારાથી ગેરસમજ પણ થાય છે !...એ પણ સારું થયું, ચાલો.'...અને ધીમેથી માથું ધુણાવતાં બોલ્યા, 'સિદ્ધાર્થના સ્વભાવની એ ખામી છે. હું એ જાણું છું–વધારે પડતું ઉતાવળિયાપણું ! ને ઉતાવળિયા માણસો અવિચારી પણ બની જાય તેમાં નવાઈ નથી.'

ત્યારે જ તેમની નજર સિદ્ધાર્થ પર પડી. સિદ્ધાર્થની બંધ આંખોનાં પોપચાં જોરથી ફરકી રહ્યાં હતાં–તે તદ્દન જાગતો હોવાની ચાડી ખાઈ રહ્યાં હતાં.

એક ઝબકારે તેમની નજર ચારુ તરફ પાછી વળી. હોઠ દબાવીને હસવું ખાળી રાખતી ચારુએ નાક પર આંગળી મૂકી તેમને કંઈ ન બોલવા સૂચવ્યું. પિતાએ તેની મસ્તીખોર બની ગયેલી આંખો સામે જોયું, મોં પર ઉભરાતા હાસ્યને જોયું, ને તે આખી વાત પામી ગયા. મન પર ઘેરાયેલાં વાદળાં સરરર સટ કરતાં વિખરાઈ ગયાં. આંખો અને મોંના ઈશારા વડે તેમણે ચારુને પૂછ્યું–અત્યાર સુધી તે જે બોલી એ બધી બનાવટ જ હતી ? ઊંઘવાનો ઢોંગ કરતા સિદ્ધાર્થને સંભળાવીને ખીજવવા માટે એ બધું તે બોલી હતી–ખોટું ખોટું ?

ઈશારાથી જ ચારુએ હા કહી અને સિદ્ધાર્થના પિતાને ખૂબ



હસવું આવ્યું. પણ ચારુએ ફરી વાર આંગળી નાક પર મૂકી હસી ન પડવા વિનંતી કરી. માંડ માંડ હસવું ખાળતા તે ઊભા થઈને ચૂપચાપ અંદર ચાલ્યા ગયા.

તે ગયા એટલે જાણે તેમની સાથે જ વાત કરી રહી હોય તેમ ચારુ બોલી, 'મને માફ કરજો, પણ મને લાગે છે આપના પુત્રનું સ્વાર્થીપણું અને તુમાખી જોતાં તે સારો પતિ બની ન શકે. આપ કંઈ બોલશો નહિ. માત્ર મારી વાત જ સાંભળો. આપને આપના પુત્રની ખામીઓ પ્રેમને કારણે ન દેખાય તે સ્વાભાવિક છે. પણ હું તો ખરેખર માનું છું કે, તે મૂગા જેવી પત્નીને જ લાયક છે. તેને ઘરમાં એક વાઘણની જ જરૂર છે !'

ફટાક કરતો સિદ્ધાર્થ એક ઝબકારામાં બેઠો થઈ ગયો. ચહેરો જાણે વરાળ ફેંકતો હતો. પણ તેણે જોયું કે, ત્યાં ચારુ સિવાય બીજું કોઈ નહોતું. ચારુની મસ્તીખોર આંખો વંકાઈને તેને તાકી રહી હતી. હોઠના ખૂણે હસવું દબાઈ રહ્યું હતું. એક ક્ષણમાં તે બધું પામી ગયો અને હો...હો...કરીને જોરથી હસી પડયો.

'બાય ગોડ !' તે બોલી ઊઠયો, 'ભારે લુચ્ચી નીકળી તું–લોંકડી જેવી ! મને પણ ઘડીભર તો પૂરેપૂરો બનાવી ગઈ !'

'ઊંઘવાનો ઢોંગ કરીને બીજાની વાતો સાંભળનારને કંઈક તો સજા મળવી જ જોઈએ ને ?'

'હં...માફ કર્યું જા !' સિદ્ધાર્થે કહ્યું, 'મને ખાતરી છે કે, હું ઊંઘી નથી ગયો એની ખબર તને પડી ન હોત તો તું બોલી તેના કરતાં ઘણું જુદું જ બોલી હોત, સરસ સરસ–બરાબર ?'

'બરાબર છે !' ચારુ મસ્તીના મૂડમાં જ હતી, 'હું એમ બોલી હોત કે, હું તો આપના પુત્ર પાછળ એટલી પાગલ છું કે તેના બારણાનું પગલૂછણિયું બનું તો ય અહોભાગ્ય માનું !'

'પણ સુંવાળું, નરમ પગલૂછણિયું નહિ!' સિદ્ધાર્થે કહ્યું, 'લૂછવા જતાં પગે ઉઝરડા પાડી દે તેવું–ખરું ને?' અને પછી ઉમેર્યું, 'હું સારો પતિ ન બની શકું? તારો શો અભિપ્રાય છે?'

'અરે, શી વાત છે!' ચારુએ કહ્યું, 'તમે જો મારી સંસ્થાના રેકોર્ડ પર હોત ને, તો ક્યારના ય તમને ગોઠવી દીધા હોત ક્યાંક!'

'તારા રેકોર્ડ પર હું છું જ,' સિદ્ધાર્થે કહ્યું, 'અને થોડાક જ સમયમાં તારે મને ગોઠવવો પડશે. પણ મને ગોઠવવા માટે તારે તારા જીવનમાં જ જગ્યા કરવી પડશે–મારી સચોટ ભવિષ્યવાણી છે!'

ચારુ મરક મરક હસતી તેને તાકી રહી. સિદ્ધાર્થે કહ્યું, 'ચાલો, રાણીજી, બિસ્તરા તૈયાર કરો. થોડી વારમાં નીકળવાનું છે હવે.'

'હેં? હમણાં જ નીકળવાનું છે?' ચારુથી પુછાઈ ગયું.

'કેમ?' હસતાં હસતાં સિદ્ધાર્થે કહ્યું, 'નથી જવું?'

* * *

સિદ્ધાર્થના પિતાની વિદાય લઈને ચારુ કારમાં બેઠી ત્યારે તેનું મન નવા નવા અનેક ભાવોથી ભારે થઈ ગયું હતું. કાર સ્ટાર્ટ કરતા સિદ્ધાર્થને તેના પિતાએ કહ્યું, 'રૂપાની મને ખૂબ ચિંતા રહેશે. પણ હવે તમે બે જણ ત્યાં છો, તેનું પૂરેપૂરું ધ્યાન રાખવાનાં છો એટલે ધીરજ રાખી શકીશ. પણ જો જે, તેની બધી જવાબદારી હવે તમારી બની જાય છે. ક્યાંય સહેજ પણ ગફલતમાં ન રહી જાવ, હં!'

મુંબઈથી આવતી વખતે સિદ્ધાર્થ ઘણું બોલતો રહ્યો હતો, આખે રસ્તે. પણ મુંબઈ જતાં, ચારુએ જોયું કે, તે બહુ ઓછું બોલતો હતો. જાણે ઘણા વિચારો તેને ખેંચી જતા હતા, ચૂપ કરી દેતા હતા. ચારુ પણ મોટે ભાગે ચૂપ રહી. સિદ્ધાર્થ સાથે વીતેલી પળોને એક એક કરીને યાદ કરતી રહી, મનમાં મમળાવતી રહી; સિંદૂરી સમણા જેવી એ પળો મનને અઢળક મીઠપથી ભરી રહી.



રાતના આઠેક વાગ્યે સિદ્ધાર્થે કાર ચારુના ઘર પાસે લાવીને ઊભી રાખી કે તરત જ ચારુએ ઊતરવા માટે દરવાજો ખોલ્યો.

'કેમ? કેમ?' તેનો હાથ પકડી લેતાં સિદ્ધાર્થે પૂછ્યું, 'આટલી ઉતાવળ શાની છે?'

'ઉતાવળ નથી,' હસી પડતાં ચારુએ કહ્યું, 'પણ ઘેર તો જવાનું જ છે ને? ઘરની સામે જ આમ કારમાં બેસી રહેવું ઠીક લાગે છે?'

'ભલે,' હાથ છોડી દેતાં સિદ્ધાર્થે કહ્યું, 'હું પણ જલદી ઘેર પહોંચું. રૂપાને સંભાળી લઉં. પપ્પાની ચિંતા મટાડવી તો પડશે જ.'

'હા, એ કામ સૌથી અગત્યનું છે–પપ્પાની ચિંતા જવી જ જોઈએ.' ચારુએ કહ્યું, 'અને હવે તો તમને ખાતરી થઈ છે ને કે, વિભા નિર્દોષ છે? ખરેખર, તે એટલી ઉમદા અને પ્રામાણિક છે, કે અલકેશ રૂપાને મળે છે એટલી ખબર પણ તેને પડી હોત તો તેણે તરત જ ગમે તે ભોગે તે બંધ કરાવ્યું હોત. મને પણ અલકેશની એવી ખબર નહોતી.'

'તારી વાત હું સ્વીકારું છું,' સિદ્ધાર્થે કહ્યું, 'જો કે એક રીતે તો મારે એ અલકેશનો આભાર માનવો જોઈએ. તેણે જ મને તારો ભેટો કરાવી આપ્યો–નહિ?'

ચારુએ હસીને હા કહી. સિદ્ધાર્થ વધારે નજીક સરક્યો. તેણે કહ્યું, 'ચાલ, આપણે એવું માની લઈએ કે, આપણે અત્યારે પહેલી જ વાર મળ્યાં છીએ, અને—'

દરવાજો ખોલીને બહાર ઊતરી જતાં ચારુએ કહ્યું, 'અને હવે છૂટાં પડી રહ્યાં છીએ–બરાબર?'

સિદ્ધાર્થ બનાવટી ચીડાયો અને પછી હસી પડ્યો. તેણે કહ્યું, 'મંગળવારે સાંજે મળવાનું અનુકૂળ છે ને?'

'સોમવાર શા માટે નહિ?' ચારુના મનમાં વિચાર આવી ગયો, પણ તે બોલી, 'અનુકૂળ જ છે. મંગળવાર નક્કી, હં!' અને પછી જાણે વિચારોમાં બોલતી હોય તેમ ગણગણી, 'કાલનો દિવસ તો કામ ખૂબ રહેશે જ. વિભા પાસે પણ સાંજે જવું છે. તેની શી સ્થિતિ છે એ પણ ખબર નથી રહી.'

* * *

રાતભર સતત સળવળતા રહેલાં વરણાગી સમણાંઓના સિંદૂરિયા રંગ બીજે દિવસે પણ મનમાં લહેરાતા રહ્યા. શિવમ્ મહિલા મંદિરના બારણાનું તાળું ખોલતાં ગળામાં અનાયાસ કોઈક ગીત ગૂંજી રહ્યું. ઓફિસમાં જઈને ચારુ બેઠી, પણ મન ગેલતા પંખીની જેમ ઉડાઉડ કરી રહ્યું હતું. કાગળો હાથમાં લેવાતા, પણ તરત બીજી તરફ મૂકાઈ જતા હતા. વિભાની લગ્નબ્યૂરો અચાનક શરણાઈના અજબ સૂરોથી ઊભરાવા લાગી હતી...આ વાત–આ વાત સાંજે વિભાને કહી દઉં? કહી દઉં તેને કે, તારી લગ્ન-સંસ્થાએ એક અણમોલ કામ કરી નાખ્યું છે! એક જોડીને સ્વર્ગની વચ્ચે માંડવો રોપીને જોડી આપી છે–કહી દઉં?...

મનને જંપ વળે તેમ જ નહોતું. કામમાં ધ્યાન પરોવવા તેણે મથી જોયું, પણ ચકડોળ પર ચડી બેઠેલું ધ્યાન હવે ઝલાય તેમ નહોતું...આજે હજી સોમવાર છે, મંગળવાર તો કાલે થશે.

'કાલે જ મંગળવાર થશે!' એકદમ તેના મનમાં વિચાર ઝબક્યો: 'કાલે પહેરવા માટે સરસ સાડી ખરીદી લઉં તો?'

થઈ રહ્યું. હવે કામમાં ધ્યાન પરોવવાની મહેનતનો કંઈ અર્થ નહોતો–વ્યર્થ હતી બધી મથામણ. તે ઊઠી અને બારણે પાછું તાળું માર્યું. એક કાગળમાં લખ્યું; 'ઓફિસ બપોરે ત્રણ વાગ્યે ખૂલશે' અને તે કાગળ બારણાના આગળિયા પર વંચાય તેમ ભરાવીને ચાલવા માંડી.



સરસ પણ બહુ મોંઘી નહિ એવી સાડી ખરીદવા દૂર જવું પડે તેમ હતું. નજીકના ફેશનેબલ સ્ટોર્સ તેના ખિસ્સાને પોસાય તેવા નહોતા. ટેક્સી લઈને તે ઉપડી ગઈ.

સાડીનું બંડલ હાથમાં પકડીને તે પાછી આવી ત્યારે બે વાગી ગયા હતા. પેટમાં ક્યારનો ય ખાડો પડી ગયો હતો. રસ્તો ઓળંગીને તેણે પોતાના હંમેશના રેસ્ટોરાં તરફ પગ ઉપાડ્યા. અંદર જતાં જ તે ખુશ થઈ ઊઠી–બારી પાસેનું તેનું હંમેશનું ટેબલ ખાલી હતું–વાહ!

આમે ય આજ તે અમથી અમથી ખુશ જ હતી. સિંદૂરિયા રંગ હજી રેલાતા જ હતા. વેઈટરને ઓર્ડર આપીને તે બારીની બહાર જોતી ધીમે ધીમે કોઈક ગીત ગણગણી રહી.

અચાનક તેનું ગીત થંભી ગયું. આંખો પહોળી થઈને રસ્તા પર તાકી રહી. એક છેલબટાઉ યુવાન એક રૂપાળી છોકરીનો હાથ પકડીને રસ્તો ઓળંગી રહ્યો હતો. ચારુની નજર ચક્કર ખાઈ ગઈ–તે અલકેશ હતો–અલકેશ! અને સાથે હતી રૂપા!!

દિગ્મૂઢ થઈને તે તાકી રહી. બધું લોહી જાણે લમણામાં ભરાઈને ધમધમવા લાગ્યું.

# ❖ વીશ ❖

રૂપા અને અલકેશ મશગુલ હતાં એક-બીજામાં ! આસપાસની દુનિયાથી જાણે બેખબર હતાં-પૂરાં બેપરવા હતાં. નહીંતર કાફેની જે બારીમાંથી ચારુ સ્તબ્ધ આંખે તેમને તાકી રહી હતી તે બારીથી સહેજ જ દૂર તેઓ રસ્તો ઓળંગવા માટે થોભ્યાં'તાં, પણ બેઉબેઉ અથડાતાં, હસી હસીને વાતો કરતાં થંભ્યાં નહોતાં. એટલે જ, બાકી સહેજ જ પાછળ જોયું હોત તો...

રસ્તો ઓળંગીને બન્ને સામે ગયાં અને એક મોટા સ્ટોરની બહાર ફૂટપાથ પર ઊભાં રહ્યાં, વાતો કરતાં રહ્યાં. ત્રણેક મિનિટ ચારુ તેમને તાકી રહી. પ્રત્યેક સેકંડે તેના દિલના ધબકારા વેગ પકડતા ગયા, આંખના ડોળા આગળ ધસતા ગયા, લોહીમાં રોષભર્યો ઉશ્કેરાટ ધમધમવા લાગ્યો, 'રાસ્કલ ! મને વચન આપે છે કે રૂપાથી તે દૂર જ રહેશે, અને-' તેની મુઠ્ઠી ઊઘાડ-બંધ થવા લાગી.



અલકેશ લળી લળીને કંઈક કહી રહ્યો હતો, તે સાંભળીને રૂપાના મુખ પર રાજીપાનું રાતું રાતું હાસ્ય ઉભરાઈ જતું હતું...છેક રૂપાના મુખ સુધી ઝૂકીને અલકેશ કંઈક એવું બોલ્યો કે રૂપા હસતી હસતી વાંકી વળી ગઈ. વિદાયમાં હાથ ઊંચો કરીને સિફતભરી છટાથી અલકેશ ચાલ્યો ગયો. અને લોકોની ભીડમાં ભળી જઈને તે દેખાતો બંધ થયો ત્યાં સુધી રૂપા હાથ ફરકાવતી રહી.

લાલચોળ મુખે ચારુ ઝડપથી ઊભી થઈ ગઈ. પર્સમાંથી બિલના પૈસા કાઢીને ટેબલ પર મૂક્યા અને કોઈ જ સ્પષ્ટ વિચાર વિના આવેગભરી કાફેના બારણા તરફ ઊપડી.

ફૂટપાથ પર પગ મૂકતાં મગજમાં વિચાર ધબક્યો : 'રૂપાને અત્યારે જ મળવું જોઈએ, અત્યારે જ વાત કરી લેવી જોઈએ તેની સાથે.'

'પણ તેને કહીશ શું ? શું વાત કરીશ તેની સાથે ?'

'ગમે તે !' તેને ખરેખર ખબર નહોતી કે પોતે રૂપાને શું કહેવા માગે છે-કોઈ વિચાર નહોતો મનમાં, બસ એક ધૂન ચડી ગઈ હતી, એક આવેગ ધમધમી ઊઠ્યો'તો : 'અત્યારે ને અત્યારે જ રૂપાને પકડી લેવી જોઈએ, કહી દેવું જોઈએ તેને...અલકેશ તેની બદમાશીમાં તેને લપેટી રહ્યો હોય ને પોતે માત્ર જોયા કરે, માત્ર બેસી રહે તે ન બની શકે-કદી નહિ !'

ઝટઝટ તેણે રસ્તો ઓળંગવા માંડ્યો. ને સામેની ફૂટપાથ પર પગ મૂક્યો, ત્યાં રૂપાને પેલા સ્ટોરની અંદર જતી જોઈ. તે પણ ઝડપથી ડગલાં ભરતી પગથિયાં ચડી ગઈ અને રૂપાની પાછળ અંદર ગઈ. અંદર ગ્રાહકોની ભીડમાં રૂપાને શોધી કાઢતાં તેને થોડીક સેકંડ લાગી. રૂપાને તેણે ઘડિયાળના એક કાઉન્ટર પાસે ઊભેલી જોઈ. પુરુષ માટેનું એક ઘડિયાળ હાથમાં લઈને તે ધ્યાનથી જોઈ રહી હતી.

ચારુ તેની નજીક સરકી, અને જાણે અચાનક તેને જોઈ હોય તેમ બોલી ઊઠી, 'અરે, રૂપા !'

રૂપા તેની તરફ ફરી, એક સેકંડ તેની સામે જોઈ રહી અને પછી એકદમ હસી પડી : 'અરે, તમે ?...બોલો. દહાણુનું અમારુ ઘર કેવું લાગ્યું ?'

'ઓહ,' એક ક્ષણ ચારુ અચકાઈ. રૂપા એ વાત જાણતી હશે એમ તેણે માન્યું નહોતું. પણ જાણતી હોય તેમાં વાંધો પણ કંઈ નહોતો. પોતાના અચકાટની રૂપાને ખબર પડી જાય ત્યાર પહેલાં તે બોલી, 'ખૂબ સરસ...ખૂબ જ ગમી જાય તેવું !'

રૂપા તેની સામે ફરી વાર હસી અને ઘડિયાળ પાછું કાઉન્ટર પર મૂકી દીધું.

'તને પપ્પા ખૂબ યાદ કરતા હતા,' બીજું કંઈ ન સૂઝતાં ચારુએ કહ્યું, 'કહેતા હતા કે તું પણ આવી હોત તો તેમને—'

'આવવાનો વિચાર તો મને આવ્યો હતો,' રૂપાએ કાઉન્ટરથી સહેજ દૂર ખસતાં કહ્યું, 'પણ પછી થયું કે, અહીં જ રહું.'

'અહીં જ,' અમથો અમથો ચારુના મનમાં એ શબ્દ પડઘાયો અને મનમાં નવા શબ્દો ઊગી નીકળ્યા–'અહીં બે દિવસ સુધી રૂપા... અલકેશ...બેફિકર, બિન્ધાસ્ત...' અને તેનો શ્વાસ અદ્ધર ચડ્યો, 'બે દિવસમાં આ મૂર્ખને એ બદમાસે કેટલી ખંખેરી હશે !'

તેના મગજમાં જાણે કોઈ જોશ ચડી બેઠું. મગજને જાણે જોરથી બેડી મારી રહ્યું. રૂપાની આંખમાં તાકતાં તે બોલી, 'હમણાં તારી સાથે કલ્પેશ હતો, નહિ ?...કલ્પેશ ભાટિયા.'

રૂપાના મોંનો રંગ બદલાઈ ગયો. 'તમે–' એક સેકંડ અચકાઈને તે બોલી, 'તમે ઓળખો છો તેને ?'

'એ મારી એક ખૂબ ખૂબ નજીકની બહેનપણીનો ભાઈ છે–વિભાનો ભાઈ,' ચારુએ કહ્યું. 'જો કે વિભા અત્યારે બિમાર છે,



હોસ્પિટલમાં છે. ને અત્યારે તેની લગ્નબ્યૂરો તેના વતી હું ચલાવું છું...હકીકતમાં તેનું નામ કલ્પેશ ભાટિયા નહિ, અલકેશ ભટ્ટ છે !'

ક્ષણવાર, સ્તબ્ધ થઈ ગઈ હોય તેમ રૂપા તેની સામે જોઈ રહી. તેના મોં પરથી થોડોક વધારે રંગ ઊડી ગયો. પછી તેણે આંખો પલકારી. ચહેરાનો મૂળ રંગ પાછો આવવા લાગ્યો. તે બોલી, 'તો તમે ત્યાં કામ કરો છો–લગ્નબ્યૂરોમાં ?'

'માત્ર કામચલાઉ ધોરણે–વિભા સાજી થઈ જાય ત્યાં સુધી જ,' ચારુએ કહ્યું અને ત્રાંસી નજરે જોયું કે કાઉન્ટર પર ઊભેલો માણસ તેમની વાતોમાં રસ લેવા લાગ્યો હતો. તેણે ધીરેથી રૂપાને કહ્યું, 'મારે તારી સાથે થોડી વાત કરવી છે. બહાર કોઈક કાફેમાં બેસીશું ?'

રૂપાના ચહેરા પર ખાસ કંઈ ઉત્સાહ દેખાયો નહિ, નીચું જોઈને તેણે આવવા માટે ડગલું ભર્યું. તેના હોઠ કંઈક ધીમું, અસ્પષ્ટ બબડ્યા. બહાર આવીને ચારુની સાથે સાથે તેણે રસ્તો ઓળંગ્યો. સામેના કાફેમાં જઈને ચારુએ જોયું, ખૂણામાં એક ટેબલ સાવ ખાલી હતું.

વેઈટરને કોફીનો ઓર્ડર આપીને ચારુ સહેજ ગૂંચવાતી, મનને ફંફોસતી રહી–રૂપાને કહેવું હતું, પણ કેમ કહેવું, કેવી રીતે શરૂઆત કરવી ? વાત શરૂ કરવાની કોઈ ખૂબીદાર રીત મનમાં ગોઠવાતી નહોતી. કોફી આવી ગઈ. કપનો કાન પકડીને રકાબીમાં સહેજ ઘૂમાવતાં–લાંબું કંઈ વિચાર્યા વિના–તેણે કહ્યું :

'કેટલાક દિવસ પહેલાં તારા ભાઈ–સિદ્ધાર્થ સખત ધૂંવાપૂંવા થતા લગ્નબ્યૂરોમાં આવ્યા હતા.'

રૂપાની ભમરો પ્રશ્નાર્થમાં સામસામી ખેંચાઈ.

'કારણ કે તે માનતા હતા કે તું સગીર હોવા છતાં તને સભ્ય બનાવીને અમે તને એક એવા માણસ સાથે સાંકળી દીધી હતી જે પૂરો ગઠિયો છે.'

'તેની નજરમાં તો કોઈ માણસ કદી સારો હોતો જ નથી.' રૂપાએ નાકનું ટેરવું ઊંચું કર્યું.

'તેમ છતાં, અલકેશની બાબતમાં તેનો ખ્યાલ ખોટો નથી.' ચારુએ કહ્યું.

'એવું કયું ખરાબ કામ તેણે કર્યું છે, કહેશો ?' સહેજ છંછેડાઈ જતાં રૂપાએ પૂછ્યું,

'એ હું કહેંશ તો તારા માન્યામાં નહિ આવે, રૂપા,' ચારુએ કહ્યું. સહેજ અટકીને પછી તેના જવાબની રાહ જોયા વિના આગળ બોલી, 'એનાં અપલક્ષણો આંગળીના વેઢે ગણાય તે કરતાં ઘણાં વધારે છે-કેટલાંક ગણાવું ? તેના અનેક ખોટા ધંધાને લીધે જ અહીંની ધરતી તેને માટે એટલી ધગી ઊઠી હતી કે તે પગ માંડી શકે નહિ. રાતોરાત તે મદ્રાસ ભાગી ગયો હતો. જો કે ત્યાંથી પણ પાછો આવ્યો છે, ત્યાંની ધરતી પણ તેને ભાગવું પડે એટલી તપી હશે એટલે જ–તેમાં કોઈ શંકા નથી.' સહેજ થોભીને તેણે કહ્યું, 'તેના દુર્ગુણો અનેક છે. રૂપા, તું તેને ઓળખતી જ નથી. હા, હોશિયાર ઘણો છે એટલે સીધેસીધો કોઈ ગુન્હામાં સંડોવાતો નથી. પણ તે ય ક્યાં સુધી ? તેનો રસ્તો જ એવો છે કે ક્યારેક તો તે મોટી છલાંગ મારવા જશે, ને બૂરી રીતે સપડાઈ જશે !'

રૂપા થોડી વાર તેની સામે જોઈ રહી. તેનાં નસકોરાં ફૂલવા માંડયાં હતાં. હોઠ સહેજ દબાવીને તેણે પૂછ્યું, 'પણ તેણે એવું શું કરી નાખ્યું છે–એટલું બધું ભયંકર ?'

'એ સાંભળવું છે ?' ચારુએ કહ્યું, 'તેણે ચોરાયેલી મોટરકારો વેચી આપી છે. બનાવટી ચેકો વટાવી આપ્યા છે, ધનપતિઓની પત્નીઓને ફંદામાં નાખીને છે–હવે સ્ત્રીઓ ઉપરાંત છોકરીઓને—'

'આવા આક્ષેપો કોઈના પર કરવાનો હક તમને કોણે આપ્યો ?' રૂપા બોલી ઊઠી. તેના અવાજમાં રોષ અકળાતો હતો. પળવાર ચારુ સ્તબ્ધ થઈ ગઈ.



'હક ?' તે બોલી, 'ખરાબને ખરાબ કહેવાનો હક કોને નથી હોતો ? હું તેને બરાબર ઓળખું છું–હક મેળવવાની કોઈ જરૂર નથી. એ તને ખોટા નામથી મળ્યો. લગ્નબ્યૂરોએ તેને તારી પાસે મોકલ્યો છે એવા ખોટા બહાને મળ્યો–શા માટે ? એ સીધોસાદો સજ્જન હતો એટલે ?...તેણે તારી પાસેથી ગમે તે બહાને મોંઘી મોંઘી ભેટો પડાવ્યા કરી, શા માટે ? અરે, ભેટો પડાવી એટલું જ નહિ, તરત જ તે વેચી મારી–શા માટે ?...તેં આપેલી હીરાની વીંટી—'

રૂપાએ ભવાં અદ્ધર ચડાવ્યાં અને બોલી, 'એ મને ખબર છે. મને ખબર છે કે એ વીંટી તેણે વેચી નાખી. કારણ કે તેનો હાથ ખૂબ ભીડમાં હતો અને પૈસા તે મારી પાસે માગી શકતો નહોતો. પણ એ એવી કઈ ભયંકર વાત છે ? વીંટી મેં તેને જ આપી હતી. તેનું જે કંઈ કરવું હોય તે કરવાનો તેને હક તો હતો જ !'

એક ક્ષણ ચારુ તેની સામે જોઈ રહી. તેને લાગ્યું, તે બહુ ઊંડા પાણીમાં ઊતરી ગઈ હતી. એટલી ઊંડી કે, સાચું જોઈ પણ શકતી નહોતી. અલકેશ ખરેખર પાકો ઉસ્તાદ હતો. રૂપાને પાઠ ગોખાવવામાં કોઈ કચાશ રહેવા દીધી નહોતી. તેણે કહ્યું :

'ખરેખર તું એ સાચું માને છે, રૂપા ?' તેનો અવાજ સહેજ મોટો થયો, 'પાંચ–છ હજાર રૂપિયાની હીરાની વીંટી એ એવી ચીજ છે જે માણસને આમ મળી જાય અને આમ વેચાઈ જાય ? બીજે જ દિવસે ?' સહેજ થોભીને તેણે આગળ કહ્યું, 'જરા વિચારી તો જો. વિચારીશ તો તને સમજાશે કે, એવું તો જ બની શકે જો માણસે પહેલેથી જ એવો પેંતરો રચેલો હોય.'

'પણ તેનો એવો કોઈ પેંતરો નહોતો,' રૂપા એટલી જ જડ રહી, 'તેના જન્મદિવસ નિમિત્તે મેં તેને વીંટી આપી હતી, ઘેટ્ટસ બોલ ! તેણે તે વેચી નાખી કારણ કે, તેને માથે દેવું હતું. એ દેવું ચૂકવીને તે પોતાની પાટી કોરી કરી નાખે તેમાં ખોટું શું છે ?'

'અલકેશ ? તેની પાટી કોરી હોય ?!' ચારુએ કહ્યું, 'તને ખબર છે વિભાએ તેની પાટી કેટલા ડઝન વાર કોરી કરી આપી'તી? છતાં એવી ને એવી જ ગંદી રહી છે આજ સુધી. ખોટાં કામ સિવાય કંઈ જ તેણે કર્યું નથી. એ કદી સારો હતો નહિ રૂપા, અને સારો બનવાનો પણ નથી–સામે તું હોય કે ગમે તે સ્ત્રી હોય! તેનાથી છૂટી જા.'

ચારુના મન પર કોણ જાણે શાનું ઝનૂન ચડી આવ્યું હતું–રૂપાને છોડાવવાનું. ને રૂપાને જાણે એથીયે અદકું ઝનૂન ચડેલું હતું–અલકેશના પક્ષે ઝઝૂમવાનું. તે બોલી :

'મારી જિંદગીને અત્યાર સુધી મેં મારી ઇચ્છાને અધીન રાખી છે, ને હંમેશ માટે એમ જ રહેશે. તેમાં દખલ કરવાનો પ્રયત્ન કોઈએ કરવા જેવો નથી.' સહેજ શ્વાસ ખાઈને તે આગળ બોલી, 'મારા ભાઈ સાથે તમારે સંબંધ હોય તેનો અર્થ એ નથી થતો કે—'

'તારા ભાઈ સાથેના સંબંધને મારી વાત સાથે કોઈ સંબંધ નથી, રૂપા. હું જે કહી રહી છું તે એટલા માટે કહી રહું છું કે તું મોટા પછડાટમાંથી બચી જાય.'

'એ મારે જોવાનું છે,' એકાએક ફૂંગરાઈને રૂપા બોલી ઊઠી; 'બીજા કોઈએ તેમાં તસ્દી લેવાની જરૂર નથી!' બોલીને ક્ષણેક વાર તે અટકી ગઈ. ચહેરા પર થોડો ક્ષોભ તરી આવ્યો. સહેજ ધીમા, નરમ અવાજે તેણે કહ્યું, 'આઈ એમ સોરી! મારે આવું બોલવું જોઈતું નહોતું, પણ...ખેર!'

'હું એ સમજી શકું છું,' ચારુએ કહ્યું, 'કોઈની સલાહ ગળે ઉતારવા તું ટેવાયેલી નથી. પણ મારે એક પ્રયત્ન કરવાનો હતો–ખાસ કરીને અલકેશને પાછો તારી સાથે જોયો એટલે.'

'કેમ?' રૂપાએ કહ્યું, 'તે મારી સાથે હોય તેમાં શો વાંધો?



...હું એમ નથી કહેતી કે, તેણે કદી કંઈ ખોટું કર્યું જ નથી. મારી પાસે, શરૂઆતમાં, તે જૂઠું બોલ્યો. બીજાની પાસે પણ બોલ્યો હશે. પણ એ કોઈ મહા અપરાધ ન ગણાય. અને હવે તો એ વાત પણ ભૂતકાળ બની ગઈ—'

'પણ ભવિષ્યનું શું? તારા ભવિષ્યનું?' ચારુએ કહ્યું, 'જો તારા ભવિષ્યનો પણ તેને હિસ્સેદાર બનાવવાના ખ્યાલો તું સેવતી હોય, તો મારે કહેવું જોઈએ કે, એ ભવિષ્ય સુખભર્યું નહિ હોય!'

'મેં–મેં એટલું બધું–એવું કંઈ હજી મારી બાબતમાં વિચાર્યું નથી,' એક–બે વાર અટકીને રૂપા બોલી. ચારુએ જોયું કે, તેણે કંઈક એવું કહેવા ઇચ્છયું હતું જે સાચું નહોતું, પણ એવું તે કહી શકી નહોતી, છેક છેલ્લી સેકંડે તેનાથી સાચું કહેવાઈ ગયું હતું. ચારુને લાગ્યું, અલકેશની પકડમાંથી તેને છોડાવવાની આશા સાવ છોડી દેવા જેવું નહોતું.

'ખેર, તું તારી રીતે વિચારે એમાં કોઈએ કંઈ કહેવાનું ન હોય,' ચારુએ કહ્યું, 'પણ હું ઇચ્છું છું કે, તું એવું જ વિચારે જેમાં કોઈએ કંઈ કહેવાપણું જ ન હોય.' થોડી વાર ચૂપ રહીને તેણે રૂપાના ચહેરા પર જોયા કર્યું. પછી બોલી, 'અલકેશ તારે લાયક માણસ નથી–એ લાયક માણસ જ નથી, ખરેખર! મારી વાત સાચી ન લાગે તો તારી જાતે તપાસ કરી જો. તેને નથી કોઈ નોકરી, કે નથી કોઈ ધંધો. અને જન્મદિવસના ઓઠા નીચે જે દિવસે તારી પાસેથી હીરાની વીંટી પડાવી લીધી તે દિવસ તેનો જન્મદિવસ હતો જ નહિ–ખબર છે તને?'

'હા,' રૂપાએ પોતાની પર્સ ખોલી તેમાંથી રૂમાલ બહાર કાઢતાં કહ્યું, 'મને એ ખબર છે. તેણે પોતે જ એ વાત મારી પાસે કબૂલ કરી હતી.' રૂમાલ વડે મોં લૂછવા તે બોલતી અટકી. ચારુને વળી વિચાર આવી ગયો–અલકેશ ઘણો રીઢો ફાંદાબાજ હતો. તેની જાળમાં

તે ભાગ્યે જ કોઈ છટકબારી રહેવા દેતો...આટલી હોશિયારી તે કોઈક સારા ધંધામાં વાપરતો હોત...

રૂપા આગળ બોલી, 'હું સમજી શકું છું કે તમે આ બધી વાત મારા ભલા માટે કરી રહ્યાં છો. કમ સે કમ, તેમાં મારું ભલું છે એવું તમે માનો છો. પણ હું યે કંઈ બાળક નથી.'

'એટલે જ મારે આવી રીતે વાત કરવી પડે છે ને,' ચારુએ કહ્યું, 'તું બાળક જ હોત તો કંઈ મુશ્કેલી નહોતી. તારી ઉંમરના પ્રમાણમાં તું ખૂબ નાની રહી છે, રૂપા–એવા બાળક જેવી જે પ્રમાણિકપણે એવું માનતું હોય કે પોતે બાળક નથી!' સહેજ થોભીને તેણે કહ્યું, 'એમ ન હોત તો અલકેશને તેં આટલો નજીક આવવા જ ન દીધો હોત–તેની પાછળ આટલા અવિચારી ખર્ચા ન કર્યા હોત.'

રૂપાના ચહેરા પર હવે અકળામણની રેખાઓ ઉપસવા માંડી. ઉકળાટ તરવરવા માંડ્યો. ચહેરો તંગ દેખાવા લાગ્યો. પળ એ પળ તે ચારુ સામે તાકી રહી, અને પછી બોલી, 'હવે કંઈ બાકી રહે છે? કે પૂરું થયું?' અને તરત જ નીચું જોઈ ગઈ.

ચારુ તેની સ્થિતિ સમજી શકતી હતી. તેના હૃદયમાં લાગણીનો સળવળાટ શરૂ થઈ ગયો. તેણે કહ્યું, 'આ બધું મેં કહ્યું તે તારું હિત જોઈને કહ્યું છે એવું તને નથી લાગતું?'

'ખેર. એ વાત હું સ્વીકારું છું કે એ બધું તમે તમારા હિત માટે નથી કહ્યું–બસ? પણ હવે ફરી મને કંઈ કહેશો નહિ એવી આશા રાખું છું!'

'એટલે કે અલકેશ સાથેનો સંબંધ જ્યાં સુધી તને છોડવા જેવો ન લાગે ત્યાં સુધી તું તારી રીતે જ વિચારશે–એમ જ ને? ભલે. એમ કર. પણ તેની પાછળ આટલા પૈસા શા માટે વેડફે છે?'

'કારણ કે, અત્યારે તેને કોઈ નોકરી નથી, ધંધો નથી, ને એટલે પૈસા નથી!' ચારુએ જોયું કે રૂપા હવે ખૂબ અકળાઈ ગઈ



હતી–તેના સ્વભાવ વિરુદ્ધ, આટલું બધું તેણે માત્ર તેની પાસેથી જ સાંભળી લીધું હતું, કદાચ! રૂપા આગળ બોલી, 'અને મારી પાસે ઘણા પૈસા છે માટે ખર્ચું છું. તેની પાસે પણ પૈસા હશે ત્યારે મારે ખર્ચવા નહિ પડે...હવે આપણી વાત પૂરી થાય છે ને?'

'તેની પાસે પૈસા નથી એ વાત ખોટી છે,' ચારુએ કહ્યું, અને પર્સ ખોલી બિલના પૈસા કાઢ્યા, 'તું તેને મળવાનું બંધ ન કરી શકે તો ખેર, તેની સોબત આમ મોંઘા ભાવે વેચાતી લેવાનું તો બંધ કર.'

'એવું તમે શી રીતે કહી શકો છો?' રોષભરી ઊભી થઈ જતી રૂપા તાડૂકી ઊઠી.

ચારુ પરિસ્થિતિ પામી ગઈ. પણ તેને લાગ્યું, જે થયું એ સારું જ થયું હતું. રૂપાના ગુસ્સાની બહુ ચિંતા કરવા જેવું નહોતું. પણ તેં ગુસ્સે થઈ એ સારું હતું. મનમાં ગુસ્સો હોય ત્યારે તેમાં ગમે તે વાત વાવી દેવાનું સરળ બની જાય છે. તે પણ ઊભી થઈ ગઈ અને બોલી:

'એમ જ હોય તો મને ખોટી સાબિત કરી આપ. મને તેથી આનંદ થશે. થોડો સમય તારા હાથ તારા ખિસ્સામાં નાખવાનું બંધ કરી દે. હું શરત લગાવવા તૈયાર છું કે, થોડાક જ દિવસમાં એ અદૃશ્ય થઈ જશે–તને એ શોધ્યો ય નહિ જડે કારણ કે, બીજી જ કોઈના ખિસ્સાની તલાશમાં એ પડી ગયો હશે!'

અને રૂપાને જવાબની તક આપ્યા વિના કાફેના બારણા તરફ ચાલવા માંડી. બહાર આવીને, સહેજ પાછળ ફરીને રૂપા સામે વિદાયમાં હાથ ઊંચો કર્યો અને સડસડાટ ઓફિસ તરફ ઊપડી. તેનાં પગલાં હજી ઉત્તેજાયેલાં હતાં.

ઓફિસના તાળામાં ચાવી ફેરવતાં તેને ટેલીફોનની ઘંટડી રણકતી સંભળાઈ. ઝડપથી બારણું ખોલીને તે અંદર ગઈ અને રીસીવર ઊપાડ્યું: 'હલ્લો!'

અને તેની બધી ઉત્તેજના ક્ષણમાં શમી ગઈ—સામેથી સિદ્ધાર્થનો અવાજ આવતો હતો.

'અરે, તું ક્યાં જતી રહી'તી, ચારુ ?...હું તો ચિંતામાં પડી ગયો હતો—આવડી મોટી દુનિયામાં તને હું શોધીશ ક્યાં ?'

ચારુના હોઠ આછું આછું મરકી ઊઠ્યા. તેણે કહ્યું, 'મને ક્યાંય શોધવી નહિ પડે તમારે; જ્યાં શોધશો ત્યાં હાજર હોઈશ !...અત્યારે તો જમવા માટે બહાર ગઈ હતી.'

'તું ઘણું જમી શકે છે !' સિદ્ધાર્થના ધીમા હાસ્યનો અવાજ તેના કાનને જાણે અડી રહ્યો. તેણે એકદમ ઘડિયાળમાં જોયું—સાડા ત્રણ વાગી ગયા હતા ! મનમાં રૂપા સાથેની મુલાકાત તરી આવી. પણ, કોણ જાણે કેમ, સિદ્ધાર્થને તે વાત ફોન પર કરવા જેવી ન લાગી. તેણે પૂછ્યું :

'કામનો સમય થઈ ગયો છે ?'

'કામે લાગવાની જ તૈયારી કરી રહ્યો છું. પણ થયું કે, તે પહેલાં તારો અવાજ સાંભળી લઉં. ત્રણ વાર ફોન જોડ્યો ત્યારે સાંભળવા મળ્યો !'

ચારુ ચૂપચાપ મુસ્કુરાઈ રહી.

'આજે રાત્રે તો તને સમય ન મળે ને ?' સિદ્ધાર્થે પૂછ્યું.

'મળે !' ચારુ બોલી ગઈ. પણ તરત જ તેને યાદ આવ્યું, આજે સાંજે તો તેણે વિભા પાસે જવું પડશે. સહેજ અચકાઈને તેણે પૂછ્યું, 'રાત્રે એટલે કેટલા વાગ્યે ?'

'સમયની મુશ્કેલી છે, ખરું ને ?' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો, 'તો કેમ કહેતી નથી ?'

'ના, ના, એવું કંઈ નથી,' ચારુએ કહ્યું, 'ફક્ત સાંજે વિભાને મળવા હૉસ્પિટલ જવાનું છે. પણ પછી ફ્રી છું.'



'વેરી ગુડ !' સિદ્ધાર્થે કહ્યું, 'તૈયાર રહેજે. હું તને હૉસ્પિટલ લઈ જઈશ.'

'ના, ભાઈસા'બ, તમે નહિ !' ચારુએ કહ્યું.

'કેમ ? કંઈ વાંધો છે ?'

'વાંધો બીજો કંઈ નહિ. પણ હું વિભા પાસે બેઠી હોઉં એટલી વાર તમારે બહાર કારમાં જ બેસી રહેવું પડે—ડ્રાઈવરની જેમ. ના, ભાઈસા'બ, એવું નથી કરવું.'

સિદ્ધાર્થ હસી પડ્યો. તેણે કહ્યું, 'તો શું કરવું છે ?'

'હું વિભા પાસેથી નીકળીને તમારા ઘેર આવીશ, લગલગ સાડા આઠ વાગ્યે—બરાબર છે ?'

'અં...ભલે. એમ કરજે,' સિદ્ધાર્થે કહ્યું.

'એ બરાબર ન લાગતું હોય તો બીજે ક્યાંક મળીએ,' ચારુએ કહ્યું, 'કોઈ રેસ્ટોરાંમાં મળીશું ? તમે મને જમાડશો તો ખરા જ ને ?'

'ખરી છે !' સિદ્ધાર્થનો હસતો અવાજ સંભળાયો, 'જમવા સિવાયનો કોઈ વિચારે ય નથી કરતી !'

ચારુથી પણ હસી પડાયું. ક્ષણેક વાર રીસીવર કાન પાસે પકડી રાખીને તેણે કહ્યું, 'તો સાડા આઠ વાગ્યે હું ઘેર આવી જઈશ—બરાબર છે ને ?'

'બરાબર,' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો.

ધીરેથી ચારુએ રીસીવર ક્રેડલ પર મૂક્યું, અને ઑફિસની બહાર કોઈના બૂટનો અવાજ થયો. કુતૂહલભરી તે પાછળ ફરી.

## ❖ એકવીસ ❖

બૂટનો અવાજ બારણા સુધી પહોંચ્યો. ખટ્, ખટ્, ખટ્...અને બૂટનો પહેરનાર બારણામાં ખડો થયો–અલકેશ ! અત્યંત સફાઈબંધ મોંઘા સૂટમાં તેની વંચકછટા દમામદાર દેખાતી હતી. આંખો પરથી છટાપૂર્વક ગોગલ્સ ઊતારતાં તેના મુખ પર રીઢું હાસ્ય તરી રહ્યું. તે બોલ્યો :

'તારી વાતમાં મેં ભંગ પાડયો હોય તો દિલગીર છું. કોઈ કોઈ વાતો બહુ કીંમતી હોય છે એ હું જાણું છું. એવી કોઈ વાત અધૂરી રહી ગઈ હોય તો પૂરી કરી લે–ડોન્ટ માઈન્ડ મી.'

ચારુને તેનો કોઈ ડર નહોતો. કોઈનો યે ડર રાખવાની તેને ક્યાં જરૂર હતી ? ડરવું તો અલકેશે જોઇતું હતું–ખોટાં કામ તો તે કરતો હતો. છતાં અજબ વાત હતી, અલકેશને બિલકુલ ડર જણાતો નહોતો ! બેફિકર ફરતો હતો લહેરથી ! અને ચારુ અમથી અમથી તેના આવવા માત્રથી જ બેચેન થઈ રહી હતી, ફફડી રહી હતી, ને એટલે રોષે



ભરાઈ રહી હતી. અલકેશની સામે તાકતાં તેના હોઠ ફરકવા લાગ્યા.

'કેમ આવ્યો છે અહીં ?' બોદા અવાજે તેણે પૂછ્યું.

બન્ને હથેળીઓ સામસામે મસળીને પછી હથેળીઓમાં જોઈ રહેતાં અલકેશ અદાભર્યું, છીછરું હસ્યો; ખભા સહેજ ઉલાળ્યા અને બોલ્યો, 'હું શું કહીશ એમ માને છે તું ? આ મારી બહેનની સંસ્થા છે અને અહીં આવવાનો મને સંપૂર્ણ હક છે–એમ ? ના, ના, ના ! એવું કંઈ જ મારે કહેવાનું નથી. તારા મનને નાહક ઉદ્વેગ કરાવવાનું મને નથી ગમતું.' થોડી વાર અટકીને ચારુ સામે જોઈ રહેતાં તેણે વળી કહ્યું, 'ટૂંકી અને મુદ્દાસરની વાતો તને પસંદ છે એ હવે તો હું બરાબર જાણું છું. વાત ટૂંકામાં એટલી જ છે ચારુ, કે થોડા દિવસ પહેલાં મેં તને ચિઠ્ઠી લખી હતી કે, મારે પૈસાની સખત જરૂર છે–યાદ છે ને ?'

ચારુ કંઈ બોલી નહિ એટલે તે આગળ બોલ્યો, 'પણ તું મારા માટે રોકાઈ નહિ. તાબડતોબ નીકળી ગઈ. મને છક્કડ ખવરાવવા માગતી હતી ? હેં ?...ખેર ! પણ એવી વાતો હું મનમાં સંઘરતો નથી. તું પારકી થોડી જ છે ? પણ મને અફસોસ એ વાતનો છે કે, તું મને હંમેશાં પારકો ગણતી રહી છે...આઈ એમ સોરી ! પાછી વાત લાંબી થવા માંડી, કેમ ? ચાલ, હવે મુદ્દા પર આવીએ–વાત એમ છે કે, પૈસાની જરૂર હજી એવી ને એવી જ ઊભી છે. છતાં ય તને મેં તસ્દી ન આપી હોત, પણ શું કરું ? આજે તો હવે ચાલે એમ જ નથી. માત્ર ત્રણસો રૂપિયા—'

ચારુનો હોઠ દાંત નીચે દબાયો. આંખો ઝીણી થઈ. ચહેરો સહેજ ફિક્કો પડયો.

'વન્ડરફુલ ! ચારુ, યુ આર રીયલી વન્ડરફુલ !' અલકેશ બોલ્યો, 'પહેલાં પણ મેં તને કહેલું છે કે, શિક્ષિકા બનીને તેં કુદરતે આપેલી મોંઘી બક્ષીસને કચરામાં ફેંકી દીધી છે. ગુસ્સામાં પણ તું

એટલી સુંદર લાગે છે કે, ડૉક્ટર સિદ્ધાર્થ માત્ર બિચારો બનીને ઢળી ન પડે તો જ—'

'ચૂપ રહે!' ચારુ બોલી ઊઠી, 'સિદ્ધાર્થની વાત સાથે તારે શા લેવાદેવા છે?'

મોંએથી ઉચકારા બોલાવતાં અલકેશ બોલ્યો, 'ભગવાન, ભગવાન! આ પણ એક કરુણતા જ છે ને? ચારુ, હું તો વિશાળ દિલ રાખીને જીવનાર માણસ છું. સૌને મારા પોતાના જ ગણતો હોઉં છું. એટલે સૌની વાત સાથે મારે લેવાદેવા હોય જ. સાચું કહે, તને હું મારા પોતાના માણસોમાં ગણું તેમાં કંઈ ખોટું છે? ને તારા પ્રેમમાં જે ડૂબી ચૂક્યો હોય તે માણસને પણ—'

'વાહિયાત વાતો બંધ કર. અમારી કોઈ વાત કરવાનો તને કોઈ હક નથી,' ચારુની છાતીમાં શ્વાસ ભીંસાઈ રહ્યો હતો, 'ને અમે પ્રેમ–બ્રેમમાં છીએ પણ નહિ!'

'સિદ્ધાર્થ તને રજા માણવા છેક તેના ઘેર લઈ જાય એ પછી પણ તું એમ કહી શકે છે?...વાહ!'

'તે મને રજા માણવા નહિ, તેના પિતાને મળવા તેના ઘેર લઈ ગયા હતા. ને એ વાત સાથે તારે કંઈ જ લાગતું વળગતું—'

'ઉસ્...' અલકેશે મોંએથી અવાજ કર્યો, ને હસતાં હસતાં બોલ્યો, 'ફરી પાછી એ જ વાત? ખેર, ચાલો એ વાત જ જવા દઈએ. પણ સિદ્ધાર્થ તને તેના પિતા સુધી લઈ જાય ત્યારે વાત ક્યાં સુધી પહોંચી ગણાય તેનો અંદાજ તો સૌ લગાવી શકે હોં, ચારુ! ને એ વાત મારાથી છૂપી રાખવાની જરૂર પણ શી છે? તું દહાણું જઈ આવી તે છૂપું રહી શક્યું?'

'મારે કોઈ વાત છુપી નથી, ને કોઈથી કંઈ છુપાવવા જેવું નથી,' ચારુએ કહ્યું. પણ અચાનક તેને રૂપા અને અલકેશ વચ્ચે ઘનિષ્ટ બની રહેલી મુલાકાતો યાદ આવી ગઈ. જે રૂપાથી છૂપું ન હોય તે અલકેશથી પણ છૂપું રહી ન શકે. તેના મનમાં ચિંતા જાગી.



'હં! હવે બરાબર છે!' પ્રસન્નતાનો અભિનય કરતાં અલકેશ બોલ્યો, 'એટલી હિંમત તો પ્રેમમાં રાખવી જ જોઈએ! હિંમત વિના એ માર્ગે પગ મૂકવાનો કોઈ અર્થ જ નથી!' થોડી વાર તે ચારુ સામે જોઈ રહ્યો, અને પછી એકદમ બોલ્યો, 'ચેકબૂક પર્સમાં જ છે ને?'

ચારુ સમસમી ગઈ. આંચકો ખાઈને તે સજ્જડ બેસી રહી.

'પૈસાની ચિંતા ન કરીશ,' અલકેશ બોલ્યો, 'તારા બધા પૈસા હું ચૂકતે કરી દઈશ,' અને છટાપૂર્વક બન્ને હાથ ફેલાવતાં ઉમેર્યું, 'બસ. મારાં વહાણ પાછાં આવે એટલી જ વાર—'

'એ વહાણનું નામ રૂપા હોય તો આશા ન રાખીશ,' ચારુએ કહ્યું, 'એ વહાણ તારી પાસે આવશે તો પણ તેમાં 'માલ' ભરેલો નહિ હોય. એ ખાલી જ ફરતું રહે એવી ગોઠવણ સિદ્ધાર્થ કરી નાખે તે હું જોઈશ!'

'બાય ગૉડ! આજે કબૂલ કરવું પડશે કે, તારી જીભને નવી ધાર નીકળી છે, ચારુ. કૉન્ગ્રેચ્યુલેશન્સ! પણ અમને સજ્જનોને નસીબ હંમેશાં સાથ આપતું હોય છે. તું નાહક ધમકીઓ વેડફી રહી છે.' એક પળ થોભીને ચારુની આંખોમાં તાકતાં તે બોલ્યો, 'કુંડું કેવી રીતે કથરોટને કહી શકે કે, તારું મોં પાટિયા જેટલું પહોળું છે?'

'એટલે? તું કહેવા શું માગે છે?' સહેજ ટટ્ટાર થતાં ચારુએ કહ્યું, 'તું ભૂલી ગયો કે રૂપાને કદી નહિ મળવાનું તેં મને વચન આપેલું છે? અને એ એક શરતે જ સિદ્ધાર્થે પોલીસ પાસે જવાનું માંડી વાળ્યું છે? હવે તેને ખબર પડશે કે, તેં તારાં જૂનાં લખ્ખણ છોડ્યાં નથી તો આપણી સૌની શી વલે થશે એ ભાન છે તને?'

'આપણી સૌની નહિ, ચારુ!' અલકેશે હોઠમાં હસતાં કહ્યું, 'સૌથી બૂરી વલે તારી જ થાય, તેની જ તને ચિંતા છે ને?...

તારી ચિંતા તદ્દન વાજબી છે. કરવા જેવી ચિંતા છે, ચારુ...પણ મને લાગે છે કે, હમણાં એવી ચિંતા તું ન કરે તો ચાલે. કારણ કે, આ વાત તું સિદ્ધાર્થને કહેવાની નથી. તારો વિચાર તો તારે કરવો જ પડશે ને?' અને પછી હસી પડતાં ઉમેર્યું, 'અને ત્યાં સુધી સિદ્ધાર્થને કંઈ ખબર પડશે નહિ!'

'તો તું ખાંડ ખાય છે, અલકેશ,' ચારુ ઉત્તેજિત થઈ ગઈ, 'એ વાત હું જ સિદ્ધાર્થને કહીશ–ચોક્કસ, ચોક્કસ કહીશ! હું તેને એમ પણ કહીશ કે, રૂપાના હાથમાં હવે એક રૂપિયો પણ ન આવે તેવો પાકો બંદોબસ્ત તે કરી નાખે. પછી તારે તેની સાથે ફરવું હોય તેટલું ફરજે.' શ્વાસ ખાવા સહેજ અટકીને તેણે આગળ કહ્યું, 'બીજી પણ એક મુદ્દાની વાત તું જાણી લે. રૂપા ઓગણીસ વર્ષની પણ હજી હવે થશે, પણ તેની દાદીના વારસાનાં નાણાં તેને પચીસ વરસ પૂરાં કર્યા પહેલાં મળવાનાં નથી. વસિયતનામાની એ શરત છે. એટલે તું જો રૂપાને કેન્દ્રમાં રાખીને તારા ભવિષ્યની કોઈ યોજના ઘડતો હો તો આ વાત તારે ધ્યાનમાં રાખવા જેવી છે. માની લે કે, તું કોઈક રીતે રૂપાને મેળવવામાં સફળ થાય તો પણ તેનો દલ્લો મેળવવા બીજાં છ વરસ રાહ જોવી પડશે. તેનો અર્થ એ કે ઓછામાં ઓછા છ વરસ તારે પોતે કમાવું પડશે. ને તું છ દિવસ પણ કમાઈ શકે ખરો? શું માને છે તું?' ફરી સહેજ અટકીને તેણે ઉમેર્યું, 'છ વરસ રૂપાએ તારી અસલી જાતને ઓળખી લેવા માટે પૂરતાં છે–નહિ?'

'કહેવું પડે, ચારુ,' ખુરશીમાં આરામથી ઢળતાં અલકેશે સ્વસ્થ અવાજે કહ્યું, 'ઘણી ઝીણી અને લાંબી ગણતરી કરતાં તને આવડે છે!'

જ્યાં અલકેશને હેબતાઈ ગયેલો, ગભરાયેલો જોવાની અપેક્ષા રાખી હતી ત્યાં તેને આટલો સ્વસ્થ, ઠંડે કલેજે બેઠેલો જોઈને ચારુને તાજજુબી થઈ, એક આઘાત લાગ્યો, મનમાં અચાનક કોઈ અજાણી



દહેશત ભોંકાવા લાગી–હજી કયું હુકમનું પાનું હાથમાં રાખીને બેઠો હશે, શેતાન?

'ધમકીઓ રાંધવામાં તું ગમે તેટલી કાબેલ હો, ચારુ, મારા ભાણામાં તે પીરસવાનો મમત છોડી દે. તારું તેમાં જ હિત છે. જો એક વાર પણ તેં સિદ્ધાર્થ પાસે મોં ખોલ્યું તો પછી તું ક્યાંયની નહિ રહે. આ સંસ્થા પણ જહન્નમ ભેગી થઈ જશે!'

ચારુની આંખો જાણે સળગતી હોય તેમ ઝગારા મારી ઊઠી, 'તું...બદમાશ!...શું બોલ્યો તું?'

'મને આંખો બતાવવાનો કોઈ અર્થ નથી. એવી આંખો હું બહુ જોઈ ચૂક્યો છું!' અવાજને ઊંચો, કરડો બનાવતાં અલકેશ બોલ્યો, 'તને સમજાવીને લાઈન પર લાવવા અત્યાર સુધી મેં કોશિષ કરી, તેને શું માની લીધું તેં? તારી ધમકીઓથી તું મને ડરાવી શકશે એમ? તું જાણી લે ચારુ, કે મોટી મોટી ધમકીઓની વચ્ચે જ હું આજ સુધી જીવ્યો છું. મારે માટે એ કોઈ નવી ચીજ નથી...પણ તને એ બધું કહેવાનો યે કોઈ અર્થ નથી. સ્ત્રીઓ બધી જ મૂર્ખ હોય છે, તદ્દન બેવકૂફ...'

સખત આઘાત ખાઈને ચારુ તેને તાકી રહી. તેની છાતીમાં જાણે આગ ભભૂકી ઊઠી હોય તેમ આંખોમાં બળતરા થવા લાગી. શ્વાસ એટલા જોરથી ચાલવા લાગ્યો કે નસકોરાંમાંથી અવાજ નીકળવા લાગ્યો.

'તું–તું મને ધમકી આપે છે?' તે બોલી, 'શું કરી લઈશ, તું?'

'તું કંઈ ન કરે, તો કંઈ નહિ; તું કંઈક પણ કરે તો ઘણું કરી લઈશ!'

'તું મને ઘણું શું કરી શકે? મેં કોઈ ગુન્હો કર્યો નથી–તારી જેમ!'

'ગુનેગાર ઠરવા માટે ગુન્હો કરવાનું હંમેશાં જરૂરી નથી હોતું,' શબ્દોને ચાવતાં અલકેશ બોલ્યો, 'તું થોડુંક જ વધારે ડહાપણ કરે તો સિદ્ધાર્થ સીધો પોલીસ પાસે દોડી જશે. બરાબર ને? તેને તું રોકી શકીશ? ન રોકી શકે તો આ સંસ્થાના નામનું તો નાહી જ નાખવાનું–બરાબર? ને એ માટે જવાબદાર તું હશે–માત્ર તું!'

વાત ચારુના મનમાં ઠરે તે માટે સમય આપતો હોય તેમ તે થોડી વાર અટક્યો. અને પછી સહેજ આગળ ઝૂકીને બોલ્યો: 'અને એટલું બનીને વાત પૂરી થઈ જશે, બધું અટકી જશે એમ માનવા જેટલી ભોળી તો તું નથી ને? પછી વાત કોઈના ય કાબૂમાં નહિ રહે, ને બેકાબૂ ચીજ ગમે તે દિશામાં ગમે તેટલી આગળ દોડી શકે, ગમે તેને અડફેટે લઈ શકે! જે પાણી શાંત છે, શાંત રાખી શકાય તેમ છે, તેમાં પથ્થર નાખવામાં ડહાપણ નથી–માત્ર બેવકૂફ સિવાયના બધા સમજી શકે તેવી વાત છે. છતાં તારે પથ્થર નાખવો જ હોય તો નાખી જો.' સહેજ થોભીને તેણે ઉમેર્યું, 'પછી પરિણામો માટે તૈયાર રહેજે!'

ચારુના મગજમાં જાણે કોઈક આંધી ચડી આવી. ચારેકોરથી કોઈક અજાણી, અસ્પષ્ટ, કાળીકાળી ભીંસ લાગી રહી. 'પરિણામો!... ક્યાં...કેવાં પરિણામો?...ક્યાં પરિણામોની બીક બતાવી રહ્યો હતો એ બદમાશ?...છટ્! પોતે જરા ય ડરી જવાની નથી એવી ધમકીઓથી. શા માટે ડરે પોતે? શો ગુન્હો કર્યો છે તેણે?...બિલકુલ નહિ! પોતાના હાથ ચોખ્ખા છે, બિલકુલ ચોખ્ખા! શા માટે ડરી જાય કોઈથી?...'

છતાં તેનું હૃદય કંઈક ન સમજી શકાય એવી ચીજથી ભરાઈ રહ્યું હતું. ઊંચું થઈ રહ્યું હતું. અધીર થઈને ફફડી રહ્યું હતું. મનમાં કંઈક એકદમ આવતું હતું પણ એકદમ પાછું ઓસરી જતું'તું; સમજાય તે પહેલાં અદૃશ્ય થઈ જતું'તું. એટલે કંઈ બોલી



શકાતું નહોતું. હોઠ ઉપર જીભ ફેરવીને બળતી નજરે તે અલકેશને તાકી રહી, જાણે પૂછી રહી: 'તું–તું શું કહેવા માગે છે?'

'નથી સમજાતું?' અલકેશ બોલ્યો, 'એક વાર તું મારી વાત સિદ્ધાર્થને કહી દે, એટલે ક્રોધના આવેશમાં તે પોલીસ સુધી આપણને ઘસડી જાય, ખરું ને? પણ ક્રોધ હંમેશાં આગ જેવો હોય છે, મિસ ચારુશીલા ઠાકોર! તેની ઝાળ તને ખુદને સાવ છોડી દેશે એમ તું માનતી હોય તો મારે કહેવું જોઈએ કે તું વધારે પડતી ભોળી છે. વિચાર કરી જો, એટલો મોટો ધડાકો થઈ ગયા પછી તેને મન તું જે આજે છે તે રહી શકીશ? તારા પરના વિશ્વાસનો એક કાંગરો યે નહિ ખરે એમ માને છે તું? તેના વિશ્વાસનો આખો કિલ્લો કઈ બુનિયાદ પર ઊભેલો છે તે ભૂલી ગઈ?...રૂપા અને મારી બાબતમાં આ સંસ્થા કે તું પોતે કોઈ રીતે સંડોવાયેલાં નથી, એ એક ચીજ પર તેનો વિશ્વાસ ઊભેલો છે.' એકબે પળ ઝીણી આંખે તાકી રહેતાં તે બોલ્યો, 'એ વિશ્વાસના પાયામાં જ હું સુરંગ ચાંપી દઈશ! મારાં ખરાબમાં ખરાબ હથિયાર તારી સામે જ વાપરવાં ન પડે એવી મારી ઇચ્છા હતી. પણ તું મને મજબૂર કરશે તો પછી...' વાક્ય અધૂરું મૂકી તે ફરી થોડી વાર થોભ્યો.

થોડી વારે તે બોલ્યો, 'તું એવું માને છે કે, હું કંઈ ધંધો કરતો નથી, કેમ? એવું નથી. મારા ધંધામાં હું ઘણો અનુભવી છું. કદી હાથ જોડીને બેસી રહેતો નથી. તારી મૂર્ખતાભરી હરકતો સામે મારું રક્ષણ કરવા માટે બધી સામગ્રી મેં કબજે કરી લીધી છે. રૂપા હું દેખાડું તે જ દેખવાની છે, હું બોલાવું તે જ બોલવાની છે. સિદ્ધાર્થ તો શું, તેના બાપ સામે પણ તે શું કહેશે, કહું? તે કહેશે કે, મારો અને તેનો સંબંધ સંસ્થા વતી તેં જ ગોઠવી આપેલો છે. એટલું જ નહિ, એ સંબંધ હંમેશાં સિદ્ધાર્થના ધ્યાન બહાર રહે એ માટે તું પ્રયત્ન કરતી રહી છે...અને હું પણ થોડુંક કહીશ, જાણવું છે, શું? હું કહીશ કે હું તો માત્ર સંસ્થાનો અને તારો ચિઠ્ઠીનો

ચાકર છું. હંમેશની જેમ તારા આદેશથી જ મેં રૂપા સાથેનું નાટક શરૂ કર્યું હતું. બાકી દિગ્દર્શક તો તું છે, તારી યોજના પ્રમાણે કામ કરી આપવું, ને વળતર લઈને છૂટા થવું એથી વિશેષ મારે કંઈ લાગેવળગે નહિ, આ બધું હું કહીશ, હા જી, પોલીસમાં પણ! મને લાગે છે કે એટલું પૂરતું થઈ પડશે. તેમ છતાં, તે ઓછું પડશે તો તારા એક નવા દુશ્મનને દોસ્ત બનાવવાની પેરવીમાં જ હું છું. મૃગા, જો તક મળે તો, તારા માટે શું ન કરે એ કહેવાની જરૂર ખરી? તેનો શું ઉપયોગ કરવો તે શીખવા મારે કોઈની પાસે જવું પડે તેમ નથી. આખરે તો હું અંધારી આલમનો નાગરિક છું!'

બે, ચાર, પાંચ ક્ષણ ચારુ જાણે કોઈ ખતરનાક, અંધકારભરી ગહેરાઈમાં પટકાઈ પડી. મગજ બહેર મારી ગયું, ખાલી ખાલી થઈ ગયું—અંધારે વીંટળાયેલા ભખંદર ખંડેર જેવું. અંદર ભયજનક, વિચિત્ર અવાજો પડઘાઈ રહ્યા, બિહામણા, ઠંડા ઠંડા સળવળાટ ઊઠવા લાગ્યા, ટાઢા હિમ જેવા સૂસવાટા થવા લાગ્યા...સૂઉઉઉ...સૂઉઉઉ...સૂઉઉઉ...

ધીમે ધીમે ડૂબતી જતી હોય, ઊંડે ને ઊંડે ખેંચાતી જતી હોય તેમ અવશ તે બેસી રહી—પૂતળાની જેમ.

'અરે! આટલી બધી શા વિચારમાં પડી ગઈ?' દૂરથી આવતો હોય તેવો અલકેશનો અવાજ સંભળાયો, ને અનાયાસ ધીમે ધીમે તે ઉપર ખેંચાઈ આવી—જાગૃતિની સપાટી પર, જેને તે લગભગ વિસરી ગઈ હતી. ટેબલ પર ચોંટી ગયેલી નજરને તેણે હલાવી, ઊંચી કરી, ને અલકેશ સામે ઠેરવતાં આંખોને પલકારી. જકડાઈ ગયેલા હાથને સીધા ખેંચીને છાતી પર અદબમાં વાળ્યા. અદ્ધર ક્યાંક અટકીને ભાર કરી રહેલા શ્વાસને જોરથી બહાર કાઢ્યો—હાશ!

'કોઈ ચિંતામાં પડી જવાની તારે જરૂર નથી!' અલકેશ કહી રહ્યો હતો, 'કારણ કે એવું કંઈ હજી બન્યું નથી. અને મને લાગે



છે કે, તું એવું બનવા દેશે પણ નહિ, ખરું ને? સીધી વાત તારે સમજવી જોઈએ, ચારુ. મને મારું કામ કરવા દે. મારા માર્ગમાં વિઘ્નો નાખવાથી દૂર રહે એટલે તું તદ્દન સલામત થઈ જઈશ, તદ્દન નચિંત! સોદો ખોટો નથી. મોટો નફો તને જ મળે છે. સિદ્ધાર્થ દરેક દૃષ્ટિએ માતબર માણસ છે—હી ઈઝ એન એક્સેલન્ટ કેચ!'

ચારુએ જોરથી શ્વાસ મૂક્યો. કંઈક ગળા નીચે ઊતાર્યું, અને ચૂપચાપ તેની સામે જોઈ રહી.

'શું કહે છે?' અલકેશે પૂછ્યું.

'રૂપાનું આખરે તું શું કરવા માગે છે?' ચારુએ પૂછ્યું. તેને પોતાનો અવાજ ખોખરો લાગ્યો.

'ઓહ!' કહીને અલકેશ હસી પડ્યો, 'એની ચિંતા કરે છે, તું? હું તેને કંઈ નહિ કરું. પ્રોમીસ! મને માત્ર તેના પૈસામાં રસ છે. જો કે તે પોતે પણ કંઈ ઓછી સુંદર નથી. પણ પૈસાની રોનક વગરની સુંદરતા આપણને ખપતી નથી. તું તે જાણે છે. એટલે હાલ તુરત તો તેના પૈસાથી મારી જિંદગીની રોનક બનાવતો રહીશ. તેની કંપની પણ મજાની હોય છે—મજા માણતો રહીશ, અને કોઈક દિવસ, છોડવા જેવું લાગશે ત્યારે, સાવ સહેલાઈથી છોડી દઈશ.-ઓ કે?'

'યુ આર અ બ્રુટ!' ચારુ બોલી.

'છતાં તારી સાથેના સોદામાં પ્રમાણિક છું. રૂપા મને મળે, સિદ્ધાર્થ તને! બોલ મંજૂર છે?'

હોઠ ભીંસીને નજર નીચી ઢાળતાં, માથું હલાવીને ચારુએ હા કહી.

'ગુડ ગર્લ!' અલકેશ બોલી ઊઠ્યો, 'ધીસ ઈઝ વેરી વાઈઝ ઓફ યુ! બસ, હવે તું મુક્ત છે—મુક્ત અને નચિંત. આજે જ સાંજે સિદ્ધાર્થને મળવાની છે ને?...એન્જોય ધ ઈવનિંગ, ડીયર થીંગ! ઈટ્સ ઓલ યોર્સ!'

સહેજ થોભીને, જાણે ઊઠવાની તૈયારી કરતો હોય તેમ તે સળવળ્યો, અને બોલ્યો, 'હવે બસ છેલ્લું કામ કરી આપ એટલે ચાલ્યો જાઉં. ચેકબૂક બહાર કાઢ. ત્રણને બદલે ચારસો લખી આપશે તો તારો એટલો વધારે આભારી થઇશ. તને તેથી ખાસ ફરક નહિ પડે!'

યંત્રવત્ ચારુએ ચેકબૂક કાઢી ચેક લખીને અલકેશને આપ્યો, જે અલકેશે લીધો, ઊભો થયો, છટાપૂર્વક સહેજ નમીને જવા માટે ફર્યો.

બારણું ખોલીને બહાર નીકળતા તેને ચારુ તાકી રહી. એક અત્યંત અણગમતો વિચાર તેની સામે ડાચું ફાડી રહ્યો, તીણા–ગંદા દાંત દેખાડી રહ્યો–વિભાની આ સંસ્થાને વિનાશમાંથી ઉગારવા એ શેતાન કહે છે તેમ કરવું જ પડશે. તેમાં જ સંસ્થાની સલામતી છે ...માત્ર સંસ્થાની જ? ખુદ તેની પણ સલામતી તેમાં જ નથી કે, તે બદમાશ અને રૂપાની બાબતમાં તે સદંતર ચૂપ રહે? સિદ્ધાર્થ પાસે કદી તે વિષે મોં ન ખોલે?

'પણ રૂપા? રૂપાને ફસાવા દેવી?'

'હા, ફસાવા દેવી! તેને જ લાયક છે મૂર્ખ! ભલે ઠોકર ખાય!'

'અને સિદ્ધાર્થ?'

'ના! ના...! સિદ્ધાર્થનો દ્રોહ શી રીતે થઈ શકશે તેનાથી? તેના વિશ્વાસનો, તેના પ્રેમનો દ્રોહ?! એ તો–એ તો નહિ થઈ શકે તેનાથી! તેનો આત્મા તેને કોચી ખાય, પળેપળ ડંખતો રહે, જીવવું અસહ્ય બની જાય!...'

'શું કરવું? તો પછી શું કરવું?...'

ધમધમતા વિચારો જાણે ઑફિસની દીવાલો સાથે અથડાઈને જોરજોરથી તેના કાનમાં પડઘાઈ રહ્યા હતા.



## ❖ બાવીસ ❖

સનન્...સનન્...કમાનમાંથી છૂટેલા તીરની જેમ મિનિટો જાણે ચારુને ઘસાઈ ઘસાઈને નીકળી ગઈ. ખાલીખમ મનમાં પડઘા પાડતી રહી. રૂમની હવામાં જાણે અદૃશ્ય ભીતીના હળવા ધબાકા ઘૂમરાઈ રહ્યા. એવી કેટલી ઘડીઓ વીતી ગઈ–શી ખબર!

પણ આખરે તે પૂરું થયું, જાણે મૂર્છા વળવા લાગી અને એક તોલદાર શ્વાસ મુકીને તેણે કોરા હોઠ સંકોર્યા, દાંતમાં દબાવ્યા અને બન્ને હોઠ પર જીભ ફેરવી.

'ડામીજ!...નીચ!...સુવ્વર...!' મનમાંથી રહી રહીને તીખારા ઊડતા હતા.

'શું કરું?...હવે હું શું કરું?'...ઓલવાતી જતી આગમાંથી, બળી ગયેલા ચેનની રાખ જેવા પ્રશ્નો ઊઠી રહ્યા હતા. તીવ્ર વિમાસણમાં મૂકાઈ ગઈ હતી તે, ભારે જોખમોથી ઘેરાઈ ગઈ હતી. કંઈ જ બોલી શકે તેમ નહોતી–બોલતાંની સાથે

જ બધું કડડભૂસ કરતું તૂટી પડે, તેના ઉપર જ તૂટી પડે ને છૂંદી નાખે તેને! ચૂપ રહી શકે તેમ નહોતી–એ ચૂપકીદી ગળાના ફાંસાની જેમ ચપોચપ દબાયા કરે તેના અંતરાત્મા પર, ને તે તરફડયા કરે, તરફડયા કરે...

'શું કરવું?'...

તે ઊભી થઈ ગઈ. હવે નહિ બેસી શકાય. એકલી એકલી તેનાથી હવે અહીં નહિ બેસી શકાય...વહેલી તકે વિભા પાસે પહોંચી જવું જોઈએ. તે હજી માંદી છે. ઘણી અશક્ત છે. કોઈ ચિંતાનો ભાર તેના મન પર નાખવો ન જોઈએ...બરાબર છે, પણ હવે છૂટકો નથી, બીજો કોઈ રસ્તો નથી. એક જ આશા છે–વિભા એ શેતાનને કદાચ, શીશામાં પૂરી શકે; તેના અસંખ્ય ઉપકાર, તેની લોહીની સગાઈ, તેની દયનીય બિમારી કદાચ કારગત નીવડે...

વિભાને બતાવવા માટે જુદા કાઢી રાખેલા કાગળો તેણે પર્સમાં મૂકયા. ઝટઝટ ઓફિસને તાળું વાસ્યું અને ટેક્ષી પકડીને હોસ્પિટલ તરફ ભાગી. ઓફિસમાંથી નીકળી ગઈ તે પછી કંઈક અજબ રીતે મનનો ઉશ્કેરાટ ઓછો થતો ગયો, મન પરથી ભારે શિલા જેવો ભાર ઓછો થતો ગયો, હોસ્પિટલ પહોંચતાં સુધીમાં ઠીકઠીક સ્વસ્થતા પાછી આવી ગઈ.

કોરીડોરમાં જ તેણે દૂરથી માધવને જોઈ લીધો. ડોકટર કરતાં વધારે સોલ્જર જેવી દેખાતી તેની ઊંચી, ખડતલ આકૃતિ ટોળામાં ય નોખી તરી આવે તેમ હતી. તેને જોતાં જ તેની ઝડપ આપોઆપ સહેજ વધી ગઈ. નજર તેના પર જ રાખીને તે તેની તરફ ચાલવા લાગી. તેની લગોલગ પહોંચી ત્યાં સુધીમાં માધવે પણ તેને જોઈ લીધી હતી. તે ઊભો રહી ગયો અને મોં મરકાવતો તેની સામે જોઈ રહ્યો.

'મારે તમારું જ કામ છે!' પાસે પહોંચતાં જ ચારુ બોલી



ઊઠી. માધવને જોઈ ને તેના મનમાં પાછું વિચારોનું ચક્ર ઘૂમવા લાગ્યું હતું, 'બહુ જરૂરી વાત કરવાની છે!'

તેના મુખ સામે જોતાં માધવના હોઠ પરનું સ્મિત સંકેલાઈ ગયું. પ્રશ્નભરી આંખે તેને જોતાં તે એક તરફ દીવાલ પાસે ખસ્યો; ચારુને તે તરફ ખસવા ઈશારત કરી.

'તમને અત્યારે થોડીક ફુરસદ મળી શકે?' તેની નજીક ખસતાં ચારુએ પૂછ્યું.

ક્ષણેક વાર રહીને માધવે હકારમાં માથું હલાવ્યું અને પોતાની નાનકડી ઓફિસમાં તેને દોરી ગયો. ઓફિસમાં ચારુની સામે બેસીને તેણે ચારુની પૂરી વાત એકચિત્તે સાંભળી. ધીમા, આતુર, ચિંતિત અવાજે કહેવાયેલી વિકટ સમસ્યાની એ વાત સાંભળતાં તેના ચહેરા પર આશ્ચર્ય, ઉત્કંઠા, ચિંતા અને રોષના રંગો એક પછી એક ઉપસતા ગયા. છતાં એકંદર ચહેરો સ્વસ્થ રહ્યો, વાત પૂરી થયા પછી કેટલીક વાર સુધી ગંભીરપણે કંઈક વિચારતો નીચે ઢળેલો રહ્યો. એટલે ચારુએ પૂછ્યું :

'અલકેશની ધમકીએ મને ખરેખર બહુ બેચેન બનાવી દીધી છે. મારી જાણે મતિ મૂંઝાઈ ગઈ છે. તમને શું લાગે છે–આ વાત વિભાને કહીને તેની મદદ લઉં?'

'ના!' માધવે કહ્યું, 'એવું જોખમ લેવાનું હું પસંદ નહિ કરું,' સહેજ થોભીને તેણે કહ્યું, 'તેની તબિયત હવે એટલી ખરાબ નથી એ સાચું, પણ એટલી સારી યે નથી કે આવડો મોટો આઘાત ખમી શકે. હજી તેનું હૃદય સાવ નરવું ન ગણાય. જેની વાત તમે તેને કહેવા માગો છો તે પરિસ્થિતિ જ તેને માટે ખૂબ ભયાનક બની રહે તેવી છે. તેનાં અનેક દુષ્પરિણામોની કલ્પના જેમ જેમ તે કરતી જાય તેમ તેમ તેના હૃદય પર ભાર અસહ્ય બનતો જાય. તદ્દન બનવા-જોગ છે કે, તેને રોગનો હુમલો ફરી વાર આવી જાય, અને તો કટોકટી જ સર્જાય!'

'ઓહ !' એક હતાશ નિસાસો મૂકતાં ચારુ બોલી, 'વિભાની હાલત હજી એટલી નાજુક છે ?...મેં તો માન્યું કે હવે એ ઘણી સારી થઈ ગઈ છે !'

'તેની ખરેખરી હાલત કરતાં તે ઘણી વધારે સારી દેખાય છે, કહોને, દેખાઈ શકે છે,' માધવે કહ્યું, 'પણ તેથી ડોક્ટરે તેમ માની લેવું ન જોઈએ. કેટલાંક દર્દીઓ એવાં હોય છે–ઘણા મજબુત, પણ રોગને દર્દીની મજબૂતી માટે કોઈ ખાસ આદરભાવ હોતો નથી.'

'હં...' ચારુએ કહ્યું, 'તો હવે સાવ સાજી થતાં તેને કેટલો સમય લાગશે ?'

'હવે તે એટલી સાજી થઈ ગઈ ગણાય કે તેને હોસ્પિટલમાંથી બહાર કાઢી લઈ શકાય,' માધવે કહ્યું, 'ને હોસ્પિટલમાંથી તેને બહાર લઈ જવી પણ જોઈએ. અહીં રહે ત્યાં સુધી તે બિમાર હોવાનો ખ્યાલ તેના મનમાંથી નીકળે નહિ. એ ખ્યાલ પણ ધીમે ધીમે તેના મનમાંથી નીકળી જવો જરૂરી છે. એટલે ચાર–પાંચ દિવસ પછી તે હોસ્પિટલ તો છોડી શકશે. પણ તદ્દન સાજી થતાં, મારા માનવા મુજબ, બીજો એકાદ મહિનો તો લાગશે.' સહેજ અટકીને તેણે નીચલો હોઠ ઉપરના હોઠ પર દબાવ્યો અને ઉમેર્યું, 'તેને હવાફેરની, ને તે કરતાં વધારે નવા વાતાવરણની જરૂર છે.'

'તો હું એને મારી સાથે રાખીશ.' ચારુ બોલી ઊઠી, 'મારે ઘેર !'

'અહીં મુંબઈમાં ?' કોઈ બાલિશ વાત સાંભળતો હોય તેવું આશ્ચર્ય મોં પર લાવતાં માધવ બોલ્યો, 'સ્વચ્છ, તાજાં હવાપાણી અને ચિંતા વિનાનું વાતાવરણ ક્યાંથી મંગાવવાનાં છો ?'

ચારુએ તેની સામે જોતાં હોઠ સહેજ મરકાવ્યા અને ચૂપ રહી. માધવે આગળ કહ્યું : 'મુંબઈની હવામાં કોઈ ફેર પાડી શકાય તેમ નથી, ને તેને હવાફેરની જ જરૂર છે. એટલે તે સૌરાષ્ટ્રમાં મારા વતનમાં જ રહે એ બરાબર છે. મારી માતા અને ભાઈ—'



'તેમની પાસે એકલી રહેવા તે તૈયાર થશે ?' ચારુએ પૂછ્યું.

'એકલી શા માટે રહે ?' માધવે કહ્યું, 'મારી ઘણી રજાઓ જમા થયેલી છે. તેનો ઉપયોગ કરવાનો આના કરતાં વધારે સારો અવસર બીજો કયો હોય ? ડોક્ટરથી દર્દીને એકલી મુકાય નહિ, હું ત્યાં પણ ડોક્ટર તરીકે તેની પાસે જ રહીશ–એ જોવા માટે કે તે ડોક્ટરની કોઈ સૂચનાનો ભંગ કરે નહિ !'

માધવના શબ્દો અને અવાજના વિશિષ્ટ રણકાએ ચારુને પળભર કલ્પનાએ ચઢાવી દીધી—આ ડોક્ટર ! વધારે ડોક્ટર હતો કે વધારે પ્રેમી ? અને વતનમાં પોતાને ઘેર લઈ જઈને તે વિભાના કેવા કેવા ઈલાજ કર્યા કરશે ?..,તેને અંદરથી એકદમ હસવું આવવા લાગ્યું, પણ પ્રયત્ન કરીને દબાવી રાખ્યું. તેને ચોખ્ખું દેખાતું હતું કે, ડોક્ટર માધવ દર્દી વિભા માટે રોજ નવાં નવાં પ્રિસ્ક્રીપ્શન લખતો હશે–સવારમાં બીજાની નજર ચૂકીને તીરછી નજરે તેના સામે તાકવું અને હોઠના ખૂણા ભરી ભરીને અર્થભર્યું મરકી લેવું...બપોરે પોતાનો હાથ તેના હાથમાં આપીને, નજરમાં નજર પરોવીને બેસી શકાય ત્યાં સુધી બેસી રહેવું, ન બેસાય ત્યારે માથું તેને ખભે ટેકવીને તેના કસાયેલા હાથ વડે વીંટળાઈ જવું...સાંજે સહેજ ફરવા જવું, ફરતાં ફરતાં થાકી જવું અને પછીની જવાબદારી તેને સોંપી દેવી...રાત્રે ખોળામાં માથું મૂકીને...'

હવે બસ ! મનને તે વારી રહી–નહીં તો હસવું રોકી નહિ શકાય ! ને હસી પડાશે તો માધવને તે વિચિત્ર લાગશે, અત્યારની પરિસ્થિતિમાં તે બેહૂદું લાગશે...સાચી વાત છે–આવી પરિસ્થિતિમાં ય તેને હસવું કેવી રીતે આવી શકતું હતું ?!

અચાનક તેને યાદ આવી ગયું, સિદ્ધાર્થ પણ ડોક્ટર હતો. સાવ સાજીનરવી હોવા છતાં પોતે તેના વતનમાં તેના ઘેર જઈ આવી હતી. હવાફેર જ નહિ, જિંદગીનો જ સમૂળગો ફેર થઈ ગયો હતો. પોતે આખીને આખી બદલાઈ ગઈ હતી, અણુઅણુ સિદ્ધાર્થની ને અણુ-

આણુએ સિદ્ધાર્થમય બની ગઈ હતી. જીવનમાં સમણુાંના સિંદૂરી સાથિયા પૂરાવા લાગ્યા હતા, ને ત્યારે જ બિહામણા દુઃસ્વપ્ન જેવી અલકેશની ધમકી આવી પડી હતી...તેનું મન પાછું ભારે થઈ ગયું.

માધવ કહી રહ્યો હતો : 'તમારા માટે પરિસ્થિતિ અત્યારે તંગ છે એ હું સમજું છું. પણ હજી એકાદ મહિનો તમે એકલાં સંભાળી લો, એ જરૂરી છે. તમે તે સંભાળી શકશો.' થોડી વાર અટકીને એકદમ તે બોલ્યો, 'અને રૂપાની આટલી બધી ચિંતા તમારે શા માટે કરવી જોઈએ ? તમે તે બિનજરૂરી ભાર વેંઢારતા હો તેમ નથી લાગતું ?'

'મને તેની એટલી ચિંતા નથી,' ચારુએ કહ્યું, 'ચિંતા મને સિદ્ધાર્થની થાય છે. રૂપાની વાત તેને ન કહું તો અંતે તો તેનો ક્રોધ મારા પર જ ઠલવાય.'

'પણ એ વાત તમે કેવા સંજોગોને લીધે તેનાથી છુપાવી હતી એ તમે કહેશો પછી તેને તમારા પર ક્રોધ કરવાનું કારણ રહેશે નહિ.'

એક પળ ચારુને લાગ્યું કે માધવની વાતમાં તથ્ય હતું, પણ છતાં તેના મનને શાંતિ ન થઈ. તેને લાગ્યું કે, માધવની વાત કરતાં ઊલટું બનવું પણ સંભવિત હતું, બલ્કે વધારે સંભવિત હતું. પોતે એ વાત સિદ્ધાર્થથી છુપાવી રાખીને તેને અંધારામાં રાખવા પ્રયાસ કર્યો છે એવું તે ન માની બેસે ? તે એવું ન માની બેસે કે, વિભાની સંસ્થાને બચાવી લેવા પોતે તેની સાથે પણ રમત રમી છે ? તેના પ્રેમની સામે વિભાના પ્રેમના પલ્લાને નમવા દીધું છે ?...

'બહુ વિચારો ન કરશો,' માધવે કહ્યું, 'વધારે વિચારોથી વધારે ચિંતા થયા કરશે. એટલી ચિંતા કરવા જેવું કંઈ અત્યારે નથી.'

'પણ અત્યારે જે છે તે ગમે ત્યારે ચિંતાજનક બની જાય તેવું છે,' ચારુને સાચે જ ચિંતા થતી હતી, 'અલકેશ પાકો બદમાશ છે. તે રૂપાનો કોઈક વધારે મોટો દુરુપયોગ કરી નાખે તો...તો સિદ્ધાર્થ મને કદી માફ ન કરે !'

એક હળવો આંચકો ખાઈને માધવ જરા ટટ્ટાર થઈ ગયો. અચાનક મનમાં કોઈક ઝબકારો થયો હોય તેમ આંખો સહેજ પહોળી કરીને ચારુ સામે જોઈ રહ્યો. પછી હસ્યો અને બોલ્યો, 'ઓહ ! હું પણ કેવો બુધ્ધુ છું ! મને એ પણ વિચાર નથી આવતો કે વિભાની અને તમારી પસંદગી બધી બાબતમાં સરખી જ હોય !'

'એટલે ?' આંખો પટપટાવતાં ચારુએ પૂછયું.

'કેમ ? વિભાએ એક ડૉક્ટરને પસંદ કર્યો હોય તે ઉપરથી જ મને સમજાઈ જવું જોઈએ કે તમે પણ—' વાકય અધૂરું મૂકીને તેણે હસી લીધું, અને પછી ગંભીર થતાં કહ્યું :

'હવે તમારી ચિંતા મને સમજાય છે. રૂપાની ચિંતા કરવામાં તમે કંઈ ખોટું નથી કરતાં,' અને પોતાના વાળમાં હાથ ફેરવતાં ઉમેર્યું, 'છતાં વિભાને એ વાત હમણાં ન કહેવાનું મને જરૂરી લાગે છે. થોડા દિવસ જવા દો. તેની તબિયત સારી થતી લાગશે એટલે હું જ તેને કહીશ, બરાબર છે ?...અને તમે કહેતાં હો તો હું અલકેશને જ સીધો મળું. તેને સીધો કરવા પ્રયાસ—'

'સીધો અને તે ? !' કડવું હસતાં ચારુએ કહ્યું, 'તમારો સમય ન બગાડશો, માધવ. સમય તમારી પાસે હોય તો કોઈક બીજો રસ્તો વિચારી જોજો. મને તેથી મદદ થશે.' ફરી વાર હસીને ઊભી થતાં તેણે કહ્યું, 'સારું હવે હું વિભા પાસે જાઉં. અત્યારે તો તેને હું કંઈ નહિ કહું. પણ તમે જોતા રહેજો.'

વિભા ઓશિકાના ટેકે પલંગમાં બેઠેલી હતી. દૂરથી હસતી હસતી ચારુ તેની પાસે ગઈ. પાસે જઈને તેણે જોયું કે, માધવની વાત સાચી હતી. વિભાના ચહેરા સામે જોતાં જ લાગતું હતું જાણે તેના શરીરમાં લોહી જ નહોતું. માત્ર તેની આંખોની અજબ ચમક જ એક ચીજ હતી જે તેના ચહેરાની નરી ફિકાશને ઢાંકી રાખતી

હતી. ચારુએ મનમાં ગાંઠ વાળી, વિભાને કંઈ જ નથી કહેવું. પરિસ્થિતિ થવાની હોય તેટલી વિકટ ભલે થાય, પોતે લડી લેશે. બાકી, વિભા પર કોઈ ભાર નાખવા જેવું નહોતું.

સ્ટૂલને પલંગની તદ્દન નજીક ખેંચતાં તેણે આનંદસભર અવાજે કહ્યું, 'અરે વાહ, 'ભા ! તું તો બિલકુલ તાજી દેખાય છે !'

'જા, જૂઠ્ઠી !' હસતાં હસતાં વિભાએ કહ્યું, 'હું તો બીક લાગે એવી દેખાઉં છું. તું ડરી નથી જતી એ જ નવાઈની વાત છે !' ફરી એક વાર હસી લઈને તેણે ઉમેર્યું, 'પહેલાં કરતાં હવે થોડું સારું છે એટલું સાચું !'

'બસ ત્યારે !' ચારુ બોલી ઊઠી, 'હતું તેના કરતાં વધારે સારું છે એ જ મહત્ત્વની વાત છે ને ? ને એના કરતાં વધારે મહત્ત્વની વાત એ છે કે તેના કરતાં વધુ ને વધુ સારુ હવે થતું જવાનું છે. સૌરાષ્ટ્રમાં ગયા પછી માધવને બીજું કામ પણ શું છે ?'

સાંભળીને વિભા સહેજ સંકોચાઈ ગઈ, જરાક લજવાઈ ગઈ. તેણે કહ્યું, 'એ તો–હજી માત્ર માધવનો વિચાર છે. મેં હજી હા નથી કહી !'

'કેમ ? તને શો વાંધો છે ?'

'હું કેવી રીતે જઈ શકું ? અત્યાર સુધી તો સંસ્થાનો ભાર તારા પર નાખી રાખ્યો. પણ હવે ક્યાં સુધી ?' સહેજ થોભીને તેણે કહ્યું, 'સાચું જ કહેજે, ચારુ. હજી વધારે સમય તું એ ભાર ખેંચી શકશે ?...જોજે, પ્રેમની મારી તું મારો જુલમ ન સહી લેતી. મને એ નહિ ગમે. સાચું જ કહેજે !'

'તને મેં કહેલું જ છે, 'ભા !' ચારુએ કહ્યું, 'કે વેકેશનમાં મારે કોઈક કામચલાઉ કામ શોધવાની જરૂર હતી જ. એ કામ તારી સંસ્થામાં જ મળી ગયું એનાથી રૂડું બીજું શું ? તું ચિંતા ન કર. ખુશીથી જા. મારી સ્કૂલ ખૂલે નહિ ત્યાં સુધી મને કંઈ તકલીફ પડવાની નથી.'



વિભાના મુખ પર લાલીભર્યું સ્મિત પથરાયું. રાહતનો શ્વાસ મૂકતાં હસીને તેણે કહ્યું, 'તે પહેલાં તો હું પાછી આવી જ જઈશ. માધવ મને એક મહિનો ત્યાં રાખવા માગે છે, પણ હું પંદર દિવસ જ રહીશ, બસ ?'

ચારુ ચૂપ રહી–એ વિચારથી કે એક વાર વિભા માધવના ઘેર જાય પછી ઓછામાં ઓછા એક મહિના સુધી તે તેને પાછી આવવા દે તો એ માધવ શાનો ? તેને તદ્દન સાજી ને તાજીમાજી કરીને પાછી ન લાવે તો એ વિભાનો માધવ શાનો ?

પછી તેણે વાતના વિષયો બદલી નાખ્યા. સંસ્થા વિષે, સ્વાભાવિક રીતે જ, બધું જાણવા વિભા આતુર હતી. સંસ્થાની સ્થિતિ ખરેખર સારી જ હતી. છતાં તે સ્થિતિનું ચિત્ર ચારુએ વિશેષ રળિયામણા રંગો પૂરીને દોર્યું. ગ્રાહકો–સભ્યોના ઉત્સાહજનક પત્રો જે જુદા પાડીને તે સાથે લઈ આવી હતી તે તેને વંચાવ્યા. કારોબાર વિષે બીજી પણ ઘણી વાતો કરી–સરસ, સરસ. અને વિભાને સંસ્થા અંગે નચિંત બનાવી દીધી.

વાત ફરતી ફરતી અલકેશ સુધી પણ પહોંચી ગઈ. વિભાએ જ તેનો ઉલ્લેખ કર્યો :

'આ આખું અઠવાડિયું તે અહીં દેખાયો નથી. તને મળ્યો છે ? એ છે તો ઠેકાણાસર ને ?...ગમે ત્યારે નવી ઉપાધિ ઊભી કરવાનો તેનો ડર સતત રહે છે !'

ચારુ હોઠ દબાવીને અર્ધીએક પળ ચૂપ બેસી રહી. અલકેશના ઉલ્લેખ માત્રથી તેના મનમાં ઘણું અવળસવળ થવા લાગ્યું. પણ તેણે મનને ચેતવ્યું–ખબરદાર, તેની કોઈ વાત વિભાને કહેવાની નથી !

છતાં થોડુંક તેનાથી કહેવાઈ ગયું, 'તેની ચિંતા તું શા માટે કરે છે ? તેને કંઈ થાય તેમ નથી. આજે જ મારી પાસે આવ્યો'તો. ચારસો રૂપિયા લઈ ગયો.' તરત જ તેને થયું કે વિભાને દુઃખ થાય એવો રણકો અવાજમાં પણ ન આવવા દેવો એ તેણે જોવાનું હતું.

એટલે અવાજને નરમ, સ્વાભાવિક બનાવતાં તેણે કહ્યું, 'કહેતો હતો કે, તેને કોઈક સારી નોકરી મળી જવાની છે...મળી જાય તો સારું. બધાની ચિંતા મટે, કેમ?...પણ વિભા, હવે હું તેને વધારે પૈસા નહિ આપું. તું શું કહે છે?'

'બરાબર છે. એને હવે પૈસા ન જ આપીશ. આમ પૈસા મળ્યા કરતા હોય તો નોકરી કરવાનો વિચાર પણ તે શા માટે કરે? ...તેના વિષેના મારા ઘણા ખરા ભ્રમ હવે ભાંગી ગયા છે!'

એ વાતને હવે ત્યાં જ અટકાવી દેવી. નહિતર, વિભા બિચારી નાહક મનમાં દુ:ખી થશે એ વિચારથી ચારુએ પાછો વાતનો વિષય બદલી નાખ્યો. હોસ્પિટલ વિષે, દર્દીઓ વિષે, હોસ્પિટલની નિરાળી દુનિયા વિષે–જુદી જુદી ઘણી બાબતો વિષે વાતો કરી. અને પછી ઊઠવાની તૈયારી કરતાં કહ્યું:

'તું આરામ કર, 'ભા! હું હવે જાઉં. ફરી પાછી જલદી આવી જઈશ.'

'બસ?' વિભાએ કહ્યું, 'થોડી વાર બેસ ને! પાછી ક્યાં હમણાં આવવાની છે?'

'પાછી જલદી ફરીવાર આવીશ,' ચારુએ કહ્યું, 'પણ અત્યારે તો જાઉં,' અને ઊભી થઈ જતાં ઉમેર્યું, 'અગત્યની મુલાકાત છે, 'ભા! અને સમય થઈ ગયો છે...માધવને મોકલું? કે હું જઈશ એટલે આવી જ જશે?'

વિભાએ કૃત્રિમ રોષ મોં પર બતાવ્યો, અને ચારુ હસતી હસતી બહાર નીકળી ગઈ. કોરીડોરમાં અમસ્તી તેની નજર ફરતી ગઈ. માધવ ત્યાં દેખાતો નહોતો.

ટેક્ષીમાંથી ઊતરીને ભાડું ચૂકવતાં તેણે ઘડિયાળમાં જોયું. બરાબર સાડા આઠ વાગ્યા હતા. સિદ્ધાર્થના ઘરનાં સંગે–મરમરનાં પગથિયાં ચડીને બારણા પાસે તે એક ક્ષણ ઊભી રહી, અને ડોર-બેલનું બટન દબાવ્યું.



# ❖ તેવીસ ❖

હળવો ઝૂલો ખાતું હોય તેમ બારણું ધીરેથી ખૂલ્યું. ખૂલ્લા બારણા વચ્ચે ચકચકાટ ફ્રેમમાં મઢેલો હોય તેવો–સિદ્ધાર્થ ધીમું ધીમું સ્મિત રમાડતો ઊભો હતો. ચારુએ તેની આંખો સામે આંખો માંડી. હોઠ ધીમું ધીમું હસી ગયા. નજર એક વાર ઢળી ગઈ. પાછી ઊંચકાઈને સિદ્ધાર્થને જોઈ રહી. સિદ્ધાર્થના નવા ભપકાદાર સૂટમાંથી સેન્ટની હલકી, મદીલી સુગંધ હવામાં ઊડી રહી હતી, ચારુના શ્વાસમાં ભળી રહી હતી. તેના બંધ હોઠ અને જડબાંની કુદરતી સખ્તાઈની રેખા સામે જોતી નજર ઢાળીને ચારુ અંદર પ્રવેશી,

'ઘડિયાળ કદી તારી આગળ નીકળી ન શકે, ખરું ને?' મજાનું હસતાં કાંડાની ઘડિયાળ સામે જોતાં સિદ્ધાર્થ બોલ્યો. અને પછી તેની હડપચી પર આંગળી મૂકી મોં ઊંચું કરતાં પૂછ્યું, 'તારામાં કોઈ અવગુણ કેમ નથી, ચારુ?...એકાદ નાનકડી ખામી પણ હોત તો ચંદ્રકલંક જેવી શોભતી નહોત?'...

ચારુથી હસી જવાયું–અંદરથી આપમેળે હેત નીતરતું મુલાયમ હાસ્ય ઊગી આવ્યું. કંઈ બોલવાની ઇચ્છા જ નહોતી થતી. બસ, પોતે સાંભળ્યા જ કરે, આમ ને આમ; ને સિદ્ધાર્થ બોલ્યા કરે, આવું આવું! છતાં તે બોલી, 'ખામીઓ તો ઘણી હશે મારામાં, પણ તમારે જોવી જ ન હોય તો હું શું કરું?'

'દાખલા તરીકે?'

'એ તમને ખબર,' આડું જોઈ જતાં ચારુએ કહ્યું, 'મને શી ખબર!'

'મને ખબર છે,' હસી પડતાં સિદ્ધાર્થે કહ્યું, 'કુદરતે તને વધારે પડતી કાતિલ આંખો આપી દીધી છે. પલકારામાં આરપાર વીંધી નાખે એવી ખતરનાક આંખો!'

'પણ તમે ચિંતા ન કરશો,' ચારુએ કહ્યું, 'એ આંખો કદી દુશ્મન પર વાર કરતી નથી!'

'હેં? તો પછી કોના પર?' સિદ્ધાર્થે તાજ્જુબીથી પૂછ્યું.

'પોતાના હોય તેના પર...મનના મીત પર!' બોલતાં બોલતાં ચારુની જીભ મોંમાંથી સહેજ બહાર નીકળી ગઈ, અને તે બીજી બાજુ ફરી ગઈ.

એક પળ સિદ્ધાર્થ તેના પર આંખો માંડીને જોઈ રહ્યો–આંખોમાંથી જાણે કશુંક તેના પર ઢોળી રહ્યો. પછી મોટેથી હસી પડ્યો. ચારુના ખભા પકડી પોતાની સામે ફેરવતાં તેને વધારે નજીક ખેંચવા ગયો. પણ કોણ જાણે કેમ, ચારુ ન ખેંચાઈ, જાણે પાછળ હટી.

હાથ તેના ખભા પરથી લઈ લેતાં સિદ્ધાર્થે કહ્યું, 'ચાલ, ઉપર થોડી વાર બેસીએ. પછી બહાર જઈશું.'

ચારુને કંઈક વિચિત્ર થવા લાગ્યું. મન એક આછા પણ તીણા રંજથી ભરાઈ રહ્યું. પ્રેમનું ઝમઝટ સરવડું વરસી રહ્યું હતું, ત્યારે



તેમાં તરબોળ ભીંજાઈ જવાને બદલે મન આઘું રહેવા મથવા લાગ્યું. સિદ્ધાર્થના સાન્નિધ્યમાં સુખમાં ઝબકોળાઈ જવાને બદલે મન જાણે અપરાધીની જેમ દબાઈ રહ્યું. તે બોલી :

'ના, સિદ્ધાર્થ! આપણે બહાર જ જઈએ તો?

સહેજ ચોંક્યો હોય તેમ સિદ્ધાર્થ અર્ધીએક ક્ષણ તેની સામે જોઈ રહ્યો. પછી હસ્યો અને બોલ્યો, 'મેં ચા તૈયાર રખાવી છે. એ તો પી લઈએ...' પણ સહેજ અટકીને પાછું પૂછ્યું, 'બહાર જ જવું છે?...ભૂખ લાગી ગઈ?'

'હા,' હસીને ચારુ જૂઠું બોલી.

ફૂટપાથ પર આવતાં સિદ્ધાર્થે કહ્યું, 'ગાડી લેતો નથી. ચાલતાં જ જઈએ. ફાવશે ને?'

'ફાવશે,' ચારુએ કહ્યું, 'પણ કેમ ચાલતાં?'

'બસ, ચાલીએ,' સિદ્ધાર્થે કહ્યું, 'ચાલતા જઈ શકાય એટલું જ દૂર જવાનું છે. મોટી હોટેલમાં નથી જવું. એક સરસ નાનકડી રેસ્ટોરાંમાં લઈ જવી છે તને.'

'લઈ જાવ, જ્યાં લઈ જવી હોય ત્યાં,' કહેતી ચારુ તેની સાથે ચાલવા લાગી.

ચાર રસ્તા પાસે રસ્તો ઓળંગતાં સિદ્ધાર્થે તેનો હાથ પકડી લીધો, અને રસ્તો ઓળંગી લીધા પછી પણ ન છોડ્યો. સામેની ફૂટપાથ પર ચાલવાનું શરૂ કરતાં સિદ્ધાર્થે અચાનક પૂછ્યું :

'એક વાત પૂછું?'

ચારુએ કંઈ બોલ્યા વિના તેની સામે જોયું અને સ્મિત કર્યું.

'શિક્ષિકા બનવાનો વિચાર તારા મગજમાં કેવી રીતે આવ્યો? મૉડેલીંગ કે એવા કોઈ ગ્લૅમરવાળા ફિલ્ડમાં તું—'

'એવી, ગ્લેમર કે ગ્લેમરવાળા ધંધા મને બિલકુલ પસંદ નથી, —પહેલેથી જ. સાચે જ સિદ્ધાર્થ, મને નાનાં ભૂલકાં પહેલેથી જ બહુ ગમે છે...મેં થોડીક બાળવાર્તાઓ પણ લખેલી છે.' ચારુનું મન એકદમ હળવું—સ્વસ્થ થવા લાગ્યું. જાણે અજાણે વાત જ એવા વિષય પર ચડી રહી હતી કે, મનની પેલી ધાસ્તી દૂર સરી રહી હતી. તેણે કહ્યું, 'મેં આખું પુસ્તક બને તેટલી બાળવાર્તાઓ લખી છે. એક પ્રકાશકને તે ગમી પણ છે...તેનાં સરસ ચિત્રો દોરનાર કોઈ મળી જાય એટલે તે છાપવાના છે.'

'અરે, વાહ!' સિદ્ધાર્થ બોલી ઊઠ્યો. તેના અવાજમાં સાચુકલો આનંદ હતો, 'તો પછી તારે એ મને વાંચવા આપવી જ પડશે! ક્યારે આપીશ?'

'ના તમને નહિ આપું,' સંકોચાતાં ચારુએ કહ્યું, 'તમને તો તે સાવ બાલીશ જ લાગે.'

'પણ હું એ સમજીને જ વાંચીશ કે, એ વાર્તાઓ તેં ભારેખમ ડૉક્ટરો માટે લખેલી નથી!' સિદ્ધાર્થે હસતાં હસતાં કહ્યું, 'છતાં એ વાંચવાનું તો મને ગમશે જ. એ વાંચવાથી મને લાગશે કે, મને તારી કંઈક નવી ઓળખ મળી છે!'

તેની આંગળીઓ ચારુની આંગળીઓ પર વધારે દબાઈ, અને ચારુના મનમાં પાછો અપરાધી ભાવ સળવળી ઊઠ્યો. ક્ષણમાં મન ખાટું ખાટું થવા લાગ્યું—અલકેશ!...બદમાશ!...હેવાન!...

બહારથી રેસ્ટોરાં જેવી બિલકુલ નહિ દેખાતી એક રેસ્ટોરાંનું બારણું ખોલીને સિદ્ધાર્થ તેની પાછળ અંદર આવ્યો. અંદર એક નાના એવા વેઈટિંગ રૂમમાં બીજું બારણું હતું જેની અંદર જતાં ચારુએ જોયું કે, એક ખૂબ વિશાળ ડાઈનિંગ હૉલ ખીચોખીચ ભરાયેલો હતો. વેઈટરે બતાવેલા ટેબલ પાસે બેસીને તેણે આસપાસ જોયું—હવે બીજું કોઈ ટેબલ ખાલી નહોતું. ચોપાસ ખૂબ નીરવતા, ખૂબ શાંતિ



હતી. લોકો એટલા ધીમે ધીમે બોલતા—વાતચીત કરતા હતા કે આખું દૃશ્ય મૂંગી ફિલ્મ જેવું લાગતું હતું.

સિદ્ધાર્થે મેનુકાર્ડ ચારુ તરફ સરકાવ્યું. ચારુએ હસીને તે જોયા વિના જ પાછું તેના તરફ સરકાવ્યું. સિદ્ધાર્થ હસ્યો. થોડી વાર ચૂપચાપ કાર્ડમાં જોઈને તેણે ઈશારતથી વેઈટરને બોલાવ્યો. તેના મોં સુધી ઝૂકીને ઊભેલા વેઈટરના કાનમાં તેણે ઓર્ડર કહ્યો અને વેઈટર ગયો એટલે ચારુ સામે જોઈ સ્મિત કર્યું.

'રૂપાના અનેક ઉધામાથી, આમ તો મને ત્રાસ જ થતો રહ્યો છે,' એકાએક તેણે કહ્યું, 'પણ એક બાબતમાં તો મારે તેનો જ આભાર માનવો પડે તેમ છે.'

રૂપાનું નામ સાંભળતાં જ ચારુના મનમાં પાછું ઠંડું લખલખું ફરી વળ્યું. સિદ્ધાર્થનો દ્રોહ કરી રહ્યાનો, એક અપરાધ કરી રહ્યાનો ભાવ તીવ્રપણે મનમાં ભોંકાઈ રહ્યો...અને અલકેશની ખતરનાક ધમકી હૃદયને ચીરી રહી. તેનો ચહેરો, એક ક્ષણ, ફિક્કો પડી ગયો. બીજી ક્ષણે ગળામાં શ્વાસ રૂંધાતો હોય તેમ લાલલાલ થઈ ગયો...સખત પ્રયાસ કરીને તેણે મન પર કાબૂ લીધો.

પળ વાર સિદ્ધાર્થ બોલતો અટકી ગયો. તેની સામે જોઈ રહ્યો. તરત જ ચારુએ સ્મિત કર્યું એટલે તેણે પણ સ્મિત કર્યું અને બોલ્યો, 'મારે તેનો આભાર એટલા માટે માનવો જોઈએ કે, તે તમારી લગ્ન-સંસ્થામાં પહોંચી. નહિતર, તને મળતાં, કોને ખબર, હજી કેટલો સમય લાગ્યો હોત!'

'તો તો તમે મને કદી ન મળી શક્યા હોત!' ચારુએ કહ્યું.

'એ માનવા હું તૈયાર નથી,' એક હાથ ઊંચો કરતાં સિદ્ધાર્થે કહ્યું, 'મારી કુંડળીના નવેનવ ગ્રહો પર તારું નામ લખેલું છે!'

ચારુ હસી પડી. તેણે કહ્યું, 'સાચું કહો, ગ્રહોમાં તમે માનો છો?'

'સાચું કહું તો હું નથી માનતો,' સિદ્ધાર્થે કહ્યું, 'પણ હું માનું છું કે સ્ત્રીઓ–લગભગ બધી જ–ગ્રહોમાં માનતી હોય છે. ખરું ને ?'

'અને તમે ફક્ત એવી બાબતોમાં જ માનો છો જેના પુરાવા આપી શકાય. ખરું ને ?'

'ખરું. છતાં તમે પુરાવો શાને ગણો છો તેના પર બધો આધાર રહે...સેંકડો પ્રકાશવર્ષ દૂર રહેલા તારાઓ, આપણે ક્યારે શું કરીશું તે નક્કી કરતા હોય તેમ હું નથી માનતો.'

'બીજી કઈ ચીજમાં નથી માનતા ?'

'રોમેન્ટિક પ્રેમમાં,' સિદ્ધાર્થે કહ્યું, 'એવા પ્રેમની વાત જ સાવ વાહિયાત છે, નરી બનાવટ ! એક સ્ત્રી અને એક પુરુષ એકબીજાનાં થઈ રહે તેનું કારણ એ જ હોય છે કે, તેમને કેટલીક મહત્ત્વની જરૂરિયાતો હોય છે. ને એ એક બીજા વડે પૂરી થઈ શકતી હોય છે.' સહેજ થોભીને તેણે કહ્યું, 'બાકી અમુક જ પુરુષ કે અમુક જ સ્ત્રી તમારા જીવનને તૃપ્ત કરી શકે, બીજું કોઈ ન જ કરી શકે, એ વાત હું માનતો નથી. ખાલી બકવાસ છે બધો !'

તેની સામે દલીલ કરવાની ખૂબ પ્રબળ ઇચ્છાને પણ ચારુએ મનમાં દબાવી દીધી–ખરેખર ખાલી બકવાસ હતો એ બધો ? મિલ્ટન ને શેક્સપિયર, કાલિદાસ ને શુદ્રક, બાયરન, ને શેલી, ને કલાપિ–બધા જ ખાલી બકવાસ કરી ગયા હતા ? શીરીન ને ફરહાદ, લયલા ને મજનૂ, શેણી ને વિજાણંદ, રોમિયો ને જુલિયેટ–બધા જ બનાવટખોર હતા ? અરે, આજે ય જે હજારો ને લાખો સ્ત્રી–પુરુષો એક હૈયે ધબકે છે, એક શ્વાસે જીવે છે, ને એકનું મૃત્યુ બીજાનું પણ મૃત્યુ બની રહે છે એ બધું જ શું વાહિયાત છે ? બનાવટ છે બધી ?...

પણ તેણે દલીલ ન કરી. સ્ત્રીસહજ અંતઃસ્ફુરણા તેને કહી રહી હતી કે, સિદ્ધાર્થ જે બોલી રહ્યો હતો તેવું હકીકતમાં માનતો નહોતો.



છતાં તે એવું જ બોલે તેવી હાલતમાં તે મુકાઈ ચૂક્યો હતો–અંદરથી તે બે ભાગમાં ચીરાઈ ગયો હતો. પોતાના પ્રત્યે ઊંડા અને અદમ્ય આકર્ષણથી ખેંચાતા નવા સિદ્ધાર્થ સામે પોતાની જાતને સ્ત્રીથી અજેય અને કઠોર વાસ્તવવાદી માનતો જૂનો સિદ્ધાર્થ ઝનૂનપૂર્વક લડી રહ્યો હતો.

'કેમ ચૂપ રહી ?' સિદ્ધાર્થે પૂછ્યું, 'સામે કંઈ કહેવાનું નથી ?'

'કહેવાનું એટલું જ છે,' ચારુએ કહ્યું, 'કે તમે તમારી અંદરના બીજા તમે સાથે સંઘર્ષ ખેલી રહ્યા છો–બરાબર છે ?'

એકાદ ક્ષણ આશ્ચર્યથી આંખો પલકારતો તે ચારુ સામે જોઈ રહ્યો, અને પછી હસી ગયો. તેણે કહ્યું, 'કમાલ છે તું ! તારી વાત તદ્દન સાચી છે. થોડાક જ સમય પહેલાં હું ખાતરીપૂર્વક માનતો હતો કે, હું, મેં હમણાં કહ્યું એવો જ છું. પ્રેમ–બ્રેમ બધી માત્ર વાતો છે, બીજા લોકો માટે છે ! હું મારી જાતને એ બધાથી તદ્દન જુદી જ ભૂમિકાએ જીવનાર લોકો પૈકીનો એક ગણતો હતો–જીવન માત્ર મારી રીતે જ જીવતા રહેવું, અને જગતમાંથી જે લઈ લેવાની ઇચ્છા થાય તે લઈ લેવું !'

'અને હવે ?' ચારુએ પૂછ્યું.

'હવે મને લાગે છે કે, કોઈકે મને જ લઈ લીધો છે !' ચારુની આંખમાં જોતાં તેણે કહ્યું, 'મેં જે કહ્યું તેનો અર્થ તો તું બરાબર સમજે છે. સમજે છે ને ?'

શું જવાબ આપે ચારુ ? ના કહે તો સિદ્ધાર્થ તેને દંભી જ માની લે. આવડો મોટો અર્થ પણ ન સમજે તેટલી મૂર્ખ તે નથી તેની તેને બરાબર ખબર છે. અને જો હા કહે તો સ્વાભાવિક રીતે જ સિદ્ધાર્થની અપેક્ષા હોય કે, તેની જેમ પોતે પણ મનની વાત મોંએથી બોલે. અને તે શક્ય નહોતું–આ પળે તો તે શક્ય નહોતું

...અત્યારે તે તેને કહી શકતી નહોતી કે, અલકેશ નાલાયક નીકળ્યો છે, ને આ મિનિટે પણ રૂપાનો ગેરલાભ ઊઠાવી રહ્યો છે...એ વાત તે કહી શકતી નહોતી, ને તેથી જ પોતાના ઉત્કટ પ્રેમનો યે એવો જ સામો એકરાર કરી શકતી નહોતી. પ્રેમમાં તો સચ્ચાઈ જોઈએ, વફાદારી ને નિખાલસતા જોઈએ; પ્રેમમાં જૂઠ ન હોય, ઢાંકપીછોડો ન હોય...

સહેજ ગંભીર થઈ જતાં સિદ્ધાર્થે પૂછ્યું, 'મેં કોઈ એવો પ્રશ્ન પૂછી લીધો જેનો જવાબ આપવો આટલો મુશ્કેલ હોય ?'

'શું જવાબ આપું, સિદ્ધાર્થ ?' સહેજ દબાતા હૈયે તે બોલી, 'શું કહેવું એ હું નક્કી નથી કરી શકતી.'

'બસ,' સિદ્ધાર્થનો અવાજ એકાએક જરા કઠોર બની ગયો, 'હવે કંઈ જ જવાબ આપીશ નહિ !'

ચમકીને ચારુએ તેની સામે જોયું. તેને લાગ્યું, સિદ્ધાર્થના મુખ પર કોઈક આઘાત, કોઈક પીડા તરી આવી હતી. ચારુને ફાળ પડી– સિદ્ધાર્થની બહુ કુમળી લાગણી પર ઘા પડી ગયો હતો. પ્રેમના પોતાના એકરારનો સામે કોઈ પડઘો ન પડ્યો તેની ચોટ વાગી હતી. કદાચ, તેને એવું યે લાગ્યું હશે કે, પોતે તેને ચાહતી નથી...હાય ! ભગવાન !...

'સિદ્ધાર્થ, હું—' તે બોલવા ગઈ.

'કોઈ જવાબ હવે ન આપીશ !' તરત જ તે બોલી ઊઠ્યો. પણ સ્વસ્થતા તેણે જાળવી લીધી. 'મેં તારા પર કંઈ બોલવા માટે દબાણ કર્યું હોય તો દિલગીર છું. હું એ ભૂલી જવા બદલ પણ દિલગીર છું કે, કોઈ કોઈને મનમાં સ્પષ્ટ થતાં બહુ વાર લાગતી હોય છે.'

'પણ મારી બાબતમાં અત્યારે જ કોઈ નિર્ણય પર આવી જવાની કે કંઈ માની લેવાની ઉતાવળ, મહેરબાની કરીને. ન કરશો.' ઢીલા અવાજે ચારુએ કહ્યું, 'મારી આટલી વિનંતી માનજો !'



'બેશક ! બેશક !' એકાએક પાછો તદ્દન સ્વસ્થ થઈ ગયો હોય તેમ તે બોલ્યો અને વેઈટરને ઈશારાથી બીલ લાવવા કહ્યું.

પાંચેક મિનિટ પછી બન્ને ફૂટપાથ પર ધીમાં ડગલાં માંડી રહ્યા હતા. મોડી રાતનું અંધારું ખૂબ ગાઢ થઈ ગયું હતું. બત્તીના થાંભલા પરથી રૂપેરી પ્રકાશ ફૂટપાથ પર ખરતો હતો.

ચારુ નીચું જોઈને ચાલતી હતી. પણ બબ્બે–ત્રણ ત્રણ સેકંડે તેનાથી સિદ્ધાર્થ સામે જોવાઈ જતું હતું. હવામાં ધૂળિયો ઉકળાટ હતો. તે મનમાં ને મનમાં ખૂબ અકળાઈ રહી હતી. અનેક વાતો, અનેક વિચારો મનમાં ઊભરાતા હતા, ઉછળતા હતા પણ અસ્પષ્ટ હતા, સમજાતા નહોતા; ચહેરા વિનાના હતા, ઓળખાતા નહોતા. ઘણું કહી દેવું હતું, પણ શું ? કેવી રીતે ?...કંઈ કહેવાતું નહોતું. ને મનની અકળામણ વધી જતી'તી. ચૂપચાપ ચાલી રહેલા સિદ્ધાર્થ પર ગુસ્સો આવી જતો'તો : 'કેવો મીંઢો છે ? બોલે છે એક શબ્દે ય ?!'

સિદ્ધાર્થના ઘરના સંગેમરમરના પગથિયાં આવી ગયાં. સિદ્ધાર્થે ધીમા અવાજે પૂછ્યું.

'ઘરમાં આવે છે ? કે અહીંથી સીધો જ તને મૂકી જઉં એવી ઈચ્છા છે ?'

બુદ્ધિ કહેતી હતી કે, હવે સીધા ઘેર ચાલ્યા જવું જ સારું છે. પણ મન તેથી ફફડી ઊઠતું હતું. કહેતું હતું કે, સિદ્ધાર્થને આ માનસિક સ્થિતિમાં મૂકીને જો અત્યારે તે જશે તો તે જવાનું હંમેશ માટેનું બની રહેશે...

કંઈ બોલ્યા વિના તેણે આંખોને ઘરના બારણા પર ઠેરવી. આંખોની એ ભાષા બરાબર સમજ્યો હોય તેમ સિદ્ધાર્થે તેનો હાથ પકડ્યો અને પગથિયાં ચડી બારણું ખોલ્યું.

ઉપરના સુસજ્જ, ભપકાદાર દિવાનખાનામાં ચારુ એક સોફામાં બેસી પડી. તેની છાતીમાં હૃદય જાણે કંપવા લાગ્યું હતું–અમથું અમથું. અમથું અમથું કંઈક વલોવાઈ રહ્યું હતું. મનમાં અમથી અધીરાઈ ઘોળાઈ રહી હતી.

'શું લઈશ ? ચા કે—' સિદ્ધાર્થ પૂછવા ગયો.

પણ તરત જ તે બોલી ઊઠી, 'કંઈ નહિ. પ્લીઝ. એવું કંઈ લેવાની ઇચ્છા નથી !'

'મને પણ નથી,' કહેતો સિદ્ધાર્થ તે તરફ ફર્યો અને સોફામાં તેની લગોલગ બેસી ગયો. તેણે કહ્યું, 'મારી એટલી જ ઇચ્છા હતી કે તું મારી સાથે અહીં આવે. પણ હું તને ના કહેવાની તક આપવા માગતો હતો.'

'શા માટે ?'

'મને ખાતરી નહોતી કે, હું તને જેટલી ઇચ્છું છું એટલો તું મને ઇચ્છે છે કે કેમ !'

'ઓહ !' ચારુએ મનમાં જ એક નિસાસો મૂક્યો–'ઇચ્છું છું'ની જગ્યાએ 'ચાહું છું' એ શબ્દો જ હોવા જોઈતા હતા. એ શબ્દો જ હોય, ને એ શબ્દો તે બોલી શક્યો હોત...પણ તે ન બોલ્યો તે માટેય જવાબદાર તો પોતે જ હતી...દોષ પોતાનો જ હતો...

અચાનક તેને ભાન થયું, સિદ્ધાર્થના હૃદયના ધબકારા જાણે તેને અડતા હતા. હવે તેને દૂર કરી શકાય નહિ, હવે તેનાથી દૂર ખસી શકાય નહિ. મનમાં ઘણું ગૂંચવાતું હતું, અકળાતું હતું, ભાર–ભાર કરતું હતું. સિદ્ધાર્થના હાથમાં તેણે પોતાની જાતને ઢળવા દીધી.

'સિદ્ધાર્થ,' આંખો બંધ રાખીને તે બોલી, 'મારે તમને એક વાત કહેવાની છે.'



'હમણાં કંઈ જ ન કહીશ,' સિદ્ધાર્થનો ધીમો, દબાયેલો અવાજ તેના કાન પાસે સંભળાયો. તેનો ગરમ શ્વાસ તેના કપાળ પર, ગાલ પર, ડોક પર, નજીક આવી રહ્યો હતો, વધારે ને વધારે નજીક આવી રહ્યો હતો.

'પ્લીઝ, સિદ્ધાર્થ,' તે ગણગણી, 'પહેલાં વાત સાંભળો...બહુ અગત્યની છે...'

'અત્યારે કંઈ જ અગત્યનું નથી, ચારુ !' સિદ્ધાર્થના હોઠ તેના હોઠ પાસે ફફડ્યા.

તેને રોકવાનો પ્રયાસ તેણે છોડી દીધો. તેને રોકી શકાય– મનને ધમરોળતી, સખત પીડતી વાત, રૂપા અને અલકેશની વાત સાંભળવા તે રોકાય–તેમ નહોતું. અને તેનામાં પણ કંઈક તીવ્ર, બહુ તીવ્ર જાગી રહ્યું હતું. ઓગળી જવું'તું, આ પળે હવે જે થાય તેમાં સમાઈ જવું'તું, મટી જવું'તું...આંખો બંધ રાખીને તે પડી રહી.

અચાનક ફોનની ઘંટડી રણકી, જાણે સેંકડો ઘંટ સામટા વાગ્યા હોય તેમ...

# ❖ ચોવીસ ❖

એક જ, માત્ર એક જ પળ હજી તો વીતી હતી. એક નાનકડી પળ પહેલાં જ ચારુનું બ્હી ગયેલું, ડહોળાઈ ગયેલું, તોલદાર, અમંગળ આશંકા-ઓથી કંપી રહેલું હૃદય સિદ્ધાર્થના હૃદય સાથે દબાઈને પીડાને ભૂલી રહ્યું હતું; તેના હોઠના સ્પર્શે જાણે ઘેનની શીશી સૂંઘી હોય તેમ ધીમે ધીમે એક સુખભરી બેહોશીમાં સરી રહ્યું હતું, સંતાપ શમવા લાગ્યો હતો...

ને અચાનક ઝટકો લાગ્યો હતો. ફોનની ઘંટડીએ સિદ્ધાર્થને અચાનક ખેંચીને ઊખાડી લીધો હતો. ચારુના મનને અચાનકની એક હેબત લાગી ગઈ.

ફોન પર વાત કરતા સિદ્ધાર્થ સામે તે માત્ર જોઈ રહી. સિદ્ધાર્થનો ચહેરો, તેની આંખો ઝડપભેર પલટાઈ રહ્યા હતા. કોઈક તાકીદની, કટોકટીની ઘડીનો અહેસાસ ચહેરા પર લીંપાઈ રહ્યો હતો. પહોળી આંખે ચારુ તે જોઈ રહી–સિદ્ધાર્થના ચહેરા પર ઝપાટાબંધ બધી જ નવી રેખાઓ



દોરાઈ ગઈ હતી, જાણે ઘડી પહેલાંનો સિદ્ધાર્થ એ નહોતો; વરસું વરસું થઈ ઝૂકી ચૂકેલ પ્રણયીએ પળમાં જાણે ડૉક્ટરનો ચહેરો પહેરી લીધો હતો.

'ના, ના ! બિલકુલ નહિ. મને તેમાં કંઈ જ તકલીફ નથી,' વાત પૂરી કરતાં તે બોલ્યો. ભારોભાર તાકીદ અને અધીરાઈથી તેનો અવાજ કંપી રહ્યો હતો, 'તમે મને ફોન કર્યો એ જ બરાબર કર્યું છે, ડૉક્ટર ! પાંચ મિનિટમાં જ હું નીકળું છું. જલદીમાં જલદી પહોંચું છું...ત્યાં સુધી તમે સંભાળી લેજો, ડૉક્ટર, પ્લીઝ !...'

રીસીવર મૂકી તે ઝડપથી ચારુ તરફ ફર્યો.

'હૉસ્પિટલમાં તાત્કાલિક પહોંચવું પડશે,' તે જલદી જલદી બોલ્યો, 'એક ઓપરેશનમાં ઈમર્જન્સી ઊભી થઈ છે. કટોકટીની સ્થિતિ છે...મારે તાત્કાલિક પહોંચવું પડશે...'

'હું એકલી ઘેર જઈ શકીશ,' ચારુએ તરત જ કહ્યું. સિદ્ધાર્થના અન્યમનસ્ક ચહેરા સામે જોતાં તેને લાગ્યું કે, પોતાને ઘેર પહોંચાડવાનો કોઈ ખ્યાલ અત્યારે તેના મનમાં જ નહોતો. અત્યારે ખૂદ પોતે પણ તેના મનમાં નહોતી. પણ તેનું તેને દુઃખ ન લાગવું જોઈએ. હંમેશા આવું જ બનવાનું. ભવિષ્યમાં આવી જ પળો માટે તેણે તૈયાર રહેવું પડશે. તેમના વચ્ચેની ગમે તેટલી રોમાંચક, ગમે તેટલી નાજુક સુખની પળોમાં પણ એક સિદ્ધાર્થ, ડૉક્ટર સિદ્ધાર્થ તો આવી જ ઈમર્જન્સીની ઘંટડી માટે કાન માંડી રહેતો હશે. દર્દી માટે ભય ઊભો થતાં જ, બીજું બધું જ મટીને માત્ર ડૉક્ટર બની જવાની જ તે તાલીમ પામેલો છે. તેના વ્યક્તિત્ત્વના પ્રત્યેક તાણે ને વાણે એ તાલીમ વણાયેલી છે.

'આઈ એમ સોરી, ચારુ !' ખૂબ ત્વરાથી ટાઈ બાંધી, કોટ પહેરીને બારણા તરફ ડગલું માંડતાં તે બોલ્યો.

'પ્લીઝ, ડોન્ટ બી સોરી ફોર બીઇંગ એ સર્જન !' ઊભી થઈને તેની તરફ ચાલતાં ચારુએ કહ્યું.

કારમાં સ્ટીઅરીંગ વ્હીલ પાછળ ગોઠવાતાં સિદ્ધાર્થ ચારુ તરફ ફર્યો અને કંઈક બોલવા ગયો. પણ ચારુએ તરત જ હાથ ઊંચો કરીને તેને રોકી દીધો, અને કહ્યું : 'જાવ, સિદ્ધાર્થ !'

અને પછી કારની પાછળની બત્તીઓને દૂર દૂર સરકી જતી જોઈ રહી. કાર વળાંક લઈને દેખાતી બંધ થઈ એટલે તેણે ફૂટપાથ પર ચાલવા માંડયું.

'ફક્ત પાંચ જ મિનિટ મોડો ફોન આવ્યો હોત !' ખાલી મનમાં વિચાર આવ્યો, 'અલકેશ ને રૂપાની વાત કહી દેવાનો સમય મળી ગયો હોત !'...અને પછી વિચાર પાછળ વિચારની જાણે હાર લાગવા માંડી, 'સમય ન જ મળે ને ? સમયસર નિર્ણય ન કરી શકનારના હાથમાં સમય આવતો જ નથી. હાથતાળી જ દઈ જાય છે...સમય તેની પાસે હતો જ ને ? જમતી વખતે કેટલો બધો સમય મળ્યો'તો તેને ? છતાં તે કંઈ ન બોલી–હવે કોઈ શું કરે ?...'

'બહુ ભારે ભૂલ કરી હતી તેણે, નહિ ? જ્યાં સંપૂર્ણ શ્રદ્ધાની જરૂર હતી ત્યાં આશંકાઓમાં અથડાયા કરી હતી. સિદ્ધાર્થને તે કોઈ શંકાથી ભરેલો ત્રાહિત કેમ માની બેઠી હતી ?...જે તેના જ પ્રેમમાં ડૂબી ચૂકયો હતો, સંપૂર્ણપણે તેનો હતો તે તેની વાતનો વિશ્વાસ નહિ કરે એમ શી રીતે માની શકી હતી ?...અલકેશ અને રૂપાની બાબતમાં પોતે ક્યાંય કોઈ રીતે દોષમાં નથી એ વાત તો તેણે ક્યારની યે સ્વીકારી લીધી છે. પછી શી જરૂર હતી અચકાવાની ? ...ધારો કે એ વાત હવે તે બીજે ક્યાંકથી જાણે, તો ? તેણે એ વાત તેનાથી કેમ છૂપાવી એમ પૂછે તો ? ને વાત છૂપાવી તેથી જ તેના મનમાં કોઈ શંકા પેસી જાય તો ?'...તો પછી તેના સાચા ખુલાસા પણ તેને સાચા ન લાગે–બનવાજોગ છે ! હાય !...એવું ન બનશો ! ભગવાન ! એવું ન બનશો...'

'પણ તેનો યે ક્યાં કંઈ વાંક હતો ? અલકેશે–નાલાયક બદમાશે –તેને ખરેખરી ગભરાવી મૂકી હતી. તેની ધમકી ભૂતના ઓળાની



જેમ તેના મન પર ચડી બેઠી હતી...બ્હાવરી બની ગયેલી તે ડરી જાય, અચકાઈ જાય તેમાં શો વાંક હતો તેનો ?...તેની હિંમત જ સાવ તૂટી પડી હતી છેક સુધી ! છેક છેલ્લી ઘડીએ હિંમત પાછી આવી હતી ખરી–સિદ્ધાર્થના પૂર્ણ પ્રેમની પ્રત્યક્ષ હૂંફ મળતાં હિંમત પાછી સજીવન થઈ હતી ખરી, પણ ઉફ ! કમબખ્ત ફોનની ઘંટડી !...'

અચાનક તે કોઈકની સાથે અથડાઈ પડી. ચકડોળની જેમ ચક્કર ચક્કર ઘૂમતા વિચારો એકાએક જાણે થંભી ગયા, ને તે વિચારોમાંથી બહાર આવી ગઈ. બહાર આવીને તેણે આસપાસ જોયું. સામેથી ધીમી ગતિએ આવી રહેલી એક ટેક્ષીને હાથ ઊંચો કરી થોભાવી અને ઘડિયાળમાં જોયું. ઓહ ! ઘેર પહોંચતાં તો અગિયાર વાગી જશે !

* * *

'બેએક કલાકમાં તો ઓપરેશન પતી જશે' ઓપરેશન થિયેટરમાં પગ મૂકતાં સિદ્ધાર્થે ધાર્યું હતું. લાંબામાં લાંબાં અને અટપટાં ઓપરેશનોમાં ય તેને એથી વધારે સમય કદી લાગ્યો નહોતો. જો કે, બે કલાક પણ બહુ કઠિન થઈ પડે. અત્યંત તીવ્રપણે સમગ્ર ચેતનાને ઓપરેશન પર એકાગ્ર કરીને બબ્બે કલાક સુધી, પળે પળે ભારે જોખમના ભાર નીચે ઓપરેશન કરવું એ શરીર અને મન બન્નેને સખત થકવી નાખનાર કામ બની રહેતું.

ને આજનું ઓપરેશન તેની ધારણા કરતાં ય ઘણું વધારે જોખમી બની ગયું હતું. ઘણી બાબતો એક સાથે એટલી ખરાબ રીતે ગૂંચવાઈ ગઈ હતી કે, મગજને એક એક સેકંડે સખત એકાગ્ર રાખવું અનિવાર્ય બની ગયું. કદી નહિ અનુભવેલી જોખમની ચેતવણી પળે પળે તેના મગજને ઝણઝણાવી નાખતી હતી, હાથની એક એક હીલચાલ વખતે જાણે તેનો શ્વાસ થંભી જતો હતો. મગજની નસો સખત ખેંચાઈને તંગ બની જતી હતી.

ને એ બધું ત્રણ કલાક સુધી ચાલ્યું. ત્રણ કલાકે તેણે હોસ્પિટલની કોરીડોરમાં પગ મૂકયો ત્યારે તેને ભાન થયું કે થાકથી તેનું

બદન તૂટી રહ્યું હતું. ત્રણ કલાકમાં જાણે તેનું શરીર નીચોવાઈ ગયું હતું.

કંપાઉન્ડમાં પડેલી કાર પાસે આવીને તે થોડી વાર ઊભો રહ્યો. ખૂલ્લી, તાજી હવામાં એક મોટો શ્વાસ લીધો. પણ કપડાંમાં હજી જાણે એનેસ્થેટિક્સની તીવ્ર વાસ ભરાઈ રહી હતી. માથું ભારે થઈ ગયું હતું. મગજ એક વિચિત્ર પ્રકારનો કંટાળો અનુભવી રહ્યું હતું.

દૂરથી, કોરીડોરમાં ઊભા રહીને તેના આસિસ્ટન્ટે તેને બૂમ પાડી. સિદ્ધાર્થે તે તરફ જોયું. હાથ હલાવીને આસિસ્ટન્ટ તેને પાછો બોલાવી રહ્યો હતો. કંઈક અણગમાપૂર્વક, કંઈક ચિંતાપૂર્વક સિદ્ધાર્થ પાછો ગયો.

'સર, તમારો ફોન છે.' આસિસ્ટન્ટે કહ્યું.

'ફોન? અત્યારે?' પોતાને જ પૂછતો હોય તેમ સહેજ ગણગણતો તે ફોન લેવા ગયો.

'હલ્લો, સિદ્ધાર્થ! હું મૃગા બોલું છું!' મૃગાનો અવાજ સંભળાયો. એક પળ સિદ્ધાર્થને આંચકો લાગ્યો. બીજી પળે મન તિરસ્કારથી ભરાવા લાગ્યું.

'હું ખૂબ થાકેલો છું,' તેણે કહ્યું, 'એટલે જે કહેવાનું હોય તે જલદી કહી દે–બિલકુલ ટૂંકામાં.'

'હું પણ ખૂબ થાકેલી છું,' મૃગા બોલી, પણ તેના અવાજમાં જાણે આનંદભરી તાજગી હતી, 'પણ વાત જેટલી ગંભીર છે એટલી જ કમનસીબ છે, સિદ્ધાર્થ. મને લાગે છે કે તમારે તે વહેલામાં વહેલી તકે જાણી લેવી જોઈએ.'

'જો તારે કોઈ વાત કહેવાની હોય તો જલદી કહી દે,' સિદ્ધાર્થ કંટાળાપૂર્વક બોલ્યો, 'નહિતર ફોન મૂકી દે!'

'હમણાં જ મૂકી દઉં છું,' મૃગાનો અવાજ સંભળાયો, 'પછી તમે કહેશો તો પણ નહિ ઉપાડું. પણ આટલી મોડી રાત્રે મેં ફોન



અમસ્તો નથી ઉપાડયો. જો કે તમે તો મારી સાથે આચરી શકાય તેટલી બધી જ નિર્દયતા આચરી ચૂકયા છો, પણ મારું નાદાન મન હજી વળગ્યું રહે છે એટલે તમને ચેતવ્યા વિના રહી શકતી નથી.'

સિદ્ધાર્થનું માથું સણકા મારવા લાગ્યું. તેણે તીખા અવાજે કહ્યું, 'જલદી બોલી નાખ!'

'તો સાંભળી લો. જેણે તમારી આંખો પર પાટા બાંધી દીધા છે, જેને કારણે તમે મને, મારી જીવનભરની પ્રીતને ઠોકરે મારી છે એનાથી સાવચેત રહેજો. રૂપા હજી પેલા બદમાશના પંજામાં ફસાયેલી જ છે. બલ્કે, તેને ફસાવી રાખવામાં આવી છે'...સહેજ અટકીને ધીમા, ઘેરા અવાજે તેણે ઉમેર્યું, 'તે બદમાશ અને તમારી ચારુ એક જ ધંધાનાં ભાગીદાર છે–મને તેમાં કોઈ શંકા નથી. મેં તમને ચેતવી દીધા. હવે તમે જાણો!'

રીસીવર મૂકાઈ ગયું. તેનો અવાજ સિદ્ધાર્થના કાનમાં ધબાકાની જેમ પછડાયો. તેનું મગજ સણસણી ઊઠયું. આખું શરીર જાણે અંદરથી હચમચી ઊઠયું. ધસારાબંધ લોહી જાણે મગજમાં ભરાઈ ગયું. લમણાં ધબક, ધબક ધબકવા લાગ્યાં. રીસીવર પર કચકચાવીને મુઠ્ઠી ભીડાઈ ગઈ. હોઠ ધીમું ધીમું ધ્રૂજી રહ્યા, બબડી રહ્યા, 'બેશરમ! ...પાજી!...કિન્નાખોર નાગણ!...'

ધીમે ડગલે ચાલતો પગથિયાં ઊતરીને તે કમ્પાઉન્ડમાં પહોંચ્યો. થોડી વાર ઊભો રહ્યો. હોઠ ભીંસીને માથું ધુણાવ્યું. જોરથી શ્વાસ લીધો અને બહાર કાઢયો. રાત ઠરવા લાગી હતી. હવા ઠંડી ઠંડી તાજગીથી ભરપૂર હતી. મનને પ્રફૂલ્લ તાજગીથી ભરી દે તેવી એ હવા તેના મનને પ્રફૂલ્લ બનાવી શકે તેમ તો નહોતી, પણ ધીમે ધીમે, તે કાર સુધી પહોંચ્યો, સ્ટીઅરીંગ વ્હીલ પાછળ ગોઠવાયો ત્યાં સુધીમાં મગજને થોડીક ઠંડક આપી શકી હતી. ધખધખતા તાવ જેવા ઉશ્કેરાટને શાંત કરી શકી હતી.

'મનને એક બેવકૂફ સ્ત્રીની ઝેરીલી વાતોથી વ્યગ્ર ન બનવા દેવું જોઈએ'–તેને વિચાર આવ્યો–'શું મહત્ત્વ છે તેનું, કે તેની વાતોનું?' અને એ વાતોને મનમાંથી ખંખેરી નાખતો હોય તેમ માથું ધુણાવીને તેણે સ્મિત કર્યું. તરત જ કાર સ્ટાર્ટ કરી.

'ચારુ!' તેના મનમાં જાણે અવાજ પડછાયો. ને તે સાથે જ એ મીઠડી જાણે સદેહે આવીને તેની સોડમાં બેસી ગઈ! તેની ગજબનાક, અસરદાર આંખો જાણે તેની સામે ઝળુંબી રહી. મદીલા હોઠ મંદ મંદ મરકી રહ્યા. તેની સાથે ગાળેલી છેલ્લી મધુર પળો, જાણે દેહ ધરીને તેને આલીંગી રહી. રૂપાળી, ભરપૂર કાયા તેના હાથમાં ઝૂલી રહી. સ્ટીઅરીંગ વ્હીલ પર હાથની પક્કડ એકાએક નાજુક, કોમળ બની ગઈ.

'ત્યારે જ,' તેને વિચાર આવ્યો, 'બરાબર ત્યારે જ ફોન ન આવી પડયો હોત તો ભગવાન જાણે શું શું થયું હોત!'

શું થયું હોત તે તેને કહેવા ભગવાને આવવાની જરૂર નહોતી. ભગવાનની જેમ, તેની તો, તેને પણ ખબર હતી. તેને હસવું આવી ગયું.

ઓહ! ભગવાન! ચારુ વિના નહિ ચાલે!...કદી ચાલી નહિ શકે તેના વિના!...તેનું મન ચિત્કારી ઊઠયું. અને તે પોતે જ ચોંકી ગયો. 'શું? તે પોતે જ આ ઝંખી રહ્યો હતો? સિદ્ધાર્થ પોતે?!'

આશ્ચર્ય!!

હા, એ બીજું આશ્ચર્ય હતું. પહેલી વાર જ્યારે તેને આંજી નાખતા પ્રકાશ જેવું ભાન થયું હતું કે, સાવ અજાણી એ છોકરી સાવ આસાનીપૂર્વક તેના મનમાં પેસી ગઈ હતી–ત્યારે આવું જ એક આશ્ચર્ય તેને થયું હતું...જો તે સ્વભાવે જ સાવધ માણસ ન હોત તો આજે જમતાં જમતાં જ તેણે લગ્નનો પ્રસ્તાવ મૂકી દીધો



હોત...ના, ના. એવું યે નહોતું. સાવધ હોવા છતાં તે પ્રસ્તાવ તેણે મૂકી જ દીધો હતો. તેમાં તેનું પણ કંઈ ચાલે તેમ નહોતું. રહેવાય તેમ જ નહોતું...પણ ચારુનો પહેલો પ્રતિભાવ જ ઠંડો હિમ જેવો હતો. એ વાતથી જ જાણે તે દૂર ખસી જવા મથતી હતી...શું કારણ હશે?...

કે પછી માત્ર પોતે જ આગળ ને આગળ દોડયા કરતો હતો? ને તે પણ તેની જેમ જ દોડતી હોવાનો આભાસ જોયા કરતો હતો? ના, ના. એવું તો ન હોઈ શકે! ન જ હોઈ શકે...

એકાએક ડાબી તરફની ગલીમાંથી નીકળેલી એક ટેક્ષી તેની તદ્દન નજીકથી વળાંક લઈને જોરથી હોર્ન વગાડતી પસાર થઈ ગઈ. સિદ્ધાર્થ ચમકી ગયો. એકદમ પગ એક્સેલરેટર પરથી હટાવી દીધો. કાર ધીમી પડી. ટેક્ષીવાળા પર એવો ગુસ્સો ચડી આવ્યો કે, મનમાં ગાળ ભાંડવા જ જતો હતો, પણ ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે વિચારોના દબાણમાં ને દબાણમાં તેણે એક્સેલરેટર એટલા જોરથી દબાવી રાખ્યું હતું કે, કાર પવન સાથે સ્પર્ધામાં ઊતરી હોય તેમ ભાગી રહી હતી.

તેણે કાર ધીમી પાડી, અને રસ્તાની બાજુ પર ધીમી ગતિએ હંકારવા માંડી. મગજ પર કાબૂ તો રહેવો જોઈએ. કાર હંકારતી વખતે ય કાબૂ ન હોય એ તો કેમ ચાલે?

ચાર રસ્તા પાસે આવતાં તેણે કારને વળી વધારે ધીમી પાડી. સહજ જ તેણે આસપાસ જોયું. ડાબી તરફ એક નવી ફેશનેબલ હોટેલની નીઓન લાઈટ્સ ઝબૂકતી હતી. તેણે ફરી વાર તે લાઈટો તરફ જોયું. લાલ, લીલા, પીળા અક્ષરો લખાતા ને ભૂંસાતા હતા, ઝબુક–ઝબુક, 'ડીસ્કો'...'ડીસ્કો'...ઝબુક–ઝબુક...

સિદ્ધાર્થના હોઠ મરકી ગયા. ફરી તેની નજર હોટેલના પ્રવેશ-દ્વાર તરફ ગઈ. પાંચ, દસ, પંદર, વીસ યુગલોની એક હાર બહાર આવીને જુદી જુદી દિશામાં વિખરાઈ જતી હતી. અમસ્તો જ તે

તેમને જોઈ રહ્યો. એક જુવાનિયું યુગલ હાથમાં હાથ પરોવીને તેની તરફ જ આવી રહ્યું હતું. બન્ને કેવાં ગુલતાનમાં હતાં! છોકરો વધારે ઊંચો હતો, ને છોકરી તેની પાસે જરા નીચી લાગતી હતી. તેઓ જરા નજીક આવ્યાં. છોકરીના વાળનો કટ, તેની સ્ટાઈલ પહેલાં પણ જોયેલી હોય તેવી લાગતી હતી. ચાલ પણ એવી લાગતી હતી. તેણે જરા ધ્યાન આપીને જોયું. પેલાં બન્ને બત્તાના એક થાંભલા પાસેથી બીજી દિશામાં વળી ગયાં. ને બત્તીના પ્રકાશમાં ખીલખીલ હસતી, મસ્તીમાં ડોલતી એ છોકરીને સિદ્ધાર્થે ઓળખી.

જબરદસ્ત હેબત ખાઈને તેનો પગ બ્રેક પર દબાઈ ગયો. આંખો જાણે કોઈ અકલ્પ્ય દૃશ્ય જોઈ રહી હોય તેમ ખેંચાઈને પહોળી થઈ ગઈ. એ રૂપા હતી!

માથામાં એક જોરદાર સણકો ઊઠયો. એ રૂપા જ હતી!...ને તો...તો પછી તેની સાથે હતો એ જ પેલો બદમાશ...એ જ અલકેશ!

એક પળ તેને ઝનૂન ચડી આવ્યું. કારમાંથી કૂદીને બન્નેને પકડી લેવાની ઇચ્છા થઈ આવી. અલકેશને મારી મારીને ખોખરો કરી નાખવાની ઇચ્છા થઈ આવી. પણ મહાપ્રયાસે તેણે કાબૂ જાળવી લીધો. ધીરે ધીરે કાર આગળ હંકારીને બન્નેથી દૂર નીકળી ગયો.

તેનું મગજ ધમધમી ઊઠયું હતું. બંદૂકમાંથી છૂટતી ગોળીઓની જેમ ધગધગતા વિચારો ફૂટી રહ્યા હતા–અલકેશ!...તો એ જ અલકેશ! એ જ હતો એ ડામીજ!...હજી તે રૂપાને વળગેલો છે, જળોની જેમ! હજી ચૂસી રહ્યો છે બદમાશ!

તો પછી–તો પછી ચારુએ આપેલું વચન કયાં ગયું? તેણે વારંવાર વચન આપ્યું છે કે એ બદમાશ કદી રૂપાની નજીક પણ નહિ ફરકે!...ને રૂપા હજી એવી ને એવી જ ફસાયેલી છે! શો અર્થ રહે છે તો પછી એ વચનનો?...

કે પછી અર્થ તેને હતો જ નહિ? જૂઠાણું હતું એ બધું?



મગજમાં જાણે મોટાં રાક્ષસી યંત્રો ધમધમી રહ્યાં. પૂરઝડપે ચક્રો ઘૂમવા લાગ્યાં. એક ઝબકારો થયો–આજની તેની વર્તણૂક! ઓહ! હવે સમજાયું, શા માટે એની વર્તણૂક એટલી વિચિત્ર હતી આજે! ઉફ! અત્યાર સુધી પોતાને ચકરાવે ચઢાવી દીધો'તો તેની વર્તણૂકે. પણ હવે બધું સમજાય છે...દીવા જેવું દેખાય છે બધું. એ સંકોચ નહોતો...શરમ નહોતી, અપરાધ હતો! મનમાં જાગતો ભરાઈ રહેલો એક હીન ગુન્હો હતો, જે તેની વર્તણૂકને એટલી કઢંગી બનાવી રહ્યો હતો!

ને પોતે તેને સ્ત્રીસહજ લજ્જા, સ્વાભાવિક હિચકિચાટ માની બેઠો હતો!

ઝનૂને તેની બુદ્ધિનાં તમામ બારણાં સજ્જડ બંધ કરી દીધાં. એક તીરાડ પણ ખુલ્લી ન રહી, જ્યાંથી એ વિચાર અંદર પ્રવેશી શકે કે, ચારુ એવી ન હોય. ચારુ સાચોસાચ તેના પ્રેમમાં હતી, તંતોતંત તેની હતી. તેના મનમાં દગો ન હોય.

એક તીરાડ પણ ખુલ્લી નહોતી જ્યાંથી અંદર ઘૂમરાતા ખોટા ઝનૂની વિચારો બહાર નીકળી જઈ શકે. એ વિચારો સખત જોશ-પૂર્વક ઘૂમરાતા રહ્યા–બરાબર છે. બધી જ વાતનો તાળો હવે મળી શકે તેમ છે. અલકેશે લગ્નબ્યૂરોમાંથી જ રૂપાને ફસાવી છે. એ લગ્ન-બ્યૂરો ચલાવનાર ચારુની બહેનપણી છે–એવી જિગરજાન બહેનપણી જેને માટે તે ગમે તે કરવા તૈયાર હોય છે. ને એ બહેનપણી અલકેશની સગી બહેન છે...બધું બરાબર ગોઠવાઈ જાય છે. બધું પહેલેથી ગોઠવાયેલું જ છે...

એકદમ તેણે જોરથી સ્ટીઅરીંગ વ્હીલ ઘૂમાવ્યું. જોરથી એક્સેલરેટર દબાવ્યું. કારનુ મશીન તેના મગજની જેમ ધમધમી ઊઠયું. ઝડપથી રસ્તો બદલીને કાર ઉડવા લાગી–ચારુના ઘર તરફ.

રાતનો દોઢ વાગ્યો હતો.

## ❖ પચીસ ❖

ડીમ લાઈટના અંધારિયા પ્રકાશમાં ડોરબેલના બઝરનો બોદો અવાજ અચાનક ફરી વધ્યો, ત્યારે ચારુ સપનામાં સિદ્ધાર્થને પોતાની ભયભીત સ્થિતિની વાત કહી રહી હતી. અલકેશે કેવી ખતરનાક ધમકી આપીને તેનું મોં બંધ કરી દીધું હતું, તેની વાત બીતી બીતી કરી રહી હતી. સાચે જ તે બ્હી ગઈ હતી–સિદ્ધાર્થને તે સમજાવી રહી હતી. બ્હી જ જાયને વળી ? અલકેશ એકલો પણ બીવા જેવો બદમાશ હતો, અધૂરામાં પૂરું તેની સાથે મૃગા ભળે, પછી શું મણા રહે પોતાની કઠણાઈમાં ?...

ને બઝર લગાતાર વાગી રહ્યું હતું. સપનામાં તેનો અવાજ ભળી જઈ ને એક વિચિત્ર અસર પેદા કરી રહ્યો હતો, જબ્બર ખલેલ પાડી રહ્યો હતો. અચાનક તૂટેલી ફિલ્મની પટ્ટીની જેમ દૃશ્ય પડદા પર ક્ષણાર્ધ થંભીને રેળાઈ જતું'તું. અર્ધજાગૃત, અર્ધતંદ્રામાં તેણે જોરથી પડખું ફેરવ્યું અને નિરુપાય રોષપૂર્વક હાથપગ પછાડ્યા,



બઝર હજી વાગી રહ્યું હતું. તેના મગજને જાણે ઝટકો લાગ્યો, ને પૂરેપૂરી જાગી ગઈ.

ઓહ ! આશ્ચર્ય પામતી તે બેઠી થઈ ગઈ. અત્યારે, મધરાતે ય વીતી ગઈ હતી, ત્યારે કોઈ તેને બારણે ઘંટડીનું બટન દબાવીને ક્યારનું ય ઊભું હતું ! કોણ હશે ?...શા માટે આવ્યું હશે–અત્યારે ?...

બારણા પાસે સ્વીચ દબાવીને તેણે બહારની બત્તી કરી અને બારણાના પીપહોલમાંથી બહાર જોયું, અને ચોંકી ગઈ: 'ઓહ ! સિદ્ધાર્થ ?.,.અત્યારે ?...'

એક ક્ષણમાં સ્ટોપર ઊઘાડીને તેણે બારણું ખોલી નાખ્યું. એ ચાર–આઠ–ઘણા નાના નાના પ્રશ્નો મનમાં ધક્કામુક્કી કરી રહ્યા, પણ તે કંઈ બોલી ન શકી. ધીરેથી અંદર પગ મૂકતા સિદ્ધાર્થના ચહેરા સામે તે સ્તબ્ધ થઈને તાકી રહી. જાણે ક્યાંકથી લઈને નરી રાખ લીંપાઈ ગઈ હોય એવો વિવર્ણ થઈ ગયો હતો એ ચહેરો. ગાલમાં જાણે અણીદાર હાડકાં ઉપસી આવ્યાં હતાં અને ખેંચાઈ ગયેલી ચામડી નીચે આગળ ધસી આવતાં હતાં. આંખો સાવ ફરી ગઈ હતી. અંદર ઊંડે ક્યાંક વળી વળીને ભભૂકતી જ્વાળાની લાલભડક અણીઓ લબકારા કરી જતી હતી.

ચારુ અવાક થઈ ગઈ–ક્ષણભર.

બીજી ક્ષણે સહેજ સહેજ કંપતા પોતાના હાથ તેના હાથ પર મૂકતાં તેણે પૂછ્યું, 'શું થયું છે, સિદ્ધાર્થ ? આવા કેમ થઈ ગયા છો ?...તમારો પેશન્ટ—'

'પેશન્ટ માટે મારે હોસ્પિટલ જવાનું હોય,' સિદ્ધાર્થનો કઠોર લુખ્ખો અવાજ સંભળાયો, 'અહીં તારી પાસે નહિ !'

ચારુ એક આંચકો ખાઈ ગઈ. તેના હાથ આપોઆપ સિદ્ધાર્થના હાથ પરથી સરી પડ્યા.

સિદ્ધાર્થનો અવાજ ફરી સંભળાયો, 'અહીં મારે તો જ આવવું પડે જો મારી બહેન તમારા ગુંડાના હાથમાં હજી ફસાયેલી જ હોય !'

ચારુની આંખો ફાળ ખાઈને પહોળી થઈ ગઈ : 'તમે–એ જાણો છો ?'.

દુર્ભાગ્ય આવવાનું જ હોય ત્યારે ગમે તે રીતે આવી શકે છે–માણસની જીભે ચડીને પણ આવી શકે છે. ચારુનો પ્રશ્ન, પ્રશ્નના શબ્દો દુર્ભાગ્યના દૂત બની ગયા. તેથી, ઊલટી, સિદ્ધાર્થના મનની રહીસહી શંકા ય જતી રહી. તેના મનમાં એક કાતિલ પીડાજનક ખાતરી ભોંકાઈ રહી–ચારુના મનમાં બેશક, અપરાધ હતો !

'હા,' કડવાશભર્યું સ્મિત કરતાં તે બોલ્યો, 'હું એ જાણું છું–તને તે ન ગમ્યું ને ?' મનના રોષને જાણે હથેળીઓ વચ્ચે દબાવતો હોય તેમ બન્ને હથેળીઓ સામસામે ભીંસતાં તેણે કહ્યું, 'ભગવાનને ખાતર...ભગવાનને ખાતર એ કહીશ કે એ મને તેં કેમ ન જણાવ્યું ?'

'મને–મને ડર લાગતો હતો—'

'કે હું એ બધું બંધ કરાવી દઈશ તો તમારું સૌનું શું થશે, એમ ?'

'ના, ના, સિદ્ધાર્થ, ના !' ચારુ ભારે અકળામણમાં બોલી ઊઠી, 'આવું–આવું નિર્દય તમે વિચારી શી રીતે શકો છો ?'

'તો પછી એ વાત તેં મને શા માટે ન કહી ? શો વાંધો હતો કહી દેવામાં ?...કે એમ માનીને ચૂપ હતી કે, ધીમે ધીમે એ હકીકત પણ મને કોઠે પડી જશે ? પછી ફિકર નહિ–હેં ?'

'હું કહી શકતી નહોતી, સિદ્ધાર્થ. વિભા મારી બહુ વહાલી સખી છે ને—'

'ને તારે મન, તેની પાસે હું કંઈ વિસાતમાં નથી, કેમ ? હું માત્ર તુચ્છ—'



'ના, સિદ્ધાર્થ, ના ! ભગવાનને ખાતર એવું ન બોલો, સિદ્ધાર્થ ! ...મને આવો અન્યાય ન કરો, તમે મને ખોટી સમજી લીધી છે !'

'ખોટી તો સમજી લીધી હતી–ઘણા સમય પહેલાં ! ઘણા સમય પહેલાં મારે તને સાચી સમજી લેવી જોઈતી હતી...મને પોલીસમાં જતો રોકીને તું ખરેખર કોનું હિત સાચવી લેવા માગતી હતી તે મારે સમજી લેવું જોઈતું હતું. તમારું ત્રણેનું હિત તેમાં જ હતું, ખરું ને ? તમારો આ ગલીચ ધંધો ચાલતો રહે, મારી નાદાન બહેનના ભોગે પણ ચાલતો રહે તેમાં જ રસ નહોતો, તને ?'

'આવા ખોટા આક્ષેપો ન કરો, સિદ્ધાર્થ !' ચારુ કરગરી પડી, 'સિદ્ધાર્થ, તમારો વિશ્વાસ ક્યાં ગયો ? મને ખોટી ન સમજો...હું દાવાપૂર્વક કહું છું સિદ્ધાર્થ, કે રૂપા વિષે જેટલી તમે તમારી પોતાની જવાબદારી માનો છો એટલી જ હું મારી જવાબદારી માનું છું. તમારા જેવી જ તેની ચિંતા મને રહે છે. ને એટલે જ આજે બપોરે હું ફાળ ભરી તેની પાછળ દોડી હતી.' અહીં એક ક્ષણ તે થોભી અને તરત જ બોલી, 'ના, ગઈ કાલે.'

તેને લાગ્યું કે, એટલું બોલતાં તેની તમામ શક્તિ જાણે ખર્ચાઈ ગઈ હતી. આખું શરીર સડસડાટ ખાલી થઈ ગયું હતું. હથેળીઓમાં, પગનાં તળિયાંમાં જાણે ખાલી ચડી ગઈ હતી. અચાનક સપનાંભરી ઊંઘમાંથી એક ઝટકે તેને ઝબકાવી દેવામાં આવી હતી. ને અણધાર્યો તેના મન પર ફટકો મારવામાં આવ્યો હતો. તેને લાગ્યું, આંખો જાણે પરાણે મીંચાઈ જતી હતી, એક વિચિત્ર પ્રકારની ઊંઘ આવી રહી હતી. ઓરડો જાણે ધીરે ધીરે ખસી રહ્યો હતો–ગોળ, ગોળ, ગોળ.

'ક્યારે તું રૂપાને મળી હતી ?' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો.

'બપોરે,' માથું ઝટકાવતી તે બોલી, 'ગઈ કાલે બપોરે.' એક હાથ તેણે કપાળ પર ફેરવ્યો–કંપતો હતો એ હાથ. તે બોલી, 'કાલે બપોરે મેં તેને અલકેશ સાથે જોઈ હતી. તે તેનાથી છૂટી પડી કે તરત જ હું તેની પાછળ દોડી હતી. મેં તેને સતત એક કલાક સુધી

સમજાવી હતી કે અલકેશ તેને લાયક માણસ નથી. પણ કોઈનું સાંભળવા જ એ તૈયાર નથી, ત્યાં શું થઈ શકે ?'

'કેમ ? મને ન કહી શકાય ?'

'કહેવાની જ હતી. પણ—'

'પણ પછી બીજો વિચાર આવ્યો કે ત્રીજો વિચાર આવ્યો કે ચોથો આવ્યો—કેમ ?...નવાં નવાં જૂઠાણાં શોધવામાં બહુ શક્તિ વેડફી નાખે છે તું ! તેં મને ન કહ્યું તો પણ મેં જાણી લીધું છે એ. અને હવે એ પણ સમજાય છે કે તારી એ લગ્નસંસ્થા એક નર્યું તૂત છે, ગેરમાર્ગે પૈસા કમાવાનું એક કૌભાંડ છે. અને હવે જો મને એ ખબર પણ પડશે કે એ કૌભાંડમાં તું પણ એક ભાગીદાર છે તો મને આશ્ચર્ય નહિ થાય–હરગીઝ નહિ થાય !...રૂપા જેવાં તગડાં ઘેટાં શોધી શોધીને તમે અલકેશને ધરી દો અને તે ડામીજ સિફતભેર બધું ઊન કાતરી લે !'

'ઓહ !' ચારુનું અંતર એક આક્રોશ ચિત્કારી ઊઠયું. અસહ્ય, અત્યંત અસહ્ય હતા એ હલકા, ઘાતકી, ગલીચ આક્ષેપો ! છેક તેના ચારિત્ર્યને આભડી જતા એ આક્ષેપોએ તેના લોહીને ઉકાળી નાખ્યું. એક પળ શ્વાસ થંભાવીને તે ટટ્ટાર થઈ ગઈ. આંખો સિદ્ધાર્થની આંખોમાં ખોડી દીધી. અને આવેશથી તૂટતા અવાજે બોલી :

'ઘેટું તો ઘણું સારું ગણાય, સિદ્ધાર્થ ! ઘેટાથી યે બદતર, બુદ્ધિહીન છે તમારી બહેન ! લાખ રોકવા છતાં, સમજાવવા છતાં સામેથી હલાલ થવા કૂદી પડે તેને કોણ બચાવી શકવાનું હતું ?... સાવ, સાવ બેવકૂફને કેવી રીતે બચાવે કોઈ ?' તેને શ્વાસ ચડી રહ્યો હતો. સહેજ હાંફતી તે બોલી :

'અને આટલા માટે જ તમે મને અર્ધી રાતે ઊંઘમાંથી જગાડી ? એ કહેવા માટે કે, વિભા અને હું દુનિયાભરની બેવકૂફ છોકરીઓને પકડવાની જાળ લઈને ફર્યા કરીએ છીએ–અલકેશ માટે ? ઓહ, ભગવાન ! તો પછી મને કહેવા દો સિદ્ધાર્થ, કે આખી દુનિયા કદાચ,



એવી જ સ્ત્રીઓથી ભરેલી છે; નાદાન, બેવકૂફ સ્ત્રીઓથી ભરેલી !... ને બધામાં સૌથી મોટી બેવકૂફ...સૌથી મોટી બેવકૂફ હું છું–હું પોતે ! જે તમારા કહેવાતા પ્રેમમાં આંખો મીંચીને કૂદી પડી...'

'કબૂલ !' સિદ્ધાર્થનો ઠંડો સ્વર સંભળાયો, 'ઘણી હોશિયાર, ઘણી દલીલબાજ તું છે–કબૂલ ! પણ આખા તખ્તાને ઊલટાવી નાખવાની કોશિષ ન કર. સ્વયં અપરાધી તું ઊલટો મને ગુનેગાર બનાવવાની યુક્તિ ન કર.' એકાદ ક્ષણ ચૂપ રહીને તે આગળ બોલ્યો, 'કારણ કે, તારા દાવા જેવી જ ખરેખર તું હોત, તો આ વાત તેં કદી મારાથી છુપાવી ન હોત. ક્યારની યે કહી દીધી હોત. એવી તક આજે પણ હતી. સાંજે જમતી વખતે પૂરતો સમય હતો, જો તારે મને કહેવું હોત તો. પણ તારે ક્યાં કહેવું હતું ? એટલે જ તું ચૂપ રહી હતી કે અલકેશ રૂપાને ફસાવતો રહે, તેને ચૂસતો રહે એ તારે માટે જરૂરી હતું, કેમ ?...એ ડામીજ સાથે તારું ગઠબંધન—'

'શટ અપ, સિદ્ધાર્થ !' ચારુ ચિત્કારી ઊઠી.

'ઓહ ! સત્ય આટલું બધું કડવું હોય છે ?'

'બસ, સિદ્ધાર્થ ! હદ થઈ ગઈ હવે. જો એ અસત્ય જ તમારે મન સત્ય હોય, તો હવે આપણે કોઈએ કોઈને કંઈ કહેવાનું રહેતું નથી !'

'હવે નિર્દોષતાનું કે એવું કોઈ નવું મહોરું મને ન પહેરી બતાવીશ ! કંઈ ફરક નહિ પડે ! તું ચાલાક, બેશક છે–પણ પૂરતી ચાલાક નથી.'

'ચાલાક ?' તીવ્ર આવેશ અને કારમી વેદના ચારુના હૈયાને ધગધગતી શારડીની જેમ વીંધી રહ્યાં હતાં, બાળી રહ્યાં હતાં. હૈયું વળ ખાઈ ખાઈને તરફડી રહ્યું'તું. અવાજ તૂટી જતો હતો, 'હું ચાલાક છું ?...ના, હું તો–હું જગતની સૌથી મૂર્ખ સ્ત્રી છું કે તમને મદદ કરવા તૈયાર થઈ !'

'સાચું એ હશે કે એ મદદ તું મને નહિ, તને પોતાને જ કરવા માગતી હોય!'

'શું મેળવવાનું હતું મારે?'

'એક માણસ! ધનવાન, સદ્ધર, પ્રતિષ્ઠિત માણસ, નામે સિદ્ધાર્થ! તને ખબર હતી કે તેના કરતાં વધારે સારો માણસ શોધવા તારે બહુ દૂર સુધી, બહુ લાંબી શોધ ચલાવવી પડે.'

'ઓહ! યુ વેઈન બ્રુટ!' દિલ અને દિમાગ બન્ને પરથી કાબૂ ચાલ્યો જાય, કોઈ રીતે કાબુ ન રહે, તેટલી ઘવાઈ ચૂકી હતી ચારુ. એટલી પીડાઈ રહી હતી કે, હવે વધારે ખમી શકે તેમ નહોતી. એટલી લૂંટાઈ ગઈ હતી કે, હવે ડરી શકે તેમ નહોતી. કંપતા અવાજે તે બોલી:

'જો એ જ સાચું હોય, તમારા જ મનનો એક હલકો, ગંદો વહેમ જ તમારું સત્ય હોય, તો સત્ય તમને કોઈ બતાવી નહિ શકે. તમારું ધન, તમારી સદ્ધરતા, પ્રતિષ્ઠા, બધું–બધું જ મુબારક તમને! મહેરબાની કરી મારી જિંદગીમાંથી ચાલ્યા જાવ...ફરી ન આવશો, ચાલ્યા જાવ!'

'ભલે!' વ્યંગભર્યું હસતાં સિદ્ધાર્થે કહ્યું, 'છતાં એ ચાલ્યા જવાનું સમયસરનું તો નહિ ગણાય. ઘણું મોડું ગણાશે. બહુ મોડો હું જાગ્યો. પણ ખેર, ભલે મોડી પણ આંખ તો ખૂલી. નહિતર, જિંદગીની સૌથી મોટી ભૂલ હું કરી બેઠો હોત!'

શબ્દો ચારુના હોઠ સુધી આવી ગયા: 'અત્યાર સુધી એ ભૂલ કરતા બચી ગયા હતા તમે–મારે લીધે. પણ હવે, અચૂક, એ કરશો.' પણ તે બોલી નહિ. તેની નજર સામે મૃગા તરવરી રહી. તેનો રૂપાળો ચહેરો, તેના રંગેલા હોઠ મરક મરક મજાક ઉડાવી રહ્યા હતા તેની. સહેજ વંકાઈને વ્યંગમાં ઝીણી થયેલી આંખો ક્રૂર ઉપહાસ વેરી રહી હતી તેના પર...સિદ્ધાર્થ હવે તેનો કોળિયો હતો!



જાણે તેના જ વિચારોનો પડઘો પાડતો હોય તેમ સિદ્ધાર્થ કડવાશભર્યું સ્મિત કરતાં બોલ્યો, 'મૃગા તદ્દન સંકુચિત છે, ઈર્ષાખોર અને ભોટ પણ છે. છતાં તારી લુચ્ચાઈ કરતાં તેની બાઘાઈ વધારે સારી, નહિ? બહુ બહુ તો તે મને કંટાળો આપે, પણ કદી છેતરે તો નહિ, કેમ?'

એકાએક, કોણ જાણે કેમ, ચારુને કશુંક થવા લાગ્યું. મનમાં જાણે કંઈક રહેંસાઈ રહ્યું હતું, મુશ્કેટાટ જકડીને જલાવી દેવાતું હતું. ને બચી જવા માટે તે મરણિયા પછાડા મારી રહ્યું હતું. જીવી જવા માટે જીવ પર આવીને મથી રહ્યું હતું–તેનો પ્રેમ, તેનો અને સિદ્ધાર્થનો પ્રેમ જીવી શકાય તો જીવી જવા ઝંખતો હતો. પણ એ શક્ય હતું હવે?...

ટાઢ ચડી હોય તેમ બેય હાથ ચુસ્ત અદબમાં વાળીને તે ઊભી રહી. થોડી વાર પહેલાંના ઉશ્કેરાટ અને આવેશનાં પૂર ઝપાટાબંધ ઓસરી ગયાં. અપમાનિત થયાની, અકલ્પ્ય અન્યાય થયાની એક ઝાંઝ મનમાં ચણચણી રહી હતી. પણ મન એક ઘેરી હતાશાથી ઘેરાઈ રહ્યું હતું. તેણે કહ્યું:

'મેં તમને છેતર્યા નથી, સિદ્ધાર્થ! એવો વિચાર મને સપનામાંય આવે નહિ. અલકેશ વિષે હું તમને કહેવાની જ હતી. પણ હું અચકાઈ ગઈ હતી કારણ, હું તેનાથી બહી ગઈ હતી. મને તેણે એવી ધમકી આપી હતી—'

'તું સારી વાર્તાઓ બનાવી શકે છે, પણ બાળકો માટે. મને વાર્તા ન કહીશ. કોઈ ચીજ તું મને ગળે નહિ ઊતારી શકે!'

'કોઈ ચીજ નહિ?' હતાશ ચારુ ધીમેથી બોલી, 'સત્ય પણ નહિ?'...વળી વળીને હૃદયમાં કોઈક ચીજ તડપી ઊઠતી હતી–તેને જિંદગીમાંથી ચાલ્યા જવાનું કહી તો દીધું આવેશમાં, પણ ચાલ્યો જવા દેવાશે તેનાથી? સાવ એમ ચાલ્યો જવા દેવાશે?...

નહિ તો પોતે શું કરે? શું કરી શકે તેમ હતી તે? તેને રોકી શકાય તેમ હતો કોઈ રીતે? કંઈ કરવા જેવું હતું, જે તે કરી ન છૂટી હોય?

લાલઘૂમ આંખોમાં બળતરા ઊઠી રહી હતી. ચહેરાની ચામડી જાણે દાઝી રહી હતી. સખત જોરપૂર્વક ઊભરાવા જતાં આંસુ પાંપણની પાળ સુધી આવીને થંભી ગયાં હતાં. દાંત વચ્ચે જોરથી દબાવી રાખેલા હોઠની આડશે ઊનાં ઊનાં ડૂસકાં દબાઈ રહ્યાં હતાં.

બારણું ધીમેથી બંધ થયું, ને સહેજ ઝબકીને તેણે ઊંચું જોયું. બારણાની આ તરફ તે એકલી જ ઊભી હતી. સિદ્ધાર્થ પેલી તરફ ચાલ્યો ગયો હતો–ઉંબરની બહાર નીકળી ગયો હતો.

તે વચ્ચે બારણું વસાઈ ગયું હતું.

બે, ત્રણ, ચાર સેકંડ ચારુ તે બંધ બારણાને શૂન્ય નજરે તાકી રહી.

એકાએક તેને લાગ્યું કે તેને ઠંડી લાગી રહી હતી, ખૂબ ટાઢ ચડી રહી હતી. બેય હાથ જોરથી અદબમાં દબાવીને તે પથારી તરફ ચાલી. અંદર આખા શરીરમાં ઠંડુ હિમ જેવું એક ભારે લખલખું ફરી વળતું હતું, ફેલાઈ રહ્યું હતું.

તે પથારીમાં ફસડાઈ પડી. સખત ટાઢ ચડી ગઈ હતી. તે સખત ધ્રુજી રહી હતી. જાણે એકાએક તે સાવ નંખાઈ ગઈ હતી. સાવ દુર્બળ, બિમાર થઈ ગઈ હતી. ટાઢથી હાડકાં હચમચી જતાં હતાં. જેમ તેમ કરીને તેણે ગોદડું ઓઢયું. ઉપર ગરમ રગ ઓઢી લીધો. પણ ઠંડી વધતી જતી'તી. હવે તો દાંત પણ કચકાટી કરી રહ્યા હતા.

તે પાછી ક્યાંક ઘેરી ઊંઘમાં, ઊંઘ જેવી કોઈ ગહેરી ઊંડાઈમાં ઊતરી રહી હતી.

ટૂંટિયું વાળીને ધ્રુજતી, ધીમા ઉંકારા કરતી તે પડી રહી.



## ❖ છવ્વીસ ❖

જગત જાણે ધૂંધળું થઈ જતું હતું. કંઈ દેખાતું નહોતું: આછા, અસ્પષ્ટ, આકાર કે અર્થ વગરના ઓળા જાણે ચીસાચીસ કરતા દોડી રહ્યા હતા. ચારુને અનહદ થાક લાગી ગયો હોય તેમ ઢીલી થઈ ગઈ હતી. હલ્યાચલ્યા વિના પથારીમાં પોટલું વળીને પડી રહી હતી. પેલા ઓળાઓ એક એકની પાછળ દોડી રહ્યા હતા. ઝડપથી ભાગતા હતા. દૂર દૂર નીકળી જતા હતા, ને કોણ જાણે ક્યાંથી પાછા આવી જતા હતા. વળી ભાગતા હતા...

ધૂળનો વંટોળિયો ચડતો હોય તેમ ઊની ઊની વરાળ અદ્ધર ચડી રહી હતી. પ્રચંડ જોરથી ઘૂમતી ચકરાવા લેતી હતી. તેમાં બધું ઓગળી જતું હતું, વરાળ થઈ જતું હતું બધું જ–સિદ્ધાર્થની સોડમાં લપાઈને જિંદગીની કૂણીકૂણી હરિયાળીમાં આળોટ્યા કરવાના રળિયાત મનોરથો, સિદ્ધાર્થની આંખોમાંથી વરસેલા પ્રેમના અમીએ પાંગરી ઊઠેલાં અજબ,

અવર્ણનીય સુખનાં સિંદૂરી સમણાં–બધું વરાળ બની ઊડી જતું હતું. અચાનક મનમાં આવીને વસી ગયેલાં રૂડાં અરમાનો અચાનક હિજરત કરી જતા હતા. ખાલી ઘરના ખંડેર જેવા મનમાં ચોપાસ સૂનકાર સુસવી રહ્યો હતો. હૈયું હિજરાતું, અવશ જાણે બબડતું હતું :

'ભલે !...નસીબે મને આ જ આપવાનું હોય, તો ભલે !... પણ હું સાચી છું, મારો પ્રેમ સાચો છે, મેં તેને જ ચાહ્યો છે. હૈયાના ધબકારે ધબકારે ચાહ્યો છે તેને. કોઈ જૂઠ નથી, કોઈ વંચના નથી મારા પ્રેમમાં, ને છતાં–છતાં ય હું અપરાધી છું; જૂઠી, દંભી, ઠગારી છું !...

નસીબ ! બીજું શું ? મારું એવું જ નસીબ હશે, બીજું શું ?...

ભલે એ ચાલ્યો ગયો. જગતમાં કોઈ પુરુષે પ્રેયસીને નહિ કહેલાં હલકાં વેણ કહીને ચાલ્યો ગયો. પ્રેમમાં કદી ન સંભવી શકે એવી હીણી શંકા કરીને ચાલ્યો ગયો...પણ એક વાર તેને સત્ય સમજાશે. એક વાર જરૂર આંખો ઊઘડી જશે. કોઈક વાર તો રૂપા સાથે તે વાત કરશે, ને ત્યારે તેની આંખનાં વરવાં પડળ ખસી જશે. પોતે જેવી છે તેવી–સચ્ચાઈ, પ્રેમ, વફાદારી પૂર્વક માત્ર તેની જ બની રહેલી પોતે–તેને જરૂર દેખાશે. અને ત્યારે તેનો અંતરાત્મા તેને માફ નહિ કરે–હરગીઝ માફ નહિ કરે ! કોચી ખાશે તેને ! સખત, સખત પીડી નાખશે તેને ! ને તેણે મારી પાસે આવવું પડશે. પોતાનાં અવિચારી પગલાં બદલ ભારોભાર પસ્તાવું પડશે, માફી માગવી પડશે...

...પણ પોતે તેને કદી માફ નહિ કરે ! તેણે જે હડહડતો અન્યાય કર્યો છે, જે હીન આક્ષેપો કર્યા છે તે પોતે શી રીતે માફ કરે ? શા માટે માફ કરે ? તેણે મારામાં અવિશ્વાસ કર્યો છે. એક સ્ત્રીમાં, સ્ત્રીના પ્રેમ–અને સચ્ચાઈમાં અવિશ્વાસ કર્યો છે. કયો હક છે તેને ? પુરુષ હોવાનું આવું વરવું ગુમાન ?...



ને છતાં સિદ્ધાર્થ, માત્ર સિદ્ધાર્થ સિવાય કોઈ વિચાર તેના મનમાં આવતો નહોતો. રાત સડસડાટ વીતી રહી હતી.

આખરે રાત પૂરી થઈ, ને બારીમાંથી ધસી આવેલા દિવસના પહેલા પ્રકાશે તેની રાતભર નહિ મીંચાયેલી આંખોને આંજી દીધી. રાતભર નાચતા રહેલા ચિત્રવિચિત્ર ઓળાઓ તત્ક્ષણ ઓઝલ થઈ ગયા.

આળસ મરડીને તેણે શરીરને એક–બે હળવા ઝટકા આપ્યા– કંઈક ખંખેરી નાખતી હોય તેમ. પથારીમાંથી નીકળીને ઝટઝટ ચાલતી તે બાથરૂમમાં ગઈ. ઝટઝટ બ્રશ કરીને રસોડામાં ગઈ. કાકીને ઊઠવા માટે સાદ કરતી ઝટઝટ ચા બનાવવા લાગી. ઝટઝટ જાણે શરીરને, મનને સ્ફૂર્તિ આપવા સભાનપણે મથી રહી. સ્ફૂર્તિ આવતી હોય તેમ તેને લાગ્યું પણ ખરું. અને જરાક હૂંફાળા પાણીએ ન્હાતાં ન્હાતાં જાણે પગથી માથા સુધી ચોંટી ગયેલું કોઈ અદશ્ય પડ ઘસાઈ ઘસાઈને ધોવાતું જતું હોય તેમ હળવી ને હળવી થતી ગઈ.

સાડા નવ વાગ્યે તે લક્ઝ્યૂરોની ઑફિસમાં પોતાની ખુરશીમાં હતી. આજે બધાં કામ ઝટઝટ, ચપળતાભરી ત્વરાથી કરવાનું જાણે મનમાં આપોઆપ નક્કી થઈ ગયું હતું. હાસ્તો. તો જ સ્ફૂર્તિ ટકી રહે ને ? ગમેતેમ કરીને ટકાવી લેવી જ જોઈએ ને ? નહિતર, રાતભર જે મૃત્યુ જેવી ટાઢીબોળ ઠંડક ભરાઈ રહી તે પાછી ફરી વાર...બાપ રે ! ના, ભગવાન, ના ! એ ફરી વાર સહન નહિ થાય. અસહ્ય છે એ, મૃત્યુથી યે બીધણ છે...

ઝટઝટ તેણે ટપાલ જોઈ નાખી. હાશ ! ખાસ્સા છએક પત્રો એવા હતા જેના વિગતે જવાબ લખવા જરૂરી હતા. નસીબ એટલું પાધરું હતું–વિગતો શોધીને જવાબો તૈયાર કરવામાં ઘણો સમય લાગી જાય તેમ હતું. મનને ફરજિયાત કામમાં રોકી રાખી શકાય તેમ હતું, રાત્રે પડેલા મરણતોલ ફટકાની કારમી વેદનામાં પાછું આજોટી પડતું રોકી શકાય તેમ હતું. હૃદયને કાબૂમાં રાખ્યે જ છૂટકો હતો, નહિતર

...નહિતર ચોક્કસ તે સખત રડી પડશે, નિરાધાર બાળકની જેમ છાતીફાટ રડી પડશે, દિવસભર રડતી રહેશે, ને તો ય હૈયાનો ભાર હળવો નહિ થાય...

અચાનક તેની નજર ફોન પર પડી. તેને લાગ્યું, જાણે ફોનને પોતાની હાલતની ખબર પડી ગઈ હતી. મોં વીલું કરીને તેની સામે જોઈ રહ્યો હતો. ચૂપ બેસી રહ્યો હતો. પળવાર ફોન સામે જોઈ રહીને તેણે નજર પત્રો તરફ ફેરવી, ને ત્યારે જ ફોન બોલી ઊઠયો. અચાનક જાણે હવા રણુકી ઊઠી. ચારુ ચોંકી ગઈ. ફોન ફરીથી રણુકી ઊઠયો. ચારુનું આખું શરીર જાણે ઘંટડીની જેમ રણુકી ઊઠયું. રીસીવર ઉપાડવા તેણે હાથ લંબાવ્યો. પણ આ શું? બેહદ કંપતો હતો એ હાથ...'સિદ્ધાર્થને એની ભૂલ સમજાઈ ગઈ હશે? ખૂબ, ખૂબ પસ્તાવો થયો હશે?...ફોનમાં તે શું કહેશે?...'

ભગવાન! ભગવાન! શેનાં ઘડયાં છે તેં માનવીનાં હૈયાં? રહેંસાઈ જાય, છૂંદાઈ જાય, સળગી જાય તો ય ધબકયા કરે છે!

ઉફ! પણ એ અવાજ સિદ્ધાર્થનો નહોતો. કોઈ બીજાનો હતો એ અવાજ. અજાણ્યો હતો ને એટલે નકામો હતો એ અવાજ. પણ એ અવાજ સાંભળી ચારુનું હૈયું હેઠું બેસી ગયું. શાંત પડીને સ્વસ્થ થઈ ગયું.

વાત પૂરી કરીને રીસીવર પાછું મૂકતાં તેને પોતાની જાત મૂર્ખ લાગી, તદ્દન મૂર્ખ. સિદ્ધાર્થ માફી માગવા તેને ફોન કરે, એમ? તે પોતે તરત જ તેને માફ કરી દે, નહિ? મૂર્ખ તો પોતે છે જ, મહામૂર્ખ પણ બની જાય, કેમ?

પણ હૈયું એના જુદા જ લયમાં ધબકી રહ્યું હતું. કહી રહ્યું હતું, 'તું મૂર્ખ હો તો ભલે હો, હું મૂર્ખ કદી ન બનું. સિદ્ધાર્થ જો એક વારે ય પસ્તાવો કરે, એક વારે ય સામે ચાલીને આવે તો હું દોડતું જોઈને તેને અર્ધરસ્તે જ મળું!'...



પછીનો આખો દિવસ ફોન પીડાજનક મૌન ધરીને બેસી રહ્યો. સાંજના પાંચ-સાડા પાંચ વાગતાં તો તે ઓફિસમાંથી નીકળી જવા અધીરી થઈ ગઈ. બહાર બીજું કંઈ કામ નહોતું. કયાંય બીજે જવું નહોતું. પણ ઓફિસમાં હવે બેસવું નહોતું, બેસી શકાતું નહોતું. ઓફિસ બંધ કરીને તે બહાર નીકળી, ને સીધી ઘરની વાટ પકડી.

ઘેર જઈને શું કરશે પોતે? ઘરમાં ગોંધાઈને તો ઊલટી વ્યગ્ર બનશે તે. વિચારો નાહક પીંખી ખાશે તેને. ઘેર તો ન જવું જોઈએ. બીજે ગમે ત્યાં જવું, ઘેર ન જવું જોઈએ...છતાં તે ઘેર જ પહોંચી —શા માટે? બીજે કયાંક જઈ શકતી હતી તે. હોટેલમાં, સિનેમામાં, દરિયા કિનારે ગમે ત્યાં જઈ શકતી હતી. પણ એવા કોઈ સ્થળે સિદ્ધાર્થ ફોન ન કરે ને? તે પસ્તાતો હોય, તેની માફી માગવા તલપાપડ થઈ ઊઠયો હોય તો ઘેર જ ફોન કરે ને?...

બીજે દિવસ કંઈક વધારે સ્વસ્થતા લઈને આવ્યો હોય તેવો લાગ્યો. ગઈકાલના તલસાટ, તરફડાટ જાણે હવે દેખાતા નહોતા. થાકી-હારીને જાણે મનને તળિયે ઊતરી ગયા હતા. મનમાં જ હતા, પણ અંદર ઊતરી ગયા હતા. ઉપર સપાટી શાંત હતી. રોજિંદુ જીવન ધીમે ધીમે ઘરેડમાં ગોઠવાતું જતું હતું.

બીજા ચાર દિવસ વીતી ગયા.

પાંચમા દિવસે તે વિભા પાસે ગઈ. તે રાત્રે જ વિભા જઈ રહી હતી. માધવ બધી તૈયારી કરીને કલાકેક પછી તેને લેવા આવવાનો હતો.

ચારુએ હસતા, આનંદિત ચહેરાવાળું મહોરું પહેરી લીધું. પોતાની દારુણ વેદનાની કથની વિભાને કહેવાનો કોઈ અર્થ નહોતો. કોઈ લાભ નહોતો. ઊલટું નુકસાન થઈ જાય તેમ હતું. વિભાનું હૃદય હજી કમજોર હતું.

'જો, અહીંની કંઈ જ ચિંતા કરીશ નહિ,' તેણે વિભાને કહ્યું,

'માધવ કહે ત્યાં સુધી ત્યાં રહેજે. એ તારો ડોક્ટર છે. તેનું કહ્યું માનવું જ પડે.'

'ના, રે ના,' હસી પડતાં વિભાએ કહ્યું, 'એ પોતે જ ત્યાં માત્ર પંદર દિવસ રહેવાનો છે. તેણે એટલી જ રજા લીધી છે. મને ત્યાં મૂકીને તે અહીં આવતો રહે એ હું શા માટે ચલાવું? ને આમે ય પણ હું તદ્દન સાજી જ છું. પંદર દિવસનો હવાફેર તો પૂરતો થઈ પડશે. હું પણ તેની સાથે જ પાછી આવતી રહીશ.'

ચારુ થોડી વાર વિભા સામે જોઈ રહી. જો કે દુબળી તો ઘણી લાગતી હતી, છતાં એકંદર શરીર પર, ચહેરા પર ઠીક ઠીક લોહી આવી ગઈ હતી. તેણે કહ્યું :

'ભલે, જે યોગ્ય હોય તે કરજે. પણ પંદર દિવસમાં જ પાછી આવી જવાનું અનિવાર્ય ન ગણી લઈશ. મેં તને કહેલું જ છે તેમ મારી સ્કૂલ શરૂ ન થાય ત્યાં સુધી તારી સંસ્થા સંભાળવામાં મને તકલીફ નહિ પડે.'

પણ તે સાચું નહોતું એ તેને ખબર હતી. છેક ઘેર પહોંચ્યા પછી પણ વિભાની સંસ્થાના વિચારો તેના મનને કીડીની જેમ ચટકા ભરતા રહ્યા. એ સંસ્થા સંભાળવામાં હવે જ તેને તકલીફ પડવાની હતી. હવે સંસ્થા પોતે જ એક મોટી તકલીફ બની રહેવાની હતી. એ સંસ્થામાં બેસીને રોજ રોજ તે સિદ્ધાર્થને યાદ કર્યા વિના રહી શકવાની નહોતી. તેની સાથે વીતાવેલી જીવનની મધુરતમ પળોને, તેની છાતીમાં મોં છુપાવીને સાંભળેલી અજબ મીઠપ-ઝરતી પ્રેમભીની વાતોને, તેના સ્પર્શે સ્પર્શે ઝણઝણી ઊઠેલી તનમનની વીણાના અદ્ભુત સંગીતને, ને નિંદરને વરણાગી રંગોથી સજાવી ગયેલાં સમણાંને રોજ યાદ કરીને હિજરાયા વિના તે રહી શકવાની નહોતી.

ને રોજ એકાદ વાર એમ બનતું, અચૂક બનતું. પછી દિવસ પસાર થઈ જતો. બીજો દિવસ આવતો, ને પહેલાંની જેમ પસાર થઈ જતો. પછી ત્રીજો, ચોથો...દિવસોનો ક્યાં દુષ્કાળ હોય છે?



દુષ્કાળમાં અધિક માસ ન હોય એ ય એક આશ્વાસન ગણાય. ચારુ માટે એવું એક આશ્વાસન હતું-અલકેશની ગેરહાજરી. આટલા બધા દિવસ સુધી એ અપશુકન આશ્ચર્યજનક રીતે તેના માર્ગમાં ગેરહાજર રહ્યું હતું. પણ તેમાં ય કદાચ, આશ્ચર્ય જેવું કંઈ નહોતું. કોઈક બીજા, વધારે હૃષ્ટપુષ્ટ શિકારને ગળી જવાની પેરવીમાં ક્યાંક પડી રહ્યો હશે. નહિતર એ અજગર સળવળ્યા વિના રહ્યો ન હોત.

રવિવાર પણ વીતી ગયો. આખું એક અઠવાડિયું વીતી ગયું. સોમવારે સવારે તે ઓફિસમાં જઈને બેઠી. આખો દિવસ ટેલિફોન ગમગીનીભર્યું મૌન ધરીને બેસી રહ્યો. સાંજ સુધીમાં તો તે થાકી ગઈ, હતાશ થઈ ગઈ. ખરખરો કરવા આવેલા કોઈ ત્રાહિત જેવું મોં કરીને તેની સામે તાકી રહેલા ટેલિફોન પર તેને ચીડ આવી ગઈ- જાણી બૂઝીને ચૂપ થઈ ગયો હતો, તેને પજવી રહ્યો હતો, દુત્તો!

રાત્રે તે ઊંઘી શકતી હતી પણ ત્રુટક ત્રુટક. અને ઊંઘ પણ સળંગ ઊંઘ ન રહેતી. ચિત્ર વિચિત્ર, બિહામણાં સપનાં રાતભર સામટાં ઉમટતાં રહેતાં, ને તે ઝબકીને જાગી જતી. એ રાતો કરતાં તો દિવસો સારા! કામમાં વીતાવી શકાતા. પણ રાતો દોહ્યલી હતી. મથી મથીને દિવસભર દૂર રાખેલા પ્રણયના રંગીન માયાવી વિશ્વનાં સંભારણાં રાત્રે ભૂતાવળની જેમ નાચી ઊઠતાં-હૂ...હૂ...હૂ...

બીજો રવિવાર ગયો ને બીજો સોમવાર આવ્યો. મંગળવારે વિભાનો પત્ર આવ્યો. વિભા મજામાં હતી-ખૂબ ખૂબ મજામાં. તે હોય જ ને? તબિયત સરસ હતી, ને ડોક્ટર પાસે જ હતો-તનનો ને મનનો ય ડોક્ટર. હરઘડી, હરપળ અવનવા ને અજબ ઈલાજો કરતો રહેતો હશે. પછી વિભા મજામાં જ હોય ને?...સારું વિભા, બહુ સારું. તું તો સુખી છે! સુખી રહે...

ને હજી અલકેશે દર્શન દીધાં નહોતાં કે નહોતા તેના કોઈ વાવડ! અજબ વાત કહેવાય. શું કરતો હશે તે આટલા લાંબા સમય

સુવા ? હજી રૂપાને ચૂસવાનું ચાલુ જ હશે ? કે સિદ્ધાર્થે રૂપાના પગમાં બેડી નાખી દીધી હશે ?...

જે હોય તે. હવે તેને શી તથ્યા ? સૌ સૌનું સંભાળે ને કર્યાં ભોગવે–તેને હવે શી નિસ્બત ? સિદ્ધાર્થે તો તેને કાપી નાખી હતી કોઈ ગૂમડાની જેમ, ને ફેંકી દીધી હતી નકામા જૂતાની જેમ. તેના પ્રેમભર્યા, વિશ્વાસભર્યા હૃદયને રહેંસી નાખ્યું હતું કસાઈની જેમ. આટલી અમથી દયા ય ન આવી નિર્દયને. તેનું ગમે તે થાય...તેને હવે શી નિસ્બત ?...

ખરેખર ? ખરેખર તેને કોઈ નિસ્બત રહી નહોતી હવે ? તો પછી હૃદયમાં રહી રહીને પીડાની આ તીણી શૂળ શા માટે ભોંકાયા કરે છે હજી ? શા માટે મન હજી ખેંચાઈ જાય છે તેના જ વિચારોમાં ? સિદ્ધાર્થનો, રૂપાનો, અરે, તેના પિતાનો ચહેરો ય કેમ નજર સામે તર્યા કરે છે વારંવાર...

સિદ્ધાર્થના પિતા ! ઓહ ! એ અદ્‌ભુત, ભલા માનવીના તો પગમાં પડી જવાનું મન થાય તેમાં નવાઈ નથી. કેટલા ભલા ! કેટલા માળ ! કેટલા અદ્‌ભુત સમજદાર માનવી છે ? ને તેમનો જ પુત્ર સિદ્ધાર્થ ?...

ત્રીજો સોમવાર. ઓફિસમાં જઈને ચારુ હજી ટપાલમાં મળેલા પત્રો જોઈ જ રહી હતી કે કોઈનાં પગલાંના અવાજે તેને ચમકાવી દીધી. તેણે ઊંચું જોયું. ઓહ ! વિભા ! વિભા પાછી આવી ગઈ હતી ! ખુશીના ભારે ઉમળકાભેર તે ઊભી થઈ ગઈ. ને આનંદભર્યા આશ્ચર્યથી તેને તાકી રહી.

‘આટલી બધી નવાઈ કેમ પામે છે ?’ હસતી હસતી અંદર આવીને વિભાએ કહ્યું, ‘મેં તો તને કહ્યું જ હતું કે પંદર દિવસે પાછી આવી જઈશ.’

સ્મિત કરતાં ચારુએ કહ્યું, ‘બરાબર છે. પણ મને શંકા હતી માધવ તને આટલી જલદી આવવા નહિ દે.’



‘તારી શંકા ખોટી નથી,’ વિભાએ ખુરશીમાં બેસતાં કહ્યું, ‘ડોકટર માધવ એમ જ ઇચ્છતો હતો કે હજી બીજા પંદર દિવસ હું એકલી ત્યાં રહું. પણ માત્ર માધવ એવું પણ ઇચ્છતો હતો કે હું તેની સાથે હોઉં.’ કહીને તે હસી પડી અને એકદમ ચારુનો હાથ પકડીને બોલી :

‘આમ જો, ચારુ. શું દેખાય છે ?’

ચારુએ તેની સામે ધરાયેલા વિભાના હાથ સામે જોયું. એક આંગળીમાં હીરાની વીંટી ઝગારા મારતી હતી. હર્ષ અને આશ્ચર્યપૂર્વક તેણે વિભા સામે જોયું. લજ્જાળુ સ્મિત કરીને વિભા નીચું જોઈ ગઈ.

‘ઓહો !’ ચારુ બોલી ઊઠી. ‘તો આમ વાત છે, ’ભા ? બધું પાકકું ?’

હસીને વિભાએ હકારમાં માથું હલાવ્યું.

‘તો હવે શરણાઈઓ ક્યારે વગડાવો છો ?’

‘એ હવે નક્કી કરીશું,’ વિભાએ કહ્યું, ‘બને તેટલું વહેલું.’

‘સરસ ! વિભા, બહુ જ, બહુ જ સરસ !’ ચારુને ખરેખર આનંદ આનંદ થઈ રહ્યો હતો. પળભર પોતાના દુઃખનેય તે ભૂલી ગઈ, ‘બહુ સારું થયું. મને બહુ ગમ્યું,’ભા !’

ઊભી થઈ જતાં વિભાએ કહ્યું, ‘ચાલ, ઓફિસ બંધ કરી દે. આપણે કાફેમાં જઈને બેસીએ. તને મારી જેમ ભૂખ લાગી છે ને ? ચાલ કંઈક સરસ જમીએ.’

કાફેમાં બારી પાસે એક ટેબલ પર બેસીને વિભાએ વેઈટરને ઓર્ડર આપ્યો. તે ગયો એટલે તેણે ચારુને કહ્યું :

‘મેં એવો વિચાર કર્યો છે ચારુ, કે આ સંસ્થા હવે બંધ કરી દેવી.’

ચારુ કંઈ બોલી નહિ, પણ તેની આંખોમાં સ્પષ્ટ વંચાતું હતું : 'હેં ?'

'હા, ચારુ,' વિભાએ કહ્યું, 'હવે એ ચાલુ રાખવા જેવું મને નથી લાગતું. આમે ય, આટલી મહેનત પછી પણ તેમાંથી કંઈ મહત્ત્વનું નિપજી શક્યું નથી. અને મને જાણવા મળ્યું છે તેમ જે નિપજ્યું છે તે જોતાં તે બંધ થઈ જાય એ જ સારું છે. ને બીજી બાજુ, મારે હવે તેની જરૂર રહેતી નથી. નવી જવાબદારી માથે આવ્યા પછી આ સંસ્થાની જવાબદારી ન હોય તે મારે માટે પણ ઇચ્છનીય છે.'

'ભલે,' ચારુએ કહ્યું, 'તારી એ વાત તો હું પણ કબૂલ રાખું છું. પત્ની અને માતા બનવું એ ફૂલટાઈમ જોબ છે. તેમાંથી સમય ફાજલ પડે જ નહિ.'

'તો તો તું પણ એમ જ કરીશ ને ?' વિભાએ મોં મરકાવતાં કહ્યું, 'ફૂલટાઈમ જોબ--'

'મારે હજી એવો વિચાર કરવાની જરૂર નથી,' ચારુએ કહ્યું, 'તારે જેમ માધવ હતા તેમ મારે કોઈ તૈયાર નથી.'

'નથી ?' હસીને આંખો ઝીણી કરતાં વિભાએ કહ્યું, 'તો ડૉક્ટર સિદ્ધાર્થ ખારાવાલા કયા રોગની દવા છે ?'

વિભાના અણધાર્યા સપાટાથી ચારુ ક્ષણેકવાર હેબતાઈ ગઈ, આંચકો ખાઈ ગઈ. ચહેરા પર બે, ત્રણ ચાર રંગો ઝડપથી દોડી ગયા. મનમાં એક ઝાંખો, ગમગીન ધ્વનિ ઊઠ્યો : 'કયા રોગની દવા !...દવા નહિ, વિભા, એ કયો રોગ છે, એમ પૂછ !'



## ❖ સત્યાવીસ ❖

સહેજ ચમકીને વિભા ચારુ સામે જોઈ રહી. સતર્ક બની જઈને તેની નજર જાણે ચારુના ચહેરાને તલેતલ તપાસી રહી. ઓપ ઊડી ગયેલા સોના જેવી તેની ત્વચા તેને એકાએક ઝંખવાઈ ગયેલી લાગી. નીચલો હોઠ જરાક કંપીને દાંત નીચે દબાઈ ગયો. આંખોની આસપાસ ઘેરાં કુંડાળાં દોરાયેલાં દેખાઈ રહ્યાં હતાં. નીચે ઢળેલી આંખો પર નમી ગયેલાં પોપચાં જોરથી ફરકી રહ્યાં હતાં. ને છાતીમાં જાણે ચરડ...ચરડ...કંઈક બળી રહ્યું હતું.

બળવાની વાસ જાણે નાકમાં પેસી ગઈ હોય તેમ જોરથી એક ઊંડો શ્વાસ બહાર કાઢીને વિભા તેની નજીક સરકી, અને બોલી :

'આ વાતમાં મેં પરાણે માથું માર્યું ન હોત, ચારુ. માધવે મને એ વાત કહી દીધી છે. પણ...તે વાત આવી નહોતી. એ વાત કરતાં સાવ જુદી જ કેમ દેખાય છે તું ?' પળ વાર ચૂપ રહીને તે ફરી વાર ચારુ સામે જોઈ રહી, અને પછી કહ્યું,

સાચું કહી દે, ચારુ આવી કેમ થઈ ગઈ છે? સિદ્ધાર્થ સાથે કંઈ... આઈ મીન, કંઈ બગડયું છે તેની સાથે?'

'કંઈ શા માટે?' ચારુનું મન કડવું ઝેર થઈ ગયું. 'તેને ને મારે કંઈ રહ્યું જ નથી હવે!'

વિભા એકદમ ટટ્ટાર થઈ ગઈ. ઉત્તેજાઈ જતા અવાજને દબાવી રાખતાં તેણે પૂછ્યું, 'મને સમજાયું નહિ, ચારુ. કંઈક સમજાય એવું બોલ. તમારે કંઈ નથી એટલે?'

'એટલે બીજું શું, વિભા?' ચારુએ નજર નીચી રાખી જવાબ આપ્યો. 'કંઈ જ નથી.'

વિભા જાણે હતાશ થવા લાગી, વધારે ગૂંચવાવા લાગી. તેણે પૂછ્યું, 'કેમ? હવે તું તેને ચાહતી—'

'હું ધિક્કારું છું તેને!' એકદમ ચારુ બોલી ગઈ, ને સાથે જ છાતીમાં અસહ્ય દાહ ઊઠયો. આંખોમાં આંસુ ધસી આવ્યાં.

'એમ જ હોય તો પછી આટલી લેવાઈ શાથી ગઈ છે? અરિસામાં જોયું છે હમણાં કદી?'

આંખો પર રૂમાલ દબાવવાના બહાને આંસુની ભીનાશ લૂછી નાખતાં ચારુએ કહ્યું, 'ના રે, વિભા. તને હું એટલી બધી દુબળી કેમ લાગું છું?...સહેજ દુબળી પડી છું એ સાચું છે, પણ તેથી તો હું ઊલટી સારી દેખાઉં છું, હવામાં ઊડી શકું એવી હલકી!'

'કાલે એ કરતાં ય હલકી બનશે, પરમ દિવસે વળી તેથીયે હલકી હાડપિંજર જેવી, નહિ?'

ચારુ કંઈ બોલી નહિ,

વિભા થોડી વાર તેની સામે જોઈ રહી. પછી વધારે નજીક સરકી અને તેનો હાથ પોતાના હાથમાં લીધો. એ હાથ પર પ્રેમથી પોતાનો હાથ ફેરવતાં તેણે કહ્યું :



'મને કહે, ચારુ. બધું જ કહે, સાચેસાચું. શું થયું છે?'

ચારુએ પોપચાં ઊંચકીને નજર વિભા સામે માંડી. ક્ષણ વાર અચકાઈ, દ્વિધામાં અટવાઈ–એ વાત, હૈયાને શારડીની જેમ વીંધતી એ વાત કહેવી? સમણાંના રળિયામણા મહેલને પલકમાં ધૂળમાં રગદોળી જનાર ભૂકંપ જેવી એ દારુણ ઘડીને ફરી તાજી કરવી? સિદ્ધાર્થના મોંએથી ટપકેલા, કાતિલ ડંખ જેવા હીણા આક્ષેપોની પીડા ફરી નવેસરથી ભોગવવી?..,

આખરે તે બોલી. ધીમા. થરકતા અવાજે, કોઈ અકલ્પ્ય કરુણાંતિકા જેવી એ વાત કહેતી ગઈ. બધું જ, જેમ બન્યું હતું તેમ કહી ગઈ, આરંભથી અંત સુધી.

વાત સાંભળતી વિભાની કરુણાભરી આંખો સ્તબ્ધ હતી, અપલક મંડાઈ રહી હતી ચારુ પર, અને ગળામાં ભારેખમ મૌન.

પણ ચારુને મનોમન વિસ્મય થઈ રહ્યું હતું. તેણે ધાર્યું ય નહોતું કે એ વાત કહી દેવાથી મન આટલું હળવું થઈ જશે! આખી વાતનું કડીબદ્ધ વર્ણન કરતાં કરતાં તેણે જાણે પરિસ્થિતિને નવેસરથી જોઈ હતી, નવા દૃષ્ટિકોણથી સમજી હતી! મનમાંથી કંઈક ભાર જાણે બહાર નીકળી ગયો હતો, ને સાથોસાથ નવી, કડવી વખ જેવી સરવાણીઓ ફૂટી રહી હતી!

વાત પૂરી કરતાં, સહેજ મોટા અવાજે તેણે કહ્યું, 'ભા, તેણે મારા પર હદ બહારના આક્ષેપો ર્ક્યા...તેણે માત્ર એટલું જ કહ્યું હોત કે, હું અલકેશ સાથે મળી ગયેલી છું તો એ વાતનું એટલું દુઃખ ન થાત. પણ...તેણે મારી નિયતમાં શંકા કરી કે મારો પ્રેમ, મારી વફાદારી બધું એક બનાવટ હતું, તૂત હતું તેને ફસાવવા માટેનું.' વળી તેની આંખો લાલ થઈને ઝળઝળિયે ભરાવા માંડી, 'એ જાણે હિરામાણેકનો ખજાનો ને હું તેને લપટાવવા ને લૂંટવા પ્રેમનું નાટક

કરતી હલકી, બજારુ ઓરત! ઓહ, ભગવાન! જેને સર્વસ્વ સોંપ્યું તેની પાસેથી જ આ સાંભળવાનું?...'

'હં...' તોલદાર, ઊંડો નિસાસો મૂકતાં વિભાએ કહ્યું, 'ખેર! દરેક પુરુષ પોતાના વિષે એમ જ માનતો હોય છે...ભલે માને. પોતાના વિષે ભલે ગમે તે માને, પણ સ્ત્રી વિષે ગમે તે માનવાનો અધિકાર તેને કોણે આપ્યો? એ અધિકાર તેને હરગીઝ, હરગીઝ નથી!'

થોડી વાર કંઈક વિચારમાં નીચું જોઈ રહીને તે ફરી બોલી, 'જોઈ લઈશું એને પણ!' અને પછી સીધું ચારુની આંખમાં તાકતાં પૂછ્યું, 'તું એમ માને છે કે, હવે એ પાછો મૃગાની સોડમાં ભરાશે?'

'ભરાય એ જ યોગ્ય છે!' ચારુ બોલી, 'એને જ લાયક છે એ! ઉકરડા પર માથું મૂક્યા વિના એને શાંતિથી ઊંઘ નહિ આવે!'

એકાએક તેનું ધ્યાન કાંડે બાંધેલી ઘડિયાળ પર ગયું. અરે! કેટલો બધો સમય નીકળી ગયો અહીં બેઠા બેઠા! એકદમ તે વિભા તરફ ફરી અને બોલી, 'ચાલ ઊઠીએ, 'ભા. કેટલું મોડું થઈ ગયું? તારે એક કલાક પહેલાં માધવને મળવાનું હતું એ પણ યાદ ન રહ્યું? ચાલ, જલદી કર. એ નિર્દોષને રાહ જોવાની સજા શા માટે?'

વિભા તેની સામે હસી—ભારે ભારે, અને ટેબલ પર બિલના પૈસા મૂકીને ઊભી થઈ. કાફેમાંથી બહાર આવીને બન્ને ચૂપચાપ ચાલતી રહી. થોડી વાર એમ ચાલ્યા પછી, ચારુના આગ્રહથી, વિભા ટેક્સી લઈને માધવ પાસે જવા નીકળી ગઈ. ચારુ એકલી એકલી થોડી વાર ઊભી રહી. મનને જાણે ખાલી ચડી ગઈ હતી.

રાત પડયા પછી, મોડી તે ઘેર પહોંચી ત્યારે મનનો ખૂણેખૂણો ખાલી પડી ગયો હતો. તોલદાર ખાલીપો મનને અકળાવી મૂકતો હતો.



આજે લાં...બા સમય પછી વિભા તેને મળી હતી. તેની એ અત્યંત પ્યારી સખી બેવડું નવજીવન પામીને પાછી આવી હતી. તેને હવે ભવિષ્ય હતું—ભર્યું ભર્યું, સોણલે સજાવેલું, સુખના ખીલેલા બાગ જેવું મહેકતું ભવિષ્ય.

ને પોતાને પણ ભવિષ્ય હતું—પણ કેવું? હૃદય પર જાણે ડામ ચંપાયો હોય તેવી તીણી એક વેદના ઊઠી. હૃદય પર હાથ દબાવતી તે આંખો મીંચી ગઈ.

o • o

અંધકારની આડશ લઈને રાત ચૂપચાપ સરકતી ગઈ—ઝમ્—ઝમ્ ઝમ્...ને અધીંરાતે ઊંઘે આવીને ચારુની બળતી આંખોનાં પોપચાં ધીરેથી બંધ કરી દીધાં. હાશ! થાકેલા, હારેલા, તૂટેલા તનમનને જરીક શાતા મળશે.

પણ મનને ચેન નહોતું. કરપીણ રીતે ઘવાયેલું મન રહી રહીને પીડાઈ રહ્યું હતું—પરેશાન, પરેશાન હતું. એ અસહ્ય પીડા, એ દારુણ દુઃખનો દેનાર સિદ્ધાર્થ મરક મરક હસતો તેની તરફ આવી રહ્યો હતો. હવે તો એ સાવ નજીક આવી ગયો. તેની ચળકતી, માંજરી આંખો હસી રહી હતી, તેના ઉપર બે-રોકટોક ફરી રહી હતી—મનફાવે ત્યાં!

આવતાં જ તેણે કહ્યું. 'અરે! તું હજી તૈયાર થઈ નથી? હાઉ બેડ ઓફ યુ, ડાર્લિંગ!' અને તેના ખભા પકડીને હલકો ધક્કો મારતાં કહ્યું, 'નાઉ હરી અપ, લીટલ એન્જલ! શેમાં મોડા પડવાનું આપણને નહિ પોસાય!'...અને પોતે કબાટ ઉઘાડીને ક્યાં કપડાં પહેરવાં તેની થોડીક મૂંઝવણ અનુભવતી એકાદ મિનિટ ઊભી રહી કે તરત જ બોલી ઊઠયો: 'અરે, ગમે તે પહેરી લેને! તારે કપડાંની નહિ, કપડાંને તારી વધારે ગરજ હોય છે—ખબર નથી? તું કંતાન ઓઢી લે તો કંતાન પણ દીપી ઊઠે—તારે લીધે!'

તેનું મોં લાલચોળ થઈ ગયું. લાજભર્યું હસી પડતાં તેણે ઝીણી આછી સોનેરી સાડી કાઢીને ઝટઝટ પહેરી લીધી. તૈયાર થઈને

સિદ્ધાર્થ પાસે આવી કે એ બોલી ઊઠયો, 'મેં નહોતું કહ્યું ? આ કંતાન પણ કેવું ઝીણી સાડી જેવું શોભી ઊઠયું છે ?''

ખીલખીલ હસી પડતાં, હસીને બેવડ વળી જતાં તેણે સિદ્ધાર્થનો હાથ પકડી લીધો, અને તેના પડખામાં લપાતાં બોલી, 'ચાલો, હવે ઉતાવળ કયાં ગઈ બધી ?'

થિયેટર ચિક્કાર ભરાઈ ગયું હતું. આવનાર હતા એ બધા કયારના ય આવીને પોતપોતાની બેઠક પર બેસી ગયા હતા. પોતે બે જ છેલ્લાં હતાં. ઝટઝટ અંદર આવીને ખાલી પડેલી બેઠકમાં ઘૂસી ગયાં. હાશ ! સમયસર પહોંચ્યાં તો ખરાં !...

પણ તેના મનમાં કંઈક ઉછળતું હતું, જોર કરીને ઊભરાવા જતું હતું. શી ખબર શું હતું એ !

સામે સ્ટેજ તરફ જ જોઈ રહેવા તે જેમ જેમ મથતી હતી તેમ તેમ તેનાથી બાજુ પર ફરીને સિદ્ધાર્થ સામે જ જોઈ લેવાતું હતું, એમ જોઈ લેતાં પકડાઈ જતી ત્યારે અમથું અમથું હસી પડાતું હતું. બસ, બીજું કંઈ સમજાતું નહોતું.

પણ આખરે તે જીતી. ત્રણ–ચાર–પાંચ મિનિટ સુધી એકધારી તે નજરને સ્ટેજ તરફ રાખી શકી. પડદો ઊંચકાઈ ગયો હતો.

અચાનક તેના કાનને સિદ્ધાર્થના હોઠ અડયા–ધીમા અવાજે તે ગણગણી રહ્યો હતો : 'આપણે ધ્યાનથી જોવાઈ રહ્યાં છીએ, બરાબર નોંધાઈ રહ્યાં છીએ કોઈની નજરમાં !'

'કોણ–મૃગા ?' ઝબકીને ચારુ તેના તરફ ફરી, 'કયાં છે ?'

સિદ્ધાર્થ ફરી તેના કાન સુધી ઝૂકયો અને બોલ્યો, 'જમણી તરફ... પણ જોજે, એ તરફ જોવાની ભૂલ ન કરતી !'

'સારું, નહિ જોઉં,'' કહીને ચારુએ મોં સ્ટેજ તરફ ફેરવ્યું. પણ મનમાં કંઈક જોર જોરથી કૂદી રહ્યું હતું. વળી વળીને જમણી



તરફ જરાક જોઈ લેવા દબાણ કરી રહ્યું હતું. ધબક, ધબક, ધબક કેવું જોરથી ધડકી રહ્યું. ધીરે રહીને તેણે નજર જમણી તરફ ફેરવી.

મૃગાની આંખો તેના પર મંડાઈ રહી હતી. ગર્વભરી, ચમકતી એ રૂપાળી આંખો તેના પર મજાક વેરી રહી હતી, હાંસી ઉડાવી રહી હતી તેની.

ચારુ સમસમી ઊઠી. કઈ....કઇ હેસિયત પર મલકાઈ રહી હતી તે આટલા અભિમાનથી !

અચાનક તેણે મૃગાની પાસે બેઠકમાં જોયું, ને ઓહ !.... આ—આ શું ? ? મૃગાની જોડાજોડ સિદ્ધાર્થ બેઠેલો હતો–અક્કડ અને દમામભેર !

'માય ગૉડ !' ચારુને સખત ધ્રાસકો પડયો. પળવાર શ્વાસ બેસી ગયો. હૃદય એક ધબકાર ચૂકી ગયું. પોતાની પાસેની ખુરસી ખાલી હતી ! સિદ્ધાર્થ ત્યાં નહોતો–કોઈ નહોતું !

ધક્–ધક્–ધક્–ધક્–હૃદય પાગલની જેમ દોડવા લાગ્યું. શ્વાસ છાતીમાં ભરાઈને ગૂંગળાવા લાગ્યો. આંખો ફાટીને જમણી તરફ ખોડાઈ ગઈ. એ સિદ્ધાર્થ જ હતો–તેનો સિદ્ધાર્થ ! મૃગા પર ઝૂકીને તેના ખભે હાથ વીંટાળીને મીઠું મીઠું મરકી રહ્યો હતો....

ચારુની છાતીમાં, ગળામાં ભારે રુંધામણ થવા લાગી. મગજ જાણે ચકડોળે ચડી ગયું. ચકડોળ ઘૂમી રહ્યો–ચક્કર, ચક્કર, ચક્કર...

મંત્રશક્તિથી ચોંટી ગઈ હોય તેમ તેની પહોળી આંખો ત્યાં ખોડાઈ ગઈ. સખત હેબત ખાધેલું દિલ જોરથી ધડકી રહ્યું. સિદ્ધાર્થે એક વાર તેની સામે જોયું—જાણે ઓળખતો ય ન હોય તેમ. અને પછી મૃગાના કાનમાં ઝૂકીને કંઈક કહ્યું. મૃગા તેની તરફ ફરી. તેની આંખો–ચહેરો બધું ફાટફાટ ગુમાનથી ઊભરાતું હતું. હોઠ વંકાઈને કાતિલ મજાકભર્યું હસી રહ્યા હતા.

ચકડોળ વધારે જોરથી ઘૂમવા લાગ્યો. ચારુને લાગ્યું, કોઈ તેને

પકડીને ફંગોળી રહ્યું હતું, રાક્ષસી તાકાતથી હવામાં વીંઝી રહ્યું હતું—ગોળ, ગોળ, ગોળ, ગોળ....

તેને ચક્કર આવવા લાગ્યા. આંખો મીંચીને તે પાસેની ખુરસી પર ઢળવા લાગી. એક હાથ ખાલી ખુરસીમાં ફરવા લાગ્યો—કશુંક ઝાલી લેવા, આધાર મેળવી લેવા. પણ ખુરસી એકાએક ઊંડીને ઊંડી જઈ રહી હતી. કેટલી બધી ઊંડી ખીણ હતી! અંદર જોતાં ય ચક્કર આવી જતા હતા. ડામર જેવા અંધારામાં કંઈ દેખાતું નહોતું. હાથ વ્યર્થ ફાંફાં મારતો ઝૂલી રહ્યો હતો. અંધારું ઠંડું થઈ રહ્યું હતું—બરફ જેવું ઠંડું, હાથ જાણે ઠીંગરાઈ જતો હતો, ખોટો પડી જતો હતો....

એકદમ ઝળાંહળાં પ્રકાશ થઈ ગયો, આંખોમાં ભોંકાઈ જતો પ્રકાશ! ચારુ ઝબકી ગઈ. સફાળી ચારે તરફ જોવા લાગી. ઓહ! એ તો વીજળીની બત્તીઓનો પ્રકાશ હતો. ઈન્ટરવલ પડી ગયો હતો, ને પોતે પ્રેક્ષકગૃહની બહાર આઈસ્ક્રીમ બાર પાસે ઊભેલી હતી.

તેનું મગજ હજી ઝણઝણતું હતું, જરા જરા ચકરાતું હતું. કંઈ પૂરું સમજાતું નહોતું. તેના હાથમાં આઈસ્ક્રીમ અને જ્યુસનો ગ્લાસ હતો—તેણે આસપાસ જોયું. કોણે આપ્યો'તો એ ગ્લાસ? શી ખબર!

અચાનક તેનું ધ્યાન પ્રેક્ષકગૃહના દરવાજા તરફ ખેંચાયું, ને ત્યાં જ ચોંટી ગયું. મૃગા અને સિદ્ધાર્થ ખિલખિલાટ હસતાં બહાર આવી રહ્યાં હતાં. સિદ્ધાર્થનો હાથ મૃગાના હાથમાં પરોવાયેલો હતો, ને સિદ્ધાર્થ જાણે હમણાં જ તેને ઊંચકી લેવાનો હોય તેમ મૃગા તેના પર ઢળી ગઈ હતી.

ચારુએ નજરને ત્યાંથી ફેરવી લેવા જોર કર્યું, પણ વ્યર્થ. કોઈ પ્રચંડ ચૂંબકે જાણે નજરને બાંધી લીધી હતી.

બન્નેની પાછળ પાછળ તેની નજર ફરતી ગઈ. ત્યાં નહોતું જોવું, નહોતું ઊભા રહેવું ત્યાં, ચાલ્યા જવું'તું ત્યાંથી...પણ તે જાણે જકડાઈ ગઈ હતી, માથાથી પગ સુધી જડ થઈ ગઇ હતી.



હવે સિદ્ધાર્થ કાઉન્ટર પર પીણાંનો ઓર્ડર આપી રહ્યો હતો. મૃગા બરાબર તેની જ સામે તાકી રહી હતી. વ્યંગભર્યું મરકી રહી હતી. ચારુ અંદર અંદર સમસમી રહી, કંપી રહી.

મૃગા હવે લચકતી ચાલે તેની તરફ આવી રહી હતી: તેનો શ્વાસ અદ્ધર થવા લાગ્યો. માથું સહેજ એક તરફ ઢાળીને વાળને હાથમાં રમાડતી મૃગા તેની સાવ પાસે આવીને ઊભી રહી ગઈ. નેણ ઉલાળીને હસી જતાં બોલી, 'હલ્લો, મિસ ચારુશીલા ઠાકોર! ઘણા લાંબા સમય પછી મુલાકાત થઈ!'

'એ સમય હજી યે ઘણો વધારે લાંબો હોત તો શું ખોટું હતું?' ચારુના મનમાં પડઘો પડયો. પણ અચાનક તેને લાગ્યું, તેનું શરીર ધ્રૂજતું બંધ થઈ ગયું હતું. ખેંચાઈ ને તંગ થઈ ગયેલી નસો ઢીલી, સ્વાભાવિક બની રહી હતી.

'હલ્લો!' તેણે મૃગા સામે સ્મિત કર્યું—ઢીલું ઢીલું, 'કેમ છો?'

'અરે, એ તે કંઈ પૂછવાની વાત છે, મિસ ચારુશીલા?' મૃગાએ હોઠ મરડતાં જવાબ આપ્યો, 'નરી આંખે જોઈ શકાય તેમ છે કે હું ખૂબ, ખૂબ, ખૂબ મજામાં છું!...તમે ન જોઈ શક્યાં?'

'બરાબર છે,' ચારુએ કહ્યું અને હોઠ કરડયો, 'જોઈ શકું છું.'

મૃગાએ માથું જરા વધારે નમાવ્યું, આંખો પલકારતી અર્ધી એક પળ ચારુ સામે જોઈ રહી, અને પછી મોટેથી હસવા લાગી. ખૂબ હસી:

ચારુનું મન ઘૃણાથી ભરાઈ ગયું, 'હટ! સા...' પણ એકદમ મન થંભી ગયું. નજર એકાએક મૃગાની પાછળ ફરી, ને સ્થિર થઈ ગઈ. બેય હાથમાં જ્યુસના ગ્લાસ પકડીને સિદ્ધાર્થ ત્યાં આવી રહ્યો હતો!

અવાક્ થઈને ચારુ જોઈ રહી. સિદ્ધાર્થ છેક પાસે આવીને ઊભો રહી ગયો. ચારુ તેને તાકી રહી.

'હલ્લો !' સિદ્ધાર્થે એક અછડતી નજર તેના પર ફેંકી અને જ્યુસનો ગ્લાસ મૃગા સામે ધર્યો.

'થેંક્સ, ડાર્લિંગ !' મૃગાએ નાજુક ટહૂકો કર્યો, ને ગ્લાસ લીધો.

ચારુ હજી સિદ્ધાર્થને તાકી રહી હતી. એવો ને એવો જ પાતળો સોટા જેવો દેખાતો હતો. ના, થોડોક જુદો દેખાતો હતો–થોડોક વધારે સૂકાઈ ગયેલો, થાકેલો હોય તેવો. પણ આંખો એવી ને એવી જ હતી. ઝગારા મારતી, ભૂખરા અંગારા જેવી. ઓપરેશન કરતી વખતે, આખો ચહેરો ઢંકાઈ ગયો હોય ત્યારે એ આંખો કેવી દેખાતી હશે ? ડરામણી, વિકરાળ !...પણ છેલ્લે તેના ઘેર પોતાને આલિંગનમાં જકડીને નજીક ને નજીક ઢળતા જતા તેના ચહેરામાં એ આંખો કેવી દેખાતી હતી ! ઊંડી, દરિયાની ગહેરાઈ જેવી, મીઠડી ને નશીલી... છેક પાસે આવી ગઈ હતી એ આંખો. શ્વાસ જાણે તેના ગાલને, હોઠને, ગરદનને હળવું હળવું સ્પર્શી રહ્યા હતા. પોતે ઘેનમાં પડી રહી હતી. ઊંડી ને ઊંડી ઊતરી જતી હતી, અને અચાનક, ઝણણણણ ટેલિફોન રણકી ઊઠયો હતો...

ચારુનો હાથ ધ્રૂજી ગયો. ગ્લાસમાંથી જ્યુસ ઢોળાઈને હાથ પર પડયો. છોભીલી પડી જતી, ગભરાતી, ગુસ્સે થતી તે મૃગા સામે જોઈ રહી : 'નાલાયક ! જતી કેમ નથી અહીંથી ? ચોંટી કેમ રહી છે હજી ?'...

ત્યાં જ મૃગા બોલી, 'અરે, મિસ ઠાકોર, તમે એક ખુશખબર સાંભળ્યા કે નહિ ? સિદ્ધાર્થ હોસ્પિટલના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાઈ ગયા !'

'જવા દે, મૃગા !' સિદ્ધાર્થ બોલ્યો, 'એ વાતમાં બીજાને શા રસ પડે ?'

'ઓહ, એમ ?' પરાણે સ્મિત કરતાં ચારુએ કહ્યું, 'કોન્ગ્રેચ્યુલેશન્સ ! તમારે જે જોઈતું હતું તે મળી ગયું !'

સિદ્ધાર્થ કંઈ બોલ્યો નહિ. સહેજ હોઠ હલાવ્યો અને ખભા



ઊલાળ્યા. ચારુ તેનો અર્થ સમજી શકી નહિ.

શો પાછો શરૂ થવાનો બેલ વાગ્યો. સિદ્ધાર્થે ઝટઝટ મૃગાનો હાથ પકડયો અને ખાલી ગ્લાસ બારના કાઉન્ટર પર મૂકીને ઝડપભેર અંદર ચાલ્યો ગયો. અંદર જતાં જતાં મૃગાએ પાછું વળીને એક વાર, ચારુ સામે જોઈ લીધું. તેના હોઠ પર નિર્દય હાંસી રમતી હતી.

ચારુ સ્તબ્ધ ઊભી રહી. બે ચાર પળ વીતી, ને તેના પગ આપોઆપ, અવશપણે પ્રેક્ષકગૃહ તરફ ચાલવા લાગ્યા. શા માટે ?... હવે શા માટે તે જઈ રહી હતી ત્યાં ?...શી ખબર ! તે ત્યાં જ જઈ રહી હતી.

પછી સ્ટેજ પર તેણે શું જોયું ? તેને ખબર નહોતી. પણ શો પૂરો થઈ ગયો હતો. પ્રેક્ષકગૃહના દરવાજામાંથી બહાર ઠલવાતા માનવ-પ્રવાહ ભેગી એ પણ બહાર નીકળી ગઈ. મગજ, ખાલી ચડી ગઈ હોય તેમ ઝણઝણતું હતું. પગ જાણે પરાણે ડગ માંડતા હતાં.

બહાર ધોધમાર વરસાદ શરૂ થઈ ગયો હતો. રઘવાયા લોકો વાહન મેળવવા દોડાદોડી કરવા લાગ્યા હતા. તેમના ધક્કા ચારુને વાગી જતા હતા. ધીમે ધીમે ચાલતી તે થિયેટરના ઝાંપા સુધી આવી, અને પછી શૂન્યમનસ્ક ઊભી રહી ગઈ.

અચાનક તેને ધક્કો લાગ્યો. તેણે તે તરફ જોયું. સિદ્ધાર્થ ઉતાવળો ઉતાવળો જઈ રહ્યો હતો. મૃગાને કહેતો હતો, 'તું અહીં જ ઊભી રહેજે, ડાર્લિંગ ! હું ગાડી લઈને અહીં જ આવું છું. તારે ભીંજાવાની જરૂર નથી !'...ને તે ભીડમાં ભળી ગયો.

ચારુએ બીજી તરફ મોં ફેરવ્યું. મૃગા તેની લગોલગ ઊભી હતી. હાથની કોણીનો એક હળવો હડસેલો મારતાં તેણે ચારુને કહ્યું :

'એક ખાસ, સૌથી અગત્યના સમાચાર તો તમને આપવાના રહી જ ગયા,' અને સહેજ થોભીને ઉમેર્યું, 'કાન બરાબર ખૂલ્લા તો છે ને ? આવતા સોમવારે મારાં અને સિદ્ધાર્થનાં લગ્ન નક્કી થઈ ગયાં છે. તકલીફ ન હોય તો જરૂર આવજો !'

ચારુના ગળામાંથી એક હેડકી જેવો અવાજ નીકળી ગયો. હૃદય જાણે ધબકતું બંધ થઈ ગયું. આંખો ફાટીને શૂન્ય થઈ ગઈ.

કારનો ઘરઘરાટ સંભળાયો. મૃગાંનો અવાજ સંભળાયો : 'બા...ય, મિસ ઠાકોર ! આવતો સોમવાર–યાદ રહેશે ને ?'...

ચારુ જડ બની ગઈ. પથ્થરના પૂતળાની જેમ અક્કડ ઊભી રહી ગઈ. કારનો ઘરઘરાટ થયો, ને દૂર દૂર જતો સંભળાતો બંધ થઈ ગયો. કાનમાં તમરાં બોલી રહ્યાં. જોર જોરથી તીણા અવાજથી કાનને ભરી દેવા લાગ્યાં. ત્રમ્–ત્રમ્–મ્...અવાજ મોટો ને મોટો થતો ગયો. ઊંચે ને ઊંચે ચડતો ગયો. ઓહ ! નથી સહેવાતો...નથી સહેવાતો આ અવાજ !...બંધ કરો...ભગવાનને ખાતર બંધ કરો આ અવાજ !...મારી નસો ખેંચાય છે...માથું ફાટી જશે...ઓહ ભગવાન ! બંધ કરો—'

એકાએક તીણી સીસોટીઓ વાગવા લાગી. સેંકડો સાયરન સામટી ગાજી ઊઠી. નસો તંગ થઈને તૂટું તૂટું થવા લાગી. હમણાં માથું ફાટી જશે. એ...ફાટ્યું...

તેના ગળામાંથી એક કારમી ચીસ નીકળી. 'બંધ કરો !...લો ! લો ! લઈ જાવ મને ! કાપી નાખો, રહેંસી નાખો, ટૂકડા કરી નાખો મારા...'

પળ વાર તે થંભી ગઈ. તેની આંખો વધારે પહોળી થઈ. તેણે ચીસ પાડી : 'લો, લઈ જાવ ! આવું છું...લઈ જા...વ !'

ને તેણે વરસતા વરસાદમાં દોટ મૂકી. રસ્તા વચ્ચે જઈને પાછી ઊભી રહી. ગોળ, ગોળ ઘૂમી. પાછી ઊભી રહી અને ખડખડાટ હસી પડી. હવામાં એ બિહામણું હાસ્ય ઘુમરાઈ રહ્યું–હા, હા, હા, હા, હા !...

શ્વાસભરી ચારુ જાગી ગઈ. છાતી ધમણની જેમ હાંફતી હતી. પરસેવો આખા શરીરે નીતરી રહ્યો હતો. પળ, બે પળ, ચાર પળ... તેણે આસપાસ જોયું. તેનું જ ઘર હતું. તેની જ પથારીમાં તે બેઠી હતી. તેણે પોતાના મોં પર, હાથ પર હાથ ફેરવી જોયો. તે તે જ હતી, સાજી સારી હતી. ભયાનક સપનું હવે ઊડી ગયું હતું.



## ❖ અઠ્યાવીસ ❖

ત્યાર પછી સમય વીતતો રહ્યો–સમયની જેમ.

સમય કદીક વીજળીની જેમ વહી જાય છે–આંખના પલકારે, તો કદીક હળવો, હળવો ઢસરડાતો જાય છે. પણ કદી કોઈના ય માટે થોભતો નથી, પાછું વળીને જોવા ય ઊભો રહેતો નથી.

આ પહેલાં કેટલો સમય એમ વહી ગયો હતો ? કેટલા યુગો વહી ગયા હશે આમ ને આમ ? ને છતાં ગઈકાલ જેવું જાણે કંઈ નહોતું. આજ, પછી આજ, ફરી આજ–સમય પાસે જાણે માત્ર આજ જ છે.

તો પછી ગઈકાલ શું હતી ? અને આવતી કાલ ?

કંઈ નહિ.

કંઈ નહિ ? કાલ એટલે કંઈ નહિ ?

ખરેખર, કંઈ નહિ ! કાલ હોય છે જ ક્યાં ?

ને છતાં માત્ર કાલમાં જ કૂટાયા કરતાં માનવીઓ અહીં છે ! ગઈકાલ ને આવતીકાલમાં

સતત ફૂટાયા કરે છે!

કેટલીક કાલ એવી યે હોય છે, માનવીને ફૂટી નાખે છે, અંધારિયા ખાંડણિયામાં ઘાલીને ખાંડી નાખે છે અને પછી કપડાં ખંખેરતી વહી જાય છે. જાણે આવી જ નહોતી!

એમ યુગો વીતી ગયા છે, યુગોના યુગો. તો પછી એકાદ મહિના જેટલા ટચુકડા સમયને વીતતાં કેટલી વાર?

એકની પાછળ એક, ત્રીસ આજ આવીને ચાલી ગઈ.

પણ તેથી શો ફેર પડે તેમ હતો? ચારુને માટે બધી આજ ગઈકાલ હતી. એક ભયાનક ગઈકાલ પાસે સમય જાણે થીજી ગયો હતો. પછી એક ડગલું યે આગળ ખસ્યો નહોતો...નહિતર, આજે પણ ચારુ એવી ને એવી શા માટે હોય–કોઈ ઇચ્છા વિનાની, કોઈ આશા, કોઈ ઇરાદા વિનાની?

એક વીજળી ત્રાટકીને પાછી વળી ગઈ હતી. એક પ્રચંડ સંહારક ઘાએ જીવનના લીલાછમ વૃક્ષને ઘડીમાં ઠૂંઠું બનાવી દીધું હતું–સૂકુંભઠ. એ ઠૂંઠું જો કોળી ઊઠવાનું ન હોય, તો સો–સો વસંતોની આવનજાવનનો ય શો અર્થ હતો? સેંકડો ને હજારો આજનો હવે શો અર્થ હતો?...

સમણાં! ખાલી સમણાં, સમણાં! તેનો કંઈ અર્થ ન થાય... તેણે જોયું'તું એ સમણું હતું? હજી ગઈકાલ સુધી પ્રેમના માયાવી સ્વર્ગમાં માણેલી અવર્ણનીય સુખ અને અનિર્વચનીય આનંદની એ બધી ઘડીઓ માત્ર સમણું હતી? બધી જ?...

હાસ્તો. એવું સુખ તો સમણામાં જ મળે. સાચેસાચી જિંદગીમાં સુખ ક્યાં હોય છે?

ને પેલું ભયાનક, અનર્થકારી, બિહામણું–એ પણ સમણું! કેવાં કેવાં વેણ બોલી'તી મૃગા?...'કાન બરાબર ખૂલ્લા તો છે ને? સોમવારે મારાં ને સિદ્ધાર્થનાં લગ્ન નક્કી થઈ ગયાં છે. તકલીફ ન



હોય તો જરૂર આવજે! આવતો સોમવાર–યાદ રહેશે ને, મિસ ઠાકોર?'

ના, ના!...હવે કંઇ યાદ નથી કરવું. ઠાલી યાદોનો શો અર્થ છે? ઝાકળના બિંદુમાં દમકતો આકાશી ચાંદ કોઈના હાથમાં આવ્યો છે કદી? તેને ઝાલી લેવાના, લઈને માથે પહેરી લેવાના મૂર્ખ અભરખાનો શો અર્થ છે?...

સમણાં! ગમે તેવાં સિંદૂરી, પણ આખરે તો સમણાં જ ને? એને ભૂલી જવાં જ સારાં...

પણ કોઈ ભૂલી શકે છે એને? તેનાથી ભૂલી શકાશે, એ ઊડી ગયેલાં સમણાંને?...

ભૂલી શકાય તો ભૂલી જ જવું. બધું ભૂલી જવું. સિદ્ધાર્થને પણ ભૂલી જવો. એ તો ગયો તેને છોડીને, એની યાદ કેમ જતી નથી?...

ઇરાદાપૂર્વક તે હવે લોકોને મળવાનું ટાળતી હતી–કોઈ ઇરાદા જ જાણે નહોતા હવે. વિભાને પણ તે મળતી નહોતી. વિભાના જીવનમાં તો નવી આજ ઊગી હતી, રોજ નવી ઊગવાની હતી. માધવ તેને મળી ગયો, સપનું ફળી ગયું. હવે બેય પરણી જશે વહેલાં વહેલાં, ને મજાનો એક માળો બાંધી લેશે. પછી ચાંચમાં ચાંચ પરોવીને પોઢી જશે તેમાં...તેમને સુખની નિંદર મળો!...

સમય એકધારો વીતતો ગયો, ને ચારુ એકધારી જીવતી ગઈ–રોજેરોજ જીવતી ગઈ, એકસરખી રીતે.

પણ એક દિવસ એ એકધારાપણું તૂટી ગયું. એક નવો દિવસ, નવો બનાવ લઈને આવ્યો. ઘણા દિવસથી તેને શોધવા મથતી, પણ શોધી નહિ શકતી વિભાએ આખરે તેને પકડી પાડી. પોતાના જ લગ્નની પોતે જ બધી તૈયારીઓ કરી રહી હોય–કોઈની ય મદદ વિના, ત્યારે ચારુને શોધવા સમય કાઢવાનું કેવું કપરું પડે?

...ળી ગઈ કે, તરત જ પ્રેમભર્યો રોષ ઠાલવતાં તેણે ... ગયું છે, ચારુડી?'

... જતી ચારુને રોકી દેતાં તેણે કહેવાનું ચાલુ ...ખબર છે. તારે મને કંઈ જ કહેવાની જરૂર નથી. ... ખબર હું મિનિટે મિનિટ રાખું છું. તારી ચિંતામાં ...ય પરેશાન રહ્યાં છીએ–આજ સુધી. ને તું એક છે કે, ...ય સંતાડતી ફરે છે અમારાથી. અમારો કંઈ વાંકગુનો?'

થોડી વાર થોભીને તેણે ચારુના મોં સામે જોયા કર્યું. પછી બોલી, 'ચાલ, હવે ઊઠ. ચા–પાણી તો પીવડાવ. બહુ દૂરથી આવી છું. તારી પાછળ પાછળ...કાકી કેમ દેખાતાં નથી?'

વિભાને ખાતર હસતી હોય તેમ મોં મરકાવતી ચારુ ઊભી થઈ. વિભાનો હાથ પકડીને તેને ઊભી કરતાં કહ્યું, 'મામાની તબિયત હમણાં સારી નથી રહેતી. તેમની ખબર પૂછવા ગયાં છે. છેક સાંજે મોડાં આવશે. ચાલ, રસોડામાં મારી સાથે.

ચા પીતાં પીતાં વિભાએ કહ્યું ત્યારે જ, આનંદ અને આશ્ચર્યના એક હળવા આંચકા સાથે ચારુને ભાન થયું કે તેની એ પ્યારી સખીનાં પરમ દિવસે જ લગ્ન હતાં. ને હર્ષભરી પહોળી આંખે વિભા સામે જોઈ રહેતાં તે બોલી:

'હેં? પરમ દિવસે જ?'

'કેમ, તને નવાઈ શાની લાગે છે, બુધ્ધુ?'

'કંઈ નહિ,' એકાએક હસી જતાં ચારુ બોલી, 'આપણે ઘણા વખતે મળ્યાં, નહિ?'

'આપણે નહિ,' વિભાએ ગાલ ફુલાવતાં કહ્યું, 'તું ઘણા વખતે મળી. જાણે તારે મન અમે કંઈ છીએ જ નહિ, કેમ? કંઈ વાંધો નહિ. અમે પણ જોઈ લઈશું તને...તને ભાન નહોતું કે, અમારે હવે જ તારી જરૂર પડશે? અમારે કેટલાં કામ એક સાથે આવી પડ્યાં



હશે તેનો ખ્યાલ તો કર. મારી સંસ્થાને ખરીદી લે તેવો કોઈ ગ્રાહક શોધવો, તેની સાથે માથાફોડ કરવી, સંસ્થાનો નિકાલ કરવો, અમારે રહેવા માટે એક સારું ઘર મેળવવું–આ મુંબઈમાં, અને પાછી લગ્નની તૈયારી કરવી– આ બધાં કામ કરતાં કરતાં બીજાં અગત્યનાં કામ પણ અમારે કરતાં જવાનાં. કેવી રીતે પહોંચી વળવું એકલે પંડે?'

'બીજાં અગત્યનાં કામ?' નેણને સહેજ અધ્ધર ચડાવતાં ચારુએ પૂછ્યું, 'એ કયાં કામ?'

'તારે એ જાણવાની જરૂર નથી,' મીઠું છણકાતાં વિભા બોલી, "તારે કંઈ જાણવાની જ કયાં જરૂર છે? હવે વધારે નહિ તો એટલું તો જાણી લે કે, પરમ દિવસે અમારાં લગ્ન છે. લગ્નમાં બીજાં ગમે તેટલાં આવે, તું નહિ આવે તો લગ્ન જ નહિ થાય, સમજી? લગ્ન અમારાં છે, પણ તેમાં યે અમારે સૌથી વધારે તારી જરૂર છે. કેટલી વહેલી આવી જઈશ? બોલ!'

હસીને તેને બાથમાં લઈ લેતાં ચારુએ કહ્યું. 'અરે, ભા! આવું શું બોલે છે? તારા લગ્નમાં હું ન આવું એવી કલ્પના પણ તું શી રીતે કરી શકે? ચાલ, અત્યારથી જ આવું છું. બે દિવસ તારાં કામમાં આવીશ.'

'ના,' વિભાએ આદેશ આપતી હોય તેવા કૃત્રિમ અવાજે કહ્યું, "અત્યારે તારે આવવાનું નથી, અત્યારે તો મારે માધવને લઈને એક ખાસ, ખાસ, ખાનગી કામ માટે જવાનું છે. એટલે તેમાં તું ન ચાલે.'

'મારાથી ય ખાનગી કામ?' ચારુએ પૂછ્યું.

'હાસ્તો,' વિભાએ કહ્યું, 'હોય, તારાથી ખાનગી કામ પણ હોય. માટે તું પરમ દિવસે સવારે વહેલી આવી જજે. આ કંકોતરી ખોઈ ન નાખતી. નહીંતર કયાં આવવું એ ખબર નહિ પડે તને!'

થોડી વાર બોલતી અટકીને તેણે ચારુના ખભે હાથ મૂકતાં કહ્યું, 'હું હવે જાઉં. એક બહુ અગત્યની ગોઠવણ કરવાની છે હજી. જો

કે, મોટાભાગનું તો માધવે નક્કી કરી નાખ્યું છે છતાં હું જાતે જઈને બધી ગોઠવણ બરાબર હોવાનું જોઈ લેવા માગું છું.'

'શાની ગોઠવણ? હું તેમાં કંઈ મદદ—'

'તારે તેમાં કંઈ કરવાનું નથી,' ઊભી થતાં બોલી, 'એ કામ મારે ને માધવે જ ખાસ કરવાનું છે. પણ તું સમયસર આવી જજે ચોક્કસ અને તું એક લગ્નમાં આવવાની છે એ ભૂલી ન જઈશ. મારા કરતાં તારો ઠાઠ જરાય ઊણો ઊતરવો ન જોઈએ, હા!' અને તે ગઈ.

ચારુએ વિભાની વાત બરાબર યાદ રાખી—વિભાની ઇચ્છાથી જ જાણે, તેણે સુંદર વસ્ત્રો પહેર્યાં, સુંદર શણગાર સજ્યા. ઘણી દોડાદોડી કરવા છતાં વિભા અને માધવ નજીકની કોઈ વાડી લગ્ન સમારંભ માટે મેળવી શક્યાં નહોતાં. જો કે જે નાનકડી વાડી તેમને આખરે મળી તે પણ બહુ સરસ હતી, ખરેખર સુંદર—પણ બહુ દૂર હતી.

પણ ચારુ સમયસર પહોંચી ગઈ. બીજાં પણ ઘણાં માણસો આવી ગયાં હતાં. માધવનાં સગાંવહાલાંનું તો ખાસ્સું એક ટોળું વતનમાંથી આવ્યું હતું. માધવે જાતે તે બધાનો પરિચય ચારુને કરાવ્યો. વિભાના પક્ષે માણસો ઓછાં હતાં. તેમનો પરિચય વિભાએ કરાવ્યો. પણ ચારુના ભારે આશ્ચર્ય વચ્ચે અલકેશ ત્યાં દેખાતો નહોતો. સહેજ અચકાતાં ચારુએ વિભાને પૂછી લીધું, 'અલકેશ કેમ દેખાતો નથી?'

વિભાના ચહેરા પર બે-ત્રણ રંગો આવીને ઊડી ગયા. સહેજ ભારે અવાજે તેણે કહ્યું, 'નથી. તેનો કંઈ પત્તો જ નથી. ક્યાં, શું કરતો હશે—શી ખબર?'

ચારુએ તરત જ એ વાત બંધ કરી દીધી. જો કે તેના મનમાં પણ, કારણ વિના, અલકેશ વિષે નવા નવા પ્રશ્નો ઊઠતા રહ્યા, ને જુદા જુદા જવાબો મળતા રહ્યા. પણ શી જરૂર હતી તેને એ બધા સવાલ-જવાબની? ને વિભાને ય શી જરૂર હતી એવા નપાવટ ભાઈની?...



લગ્ન-વિધિ શરૂ થઈ ગયો. વિભા સાચે જ જાજરમાન દેખાતી હતી, નવવધૂના રૂપમાં. બેશક તેનાં બહુ સુંદર વસ્ત્રો-આભૂષણોમાં તે હતી તે કરતાં વધારે સુંદર દેખાતી નહોતી. પણ તેની સુંદરતાનું બીજાને શું કામ? તેની સામે વળીવળીને જોઈ રહેતા માધવની નજર સામે એક વાર જોઈ લો. એ નજરમાં જગતનું સર્વસ્વ પામી લીધાની તૃપ્તિ હતી.

પછી ભોજન-સમારંભ શરૂ થયો. વિભા અને ચારુ પાછળથી છેલ્લે જમવાનાં હતાં. બીજા બધા જમી લે ત્યાંસુધી તેમને કંઈ કામ નહોતું. બંને એક દૂરના ખૂણામાં જઈને બેઠી.

ચારુનો હાથ પોતાના હાથમાં લેતાં વિભાએ કહ્યું, 'તું પણ હવે પરણી જજે, ચારુ.'

ચારુના હૃદયમાં એક ઠંડી બળતરા ઊપડી. મુખકળા જાણે ગ્રહણમાં ઝલાઈ ગઈ. પણ વિભાની જિંદગીનો આ સૌથી વધુ ખુશીનો દિવસ હતો. તેના એ દિવસને પોતાની ઉદાસી બગાડી ન નાખે એ તો જોવું જ પડે. લથડવા જતા મનને પાછું પકડી રાખતાં તે હસી, અને બોલી:

'બીજાનાં સગપણ સાટાં જોડવાનો ધંધો હવે તો તેં વેચી ચે દીધો, 'ભા. હવે થોડી ઘરડી થાય ત્યાં સુધી શાંતિથી જીવ્યા કર. ત્યાં સુધીમાં ઘણો અનુભવ મળી રહેશે.'

'તેનો અર્થ એ કે, માત્ર હું સુખી થઈ જાઉં એટલે સંતોષ માનીને બેસી રહું? ના, બા! સુખી થઈએ તો આપણે બેય થઈએ.'

'હું સુખી જ છું ને!' ચારુએ કહ્યું અને હોઠ કરડ્યો, 'મને ક્યાં કંઈ દુઃખ છે?'

'એમ નહિ,' વિભાએ કહ્યું, 'એવા ખોટા ખોટા, મન મનાવવાના સુખની હું વાત નથી કરતી.'

'મન અને સુખ અને...' ચારુ જાણે એકલી એકલી બોલતી હોય તેમ ગણગણી, 'શું છે એ બધું?' અને પછી કડવાશભર્યું

સ્મિત કરતાં ઉમેર્યું, 'જિંદગી એટલે જ મનમનામણું, એક જબર-દસ્ત મનમનામણું. નહીં ? એથી વિશેષ કોઈ શું કરી શક્યું છે જિંદગીમાં ?'

વિભાએ તેનો હાથ પકડી લીધો. સહેજ હસી જતાં બોલી, 'તું તો સાવ ફિલસૂફ થવા માંડી, ચારુ ! મને નો મારી ચારુડી ગમે, સૂકીભંઠ ફિલસૂફ ન ગમે !'

કોઈએ વિભાને સાદ પાડ્યો. ચારુનો હાથ પકડી તે ઊઠી અને બન્નેએ જમી લીધું.

પછી રિસેપ્શન હતું.–કલાકેક ચાલવાનું હતું. વિભાએ ચારુને કહ્યું હતું, 'ત્યાં સુધી તું સ્ટેજ પર મારી પાસે બેસજે.'

'પછી શો કાર્યક્રમ છે ?' ચારુએ પૂછ્યું હતું.

'પછી કંઈક છે ખરું.' વિભાએ કહ્યું હતું, 'માધવના મિત્રોએ કંઈક કાર્યક્રમ ગોઠવેલો છે. પણ બધું તદ્દન ગુપ્ત રાખ્યું છે–સડન સર્પ્રાઈઝ. માધવને ય કહ્યું નથી.'

'સડન સર્પ્રાઈઝ !' મનમાં પડઘા વાગોળતી ચારુ બેઠી હતી; 'કેવું હોય સડન સર્પ્રાઈઝ ?'

'તારે માટે એ ન હોય.' મનમાંથી જાણે કોઈ બોલ્યું, 'એના કરતાં ય સહસ્રગણા સર્પ્રાઈઝના આંચકા તું ખાઈ ચૂકી છે. હવે તારે માટે શું સડન સર્પ્રાઈઝ હોય !'

એકાએક તેના દિલમાં હતાશાનાં કાળાં વાદળ ઘેરાવા લાગ્યાં. કાળાં કાળાં બોજલ વાદળાં, જાણે છાતીને ભીંસવા લાગ્યાં. હૃદય બળવા લાગ્યું, એક ઊંડી, ધારદાર પીડા ભોંકાવા લાગી. માંડ માંડ સ્વસ્થતા ટકાવી રાખતી તે થોડી વાર ત્યાં બેસી રહી. પણ આખરે તેણે ઊઠી જવું પડ્યું. ઘડીકમાં મૃગા, તો ઘડીકમાં સિદ્ધાર્થના ચહેરા તેની નજર સામે નાચી રહ્યા. મનમાં પાછી ભૂતાવળ સળવળી ઊઠી. દૂર એક ખૂણામાં જઈને એક ખુરસીમાં તે બેસી પડી–ઉંધમુંધ.

અચાનક તેને લાગ્યું, કોઈ તેને બોલાવી રહ્યું હતું. તેણે આજુ-



બાજુ જોયું. રિસેપ્શન પૂરું થઈ ગયું હતું. વિભા તેની સામે ઊભી ઊભી તેને બોલાવી રહી હતી.

'અહીં કેમ બેસી રહી છે, ચારુ ?', વિભાએ કહ્યું, 'મારી સાથે ચાલ, જલદી. જરૂરી કામ છે.'

ચારુ ઊઠીને વિભાની પાછળ પાછળ ચાલી. થોડુંક ચાલીને વિભા ઊભી રહી. ચારુ તેની સાથે થઈ એટલે તેણે કહ્યું, 'સાંભળ ચારુ, અમારે વહેલી તકે અહીંથી છાનાંમાનાં છટકી જવું પડશે.'

'હેં ? છટકી જવું પડશે ? છાનાંમાનાં ?' ચારુની આંખોમાં પ્રશ્નો ચિતરાઈ ગયા.

'માધવના મિત્રોએ કાવતરું ગોઠવ્યું છે.' વિભાએ ધીમેથી કહ્યું, 'માધવને તેની ખબર ક્યારનીય પડી ગઈ છે. એટલે હવે તેમને સૌને છક્કડ ખવરાવવી છે.'

'કંઈ સમજાતું નથી,'ભા' ચારુએ કહ્યું, 'લગ્નમાં વળી કાવતરું શેનું ? છક્કડ શેની ?'

'કાવતરું એટલે ખરેખર કાવતરું નહિ,' વિભાએ હસી પડતાં કહ્યું, 'માત્ર ગમ્મત. તેમણે કંઈક એવું ગોઠવ્યું છે કે, બધા વચ્ચે અમારી સખત ગમ્મત ઉડાવાય. પૂરી વાત હું હજી નથી જાણતી, પણ એવું કંઈક છે. માધવને તેની ખબર છે. ને તેણે ય તૈયારી કરી રાખી છે. આ હોલનો પાછલો દરવાજો એક ગલીમાં પડે છે. ત્યાં કાર તૈયાર રખાવી છે. બધાં અમારી ગમ્મત ઉડાવવાની તૈયારી કરતા હોય ત્યારે જ ચૂપચાપ સરકી જવાનું છે. ત્યાં સુધી તું મારી સાથે રહે. ચાલ, જલદી, સમય ઓછો છે.'

હવે ચારુ હસી પડી, 'ઓહ ! મને તો એમ કે શું યે હશે.... માધવના મિત્રો બહુ પક્કા લાગે છે. પણ તેમને બિચારાને હવે ખબર પડશે કે, તેમની સામે ય મહાપક્કા છે—એક નહિ, બે !'

થોડી વાર ધીમે ડગલે ચાલીને બન્ને પાછળના બારણા તરફ સરકી.

વિભાએ કહ્યું, 'દિલગીર છું, ચારુ, આમ અચાનક તારાથી છૂટા પડી જવાનું થઈ ગયું.'

'એમાં દિલગીરી શા માટે? અત્યારે છૂટી પડશે, પણ પછી તો મળવાની જ છે ને!'

'એ તો છે જ,' વિભાએ કહ્યું, 'પણ હજી થોડી વાર તારી સાથે રહેવાયું હોત તો સારું હતું એમ થાય છે. ખેર! હવે તારો શો પ્રોગ્રામ?'

'કંઈ નહિ,' ખાલી જેવા અવાજે ચારુ બોલી, 'ઘેર કાકી નથી. એટલે મન નથી થતું ઘેર એકલી જવાનું.'

'એકલી જઈશ પણ નહિ, ચારુ,' વિભાએ કહ્યું ત્યારે બન્ને બારણાની બહાર નીકળી ગઈ હતી.

'તો? બીજું શું કરું?' ચારુએ પૂછ્યું.

વિભાએ તેની પાછળ નજર દોડાવી. બે-એક વાર ફરી ફરીને જોયું અને બોલી: 'માધવ હમણાં જ આવશે. કોઈનું ધ્યાન ન ખેંચાય તેમ તે નીકળી જવાનો છે.'

'ઓહ!' ચારુને પાછી એ ગમ્મતભરી વિચિત્ર રમત યાદ આવી ગઈ, તે હસી પડી. તેણે પૂછ્યું, 'તો પછી તે આવે ત્યાં સુધી હું અહીં રહું કે, ચાલી જાઉં?'

'અહીં ઊભી રહે, મારી પાસે જ. જાય છે ક્યાં?'

ચારુ ત્યાં ઊભી રહી. પાંચેક મિનિટ વીતી અને માધવ આવી પહોંચ્યો. મોં પર ઉત્તેજનાભર્યો આનંદ હતો.

'ચાલો, ભાગીએ હવે,' માધવે કહ્યું, 'હજી પાંચ-દસ મિનિટ કોઈને આપણા પલાયનની ખબર નહિ પડે. હજી તો બધા અંદર અંદર ગુસપુસ કરી રહ્યા છે-આપણી સામેના કાવતરાની. પાંચ મિનિટ પછી તેમનાં મોં જોવા જેવાં થઈ જશે...'

વિભાના મુખ પર એક ભરપૂર સ્મિત ફરક્યું. ચારુનું મુખ પણ મરકી ગયું. ત્રણેય ચૂપચાપ પાછલી ગલીમાં આવી ગયાં. માધવની કાર ત્યાં તૈયાર પડી હતી.



કાર પાસે પહોંચતાં માધવ ચારુ તરફ ફર્યો, અને બોલ્યો: 'અત્યારે તો અમે જઈએ છીએ. અમને યાદ રાખજો. અમે તો તમને ભૂલી શકીશું નહિ. ખાસ તો હું એ નહિ ભૂલી શકું કે વિભાને ખાતર તમે શું શું કર્યું છે!'

'નેવર મેન્શન ઈટ!' ચારુએ ભીના અવાજે કહ્યું, 'મેં કંઈ એવડું મોટું કરી નથી નાખ્યું.'

'અમને એ ખબર છે,' માધવે કહ્યું, 'અને વિભાને જેવી બહેનપણી માનો છો એવો જ મને પણ મિત્ર માનજો.'

'માનું છું જ.' ચારુએ કહ્યું. તેનો અવાજ ભારે થઈ રહ્યો હતો.

માધવે કારનું બારણું ખોલ્યું અને વિભાને અંદર બેસાડી. એક વાર પાછું વાળીને ગલીના નાકા તરફ નજર ફેરવી, અને બીજી તરફનું બારણું ખોલી સ્ટીઅરીંગ વ્હીલ પાછળ ગોઠવાયો.

ચારુએ વિભા સામે મોં મરકાવ્યું અને હાથ ઊંચો કર્યો. વિભાએ હસીને કહ્યું, 'જલદી પાછાં મળીશું, ચારુ, ભૂલી ન જતી.'

'હું તને ભૂલી જાઉં? શું બોલે છે?'

'ભૂલી તો ન જ જાય,' વિભાએ હસીને કહ્યું, 'પણ તો યે શી ખબર! ઘડીક પછી શું થશે એ તને ખબર છે? કોઈને ખબર હોય છે?'

ચારુ કંઈ બોલી નહિ. માધવ ચાવીઓના ઝૂમખામાંથી કારની ઇગ્નીશન કી શોધતો હતો. એક ચાવી શોધીને તેણે કાર સ્ટાર્ટ કરી, પણ વ્યર્થ, તેણે બીજી ચાવી શોધવા માંડી.

ચારુ વિસ્મયપૂર્વક તેને જોઈ રહી. આ માણસને કંઈ ઉતાવળ પણ નથી? હમણાં તેના મિત્રો દોડી આવશે અહીં, ને પકડી પાડશે- ધમ્યું સોનું ધૂળમાં!

બારી પાસે ઝૂકીને તેણે કહ્યું, 'શું થયું? ચાવી નથી જડતી? કાર તો તમારી જ છે ને?'

જવાબમાં માધવ હસ્યો. ચાવીઓનો એ ઝૂમખો બાજુએ મૂકીને ખિસ્સામાંથી બીજો ઝૂમખો કાઢ્યો. એક નજર ગલીના નાકા તરફ ફેરવી. અને ચાવી ઇગ્નીશન હોલમાં ભેરવી. કાર સ્ટાર્ટ ન થઈ.

'માય ગોડ!' ચારુનો જીવ ઊંચો થયો, 'કારને શું થયું અત્યારે જ?'

વિભા ઘડી માધવ સામે, ઘડીમાં ચારુ સામે, ને ઘડીમાં ગલીના નાકા સામે જોતી હતી. એકાએક તેણે માધવને હાથની કોણી મારી, અને ઘર્રર્રર્ર...કારનું એન્જિન ધમધમી ઊઠ્યું.

રાહતભર્યું સ્મિત કરતી ચારુ બારીમાંથી ખસી ગઈ. માધવે તેની સામે હાથ ઊંચો કરીને સ્મિત કર્યું. કાર ખસવા લાગી. ગલીના નાકે એક મોટી કાર અંદર પ્રવેશી રહી હતી. સાંકડી ગલીમાં માધવની કાર આગળ વધી. પેલી કાર નાકા પાસે ઊભી રહી ગઈ, ધીમી ગતિએ માધવની કાર પેલી કાર પાસેથી પસાર થઈ ને ગલીમાંથી નીકળી ગઈ મોટી કાર ધીમી ગતિએ અંદર આવવા લાગી–ધીમે, ખૂબ ધીમે...

ચારુનું મન જાણે ફરી ખાલી પડી ગયું. શૂન્યમનસ્ક, માથું નીચું ઘાલીને તે બારણા તરફ ચાલી.



## ❖ ઓગણત્રીસ ❖

ખાલી ઘરમાં નાનકડા અવાજના ય મોટા પડઘા પડે. ચારુના હૃદયમાં એક એક ધબકારો જાણે કાનમાં સંભળાતો હોય એટલો મોટો થતો હતો. આમ તો ક્યારનું ય ખાલી થઈ ગયું હતું–બેહૂદા, અસહ્ય આક્ષેપોના ડંખ દઈને સિદ્ધાર્થ ચાલ્યો ગયો ત્યારથી...પાછું આજે તે જીવતું થઈ ઊઠ્યું હતું. વિભાના લગ્ન નિમિત્તે હૃદયમાં જીવંત ભાવોની વસ્તી થઈ હતી. ભર્યાભર્યા ઘર જેવું બની ગયું હતું સવારથી.

પણ વિભા ય ગઈ, તેના માધવને લઈ ને, પાછું મન ખાલી થઈ ગયું–સૂનકાર અને ભેંકાર. અંદર માત્ર યંત્ર ચાલતું હોય તેવા ધબકારાના પડછંદા ગાજતા હતા. નીચું ઘાલીને તે બારણા સુધી પહોંચી, પણ ઓહ! બારણું બંધ થઈ ગયું હતું! કેમ? કોણે બંધ કરી દીધું?...

અચાનક એ સખત ઝબકી ગઈ. અચાનક પાછળથી કોઈએ તેના ખભા પર હાથ મૂક્યો.

ઝબકીને તે પાછળ ફરી, અને ઓહ ! આ...આ શું ?...

ધબાક્-ધબ્, ધબાક્-ધબ્, ધબાક્-ધબ્, હૃદય તીવ્ર વેગે દોડવા લાગ્યું. તેની સામે સિદ્ધાર્થ ઊભો હતો ! હા, સિદ્ધાર્થ ! !

માય ગોડ !...કેવી રીતે બની શકે ? જે દેખાતું હતું તે સાચું શી રીતે હોઈ શકે ?...

પણ એ હતું. એ સાચું જ હતું. દેખાતું હતું એ જ. સિદ્ધાર્થની જ આંખો તેની સામે મંડાઈ રહી હતી–સાવ નરમ અને પારદર્શક. એ જ હોઠ હસવા મથી રહ્યા હતા–વીલા વીલા, ને કાકલૂદીભર્યા.

'તમે–તમે અહીં...શા માટે ?...'

'ભૂલથી નથી આવ્યો. અમસ્તો યે નથી આવ્યો,' સિદ્ધાર્થે એક ડગલું આગળ આવતાં કહ્યું, 'તારી પાસે જ આવ્યો છું. ભગવાનનો પાડ, હું મોડો ન પડ્યો.'

'મોડા ?' ચારુ કંઈ જ સમજી શકી નહિ.

'હા,' ઘડિયાળ પર એક દૃષ્ટિ ફેંકતાં સિદ્ધાર્થે કહ્યું, 'બરાબર પાંચ મિનિટ પહેલાં મારે અહીં પહોંચવાનું હતું. પણ ગલીના નાકા પાસે જ ટ્રાફિક જામ થઈ ગયો.' સહેજ થોભીને હોઠના ખૂણા મરકાવતાં તે બોલ્યો, 'દૂરથી માધવને તેની કારમાં બેસતો હું જોતો હતો. પણ શું કરું ? કાર અંદર વાળી શકાય એટલી ય જગ્યા નહોતી.'

ચારુનું હૃદય હવે સ્વસ્થ થઈ રહ્યું હતું. આંચકો આવીને ઓસરી ગયો હતો. પણ વિસ્મય મનમાં સમાતું નહોતું–આ બધું શું બોલી રહ્યો હતો તે ?

'માધવને કાર સ્ટાર્ટ કરતાં બહુ વાર શા માટે લાગી એ વાત હું સમજાવું છું,' સિદ્ધાર્થે કહ્યું, 'હું અંદર આવું ત્યાં સુધી તેણે તને રોકી રાખી !'

'એટલે ?' ચારુના હૃદયમાં પાછો એક ધબાકો થયો, 'એટલે –માધવને ખબર હતી કે તમે અહીં આવવાના છો ?'



બંધ હોઠે હસી જતાં માથું હલાવીને સિદ્ધાર્થે કહ્યું, 'એ બન્નેને ખબર હતી.'

સ્તબ્ધ ! પળભર ચારુ તદ્દન સ્તબ્ધ થઈ ગઈ.

ને બીજી પળે તેને બધું સમજાવા લાગ્યું. વિભાના લગ્ન પછી એક કાવતરું જરૂર ગોઠવાયેલું હતું, પણ વિભા કહેતી તેવું નહિ, વિભા અને માધવ સામે નહિ...એ કાવતરું તેની જ સામે ગોઠવાયું હતું...

ફરી એ સ્વસ્થ થઈ ગઈ. સિદ્ધાર્થ સામે બરાબર જોતાં બોલી, 'તમારે ત્રણેએ આટલો શ્રમ વેઠવાની જરૂર નહોતી. કારણ, મારે તમને કંઈ જ કહેવાનું નથી !'

અને મોં ફેરવીને ચાલવા માંડી.

ઝડપથી સિદ્ધાર્થ તેની આગળ નીકળી ગયો. રસ્તો રોકીને આડો ઊભો રહ્યો. બોલ્યો :

'મારે તને કંઈક કહેવાનું છે, ચારુ. પહેલાં એ સાંભળી લે. પછી જવું હોય તો ચાલી જજે. હું તને નહિ રોકું.'

એક પળ, એક નાનકડી પળ, ચારુએ તેના ચહેરા પર નજર ઠેરવી. આર્દ્ર, સાવ દ્રવી રહ્યો હોય તેવો, આટલો નિમાણો થઈ ગયેલો એ ચહેરો પહેલાં કદી જોયો નહોતો. થરક્–થરક્–થરક્...કોઈ ઊંડા આવેગથી ગાલ જાણે ફરકી રહ્યા હતા. ચારુની છાતીમાં જાણે કંઈક ફરકવા લાગ્યું. સિદ્ધાર્થને હડસેલીને જતા રહેવાનું બળ એકાએક ઓસરી જવા લાગ્યું.

'અહીં ઊભા રહીને બધી વાત શી રીતે થાય ?' સિદ્ધાર્થે કહ્યું, 'તને વાંધો ન હોય તો—'

'મારો વિચાર હવે શા માટે કરો છો ?' ચારુના અવાજમાં તીખી મક્કમતા ઊપસી આવી, 'ઝાઝું કહેવાનું ય હવે શું રહ્યું છે ? કહેવાનું હોય તે કહી દો જલદી–અહીં જ !'

'માફી માગવા માટે ઘુંટણિયે પડતાં મને બરાબર આવડશે નહિ, ચારુ,' ભીના અવાજે સિદ્ધાર્થે કહ્યું, 'છતાં એથી જો તું નારાજ મટી શકે તો હું તૈયાર છું—અહીં જ !'

ચારુનું મન એકદમ પ્રવાહી બનવા માંડયું. તેને તે ગમ્યું નહિ, બિલકુલ ગમ્યું નહિ, તો યે પીગળવા માંડયું. ને તે મન સામે ઝઝૂમી રહી.

'એ જ કહેવું છે ને તમારે, કે રૂપા–અલકેશની બાબતમાં તમારી ગેરસમજ હતી ?'

'એ જ તો વળી ! એ જ મૂળ હતું ને બધી કમનસીબીનું !' સિદ્ધાર્થે કહ્યું.

'ના. માત્ર એ તેના મૂળમાં નહોતું,' ચારુએ કહ્યું, 'હકીકતે તો તમે પોતે જ તેના મૂળમાં હતા. તમારો મૂળભૂત સ્વભાવ તેના મૂળમાં હતો ! વિશ્વાસ, નિષ્ઠા, વફાદારી–કોઈ એવી ચીજ છે તમારા સ્વભાવમાં ? બતાવો !'

ધડાધડ તમાચા ઉપર તમાચા ચૂપચાપ ખાઈ લેતા માનવી જેવું મોં કરીને સિદ્ધાર્થ સાંભળી રહ્યો. માથું નીચું નમાવીને, દબાવી રાખેલા આવેશમાં માથું હકારમાં હલાવતો રહ્યો.

'ને એટલે તમે મારો ઉપયોગ કર્યો. માત્ર ઉપયોગ–મૃગાને ભગાડવા માટે.' ચારુનો આવેશ ઊંચે ચડી રહ્યો હતો.

'પણ તું કેમ સમજતી નથી ?' સિદ્ધાર્થ બોલ્યો, 'મૃગાને હું કદી ચાહતો નહોતો. પછી—'

'માટે જ તેની સાથે લગ્ન કરવાના છો–સોમવારે ?' તે બોલી ગઈ. પણ તરત જ હેબતાઈ ગઈ. આ શું થઈ ગયું તેને ? એ તો ...એ તો સપનું હતું !

ચૂપ, તે ઊભી રહી ગઈ.



સિદ્ધાર્થ સ્તબ્ધ થઈ ગયો. ચૂપચાપ તેની સામે તાકી રહ્યો– ખરેખર, તેણે જે સાંભળ્યા તે સાચે જ બોલાયેલા શબ્દો હતા ?

'હું લગ્ન કરવાનો છું ?' બે–ત્રણ પળ પછી સિદ્ધાર્થ બોલ્યો, 'કોણે કહ્યું તને ?'

'કોઈએ નહિ,' છોભીલી તો તે પડી રહી હતી. પણ તે છુપાવતાં તેણે કહ્યું, 'પણ કરવા ધારતા હો તો કરી શકો છો. કરવા જેવું શું છે એ સમજવા જેટલા બાહોશ તમે છો !'

'તેથી તો અહીં આવ્યો છું. જે કરવા જેવું છે તે કરવા,' કહેતાં સિદ્ધાર્થ વધારે નજીક આવ્યો, 'તારી વાત સાચી છે, ચારુ. મૃગા જેવી સ્ત્રીને જ લાયક છું હું. પણ કોઈક એવા ય નસીબદાર માણસો હોય છે જે તેમને લાયક ચીજ મેળવવામાંથી બચી જતા હોય છે. હું પણ બચી ગયો છું.'

'અભિનંદન !' ચારુએ કહ્યું, 'હવે હું જઈ શકું ?'

'ના, ચારુ,' સિદ્ધાર્થે કહ્યું. તેના અવાજમાં ભાર હતો, 'એવી રીતે તું ન જઈ શકે, મને છોડીને તું ન જઈ શકે, ચારુ !' અર્ધી-એક ક્ષણ તે ચૂપ રહ્યો. આર્દ્ર આંખો ચારુ પર ઠેરવતાં ભીના અવાજે બોલ્યો : 'હું તને ચાહું છું, ચારુ ! તને જ, તને જ ચાહું છું, ચારુ ! ...સાચું નથી લાગતું ?...શું કરું ? બોલ, શું કરું તો મારો પ્રેમ તને સાચો લાગે ?'...

એક ક્ષણ, ના, અર્ધી ક્ષણ ચારુનું અંતર ઊછળી પડવા માંડયું. વળ ખાઈને તડપી ઊઠવા લાગ્યું. શરીરમાં એક ધીમી કંપારી ફરવા લાગી.

પણ તે બોલી, 'વિશ્વાસ એ પ્રેમની પહેલી શરત હોય છે, સિદ્ધાર્થ. વિશ્વાસ વિનાનો પ્રેમ, પ્રેમ કેવી રીતે હોઈ શકે ? ને વિશ્વાસનો સદંતર અભાવ તમે કેટલો સ્પષ્ટ બતાવી ચૂકયા છો ?'

તે થોડી વાર થોભી. સિદ્ધાર્થ પણ ચૂપ રહ્યો. તે ફરી બોલી, 'આજ સુધી ક્યાં હતો તમારો પ્રેમ ?'

'તારી બધી વાત હું સ્વીકારું છું, ચારુ. હું કબૂલ કરું છું, એક બહુ ભારે, અક્ષમ્ય ભૂલ મેં કરી નાખી હતી. પણ સાચું માન, ચારુ, એ ભૂલ હતી–આંધળા આવેશમાં થઈ ગયેલી એક ભૂલ. ભૂલને મારો ઈરાદો ન ગણી લે...ત્યાર પછી અનેક, અનેક વાર મેં મારી જાત પર ફિટકાર વરસાવ્યો છે, ચારુ. તારી પાસે દોડી આવવા અનેક વાર તડપી ચૂક્યો છું, પણ મારી જાણે હિંમત ચાલી ગઈ હતી. જિંદગીમાં પહેલી જ વાર મને કોઈની શેહ લાગવા માંડી હતી–તારી શેહ લાગી રહી હતી, તારી પાસે આવવાની હિંમત થતી નહોતી.' પળ એ પળ થોભીને તે બોલ્યો, 'આખરે, ઘણા દિવસે એ હિંમત પણ મેં ભેગી કરી. તારી પાસે આવવા તૈયાર થયો, પણ ત્યારે જ ખબર પડી કે, હવે બહુ મોડું થઈ ગયું છે...હતાશા અને રોષમાં તું ખુદ તારા યે કાબૂની બહાર નીકળી ગઈ છે'...

કંઈ ખાસ ન સમજતી ચારુ પહોળી આંખે તેની સામે જોઈ રહી હતી, સાંભળી રહી હતી, શ્વાસ ઊંચે ચડી રહ્યો હતો. તે ગણગણી :

'ખબર પડી ?...કેવી રીતે ?'

'માધવ અને વિભા પાસેથી,' સિદ્ધાર્થે કહ્યું, 'તે બન્ને મને મળ્યાં હતાં, સખત શબ્દોમાં ઘણું કહ્યું હતું મને. અને મેં જ્યારે ભૂલ કબૂલ કરી, મારી હાલત તેમને જણાવી ત્યારે તેમણે જ મને તારી પાસે ન આવવા સલાહ આપી હતી...એ પછીના દિવસો મેં બહુ કઠણ વીતાવ્યા છે, ચારુ. પશ્ચાત્તાપ અને તરફડાટે મને ભઠ્ઠીની જેમ જલાવ્યા કર્યો છે. પણ તેનો કોઈ રંજ નથી. એ જ ન્યાય હતો,' તેનો અવાજ જાણે તૂટી રહ્યો હોય તેમ ધ્રુજી રહ્યો હતો, 'હું એને લાયક હતો, ચારુ'...



ચરડ...ચરડ...ચારુની છાતીમાં જાણે કંઈક બળવા લાગ્યું. પીગળી, પીગળીને જાણે કંઈક વહેવા લાગ્યું–ઊનું ઊનું. તેની છાતીમાં ડૂમો ભરાવા લાગ્યો.

સિદ્ધાર્થના ગાલ, આંખો, આખો ચહેરો જાણે રંગ બદલવા લાગ્યો–લાલચોળ થઈ ગયો. અંદર વલોવાતી હૈયાની લાલચોળ લોહીભીની વાત જાણે શબ્દો વગર બોલી રહ્યો–એ વાતનો અશ્રાવ્ય ધ્વનિ જાણે હૈયાને કંપાવી રહ્યો.

આભી બનીને ચારુ તે જોઈ રહી. માની ન શકાય તેવું હતું એ ! કલ્પી ન શકાય એવો, સાવ જુદો જ સિદ્ધાર્થ દેખાતો હતો તે ! તે બોલ્યો :

'મને સમજ, ચારુ. એક વાર મને સમજવા કોશિશ કર. એક વાર એ બતાવવાની તક આપ કે મેં સાચે જ તને પ્રેમ કર્યો છે. તને...માત્ર તને જ ચાહું છું, ચારુ !...કબૂલ કરું છું કે, મેં તને ભારે અન્યાય કર્યો છે, ને તેની સજા હું ભોગવવા તૈયાર છું. સજા કર, ચારુ ! પણ મને પાછો ન કાઢ !'

ચારુના મનમાં, આખા શરીરમાં કંઈક બહુ જલદ ઉકળવા લાગ્યું. કંઈક બહુ ભારે, બહુ ગરમ છાતીમાં ભરાવા લાગ્યું; ગળામાં ભીંસાવા લાગ્યું. ભારે મથામણ કરીને તેણે હોઠ ભીડી રાખ્યા. તેને લાગ્યું, કંઈ પણ બોલવા જતાં તેનાથી રડી પડાશે. છાતીફાટ રડી પડાશે.

'ચારુ,' સિદ્ધાર્થનો અવાજ સંભળાયો, 'હું તારે લાયક નથી ? ખેર !...છતાં એક વાર મારી સાથે ચાલ. મારા પિતા દહાણુથી અહીં આવી ગયા છે–ત્રણ દિવસથી. અત્યારે એ તારી જ રાહ જોઈ રહ્યા છે–એક વાર તને મળવા માગે છે. મારે ખાતર નહિ તો—'

'આવું છું,' ડૂસકું ભરતી હોય તેમ ચારુ બોલી, 'તમારે ખાતર જ આવું છું, સિદ્ધાર્થ !' મન પર કાબૂ લેવા એકાદ પળ

થોભીને તે બોલી : 'તમારી જાત વિષે આટલું નીચું ન માનો, સિદ્ધાર્થ ! હું અત્યારે જ તમારી સાથે આવું છું–સદાય સાથે રહેવા !...'

એ જ પળે સિદ્ધાર્થે તેનો હાથ પકડી લીધો. કોઈ ગજબ ઉત્તેજનાથી સખત કંપી રહ્યો હતો એ હાથ. એ કંપારી હાથ વાટે ચારુના શરીરમાં પ્રવેશી ગઈ, મનમાં ફરી વળી. ને સમગ્ર તનમન ઝણઝણી ઊઠયાં; અજબ અવર્ણનીય ભાવોના જબ્બર લોઢ ઊછળી પડયા.

તેને પડખામાં બેસાડીને સિદ્ધાર્થે કાર ગલીની બહાર કાઢી ત્યારે તેની વધારે નજીક સરકીને તેની છાતી પર હાથ ફેરવતાં ચારુએ કહ્યું, 'આટલા દિવસ તમારે બહુ હેરાન થવું પડયું ?'

'હા, પણ હવે તેનું કોઈ દુઃખ નથી,' એક હાથ તેની ફરતે વીંટાળતાં સિદ્ધાર્થે કહ્યું, 'જિંદગીનું સૌથી મોટું ઈનામ હવે મને મળી ગયું છે—મારી ચારુ મળી ગઈ છે !'

લાલઘુમ શેરડામાં મોં સંતાડતી ચારુ તેના પર ઝૂકી પડી.

ઘેર એ જ સુપરિચિત દિવાનખાનામાં કાગડોળે તેની રાહ જોઈને બેઠેલા સિદ્ધાર્થના પિતાનો ચરણસ્પર્શ કરીને ઊભી થતી ચારુને તેમણે કહ્યું. 'મને ખાતરી હતી જ, ચારુ, કે મારું વેણુ તું નહિ ઠેલે. મળવા આવશે જ. થોડી વાર મારી પાસે બેસ. મારે એક વાત તને પૂછવાની છે. પૂછું ને ?'

સેંકડો ભાવોની ભરતીમાં જાણે ડૂબી જતી હોય તેમ પળભર ચારુ ગૂંગળાઈ ગઈ. ગૂંચવાઈ ગઈ. માથું હલાવીને તેણે ના કહી.

'કેમ ?' ભવાં સહેજ અદ્ધર કરતાં પિતાએ પૂછયું, 'મારાથી પણ નારાજ છે ?'

હોઠ દબાવી દેતાં ચારુ બોલી : 'એવું ન બોલો, બાપુજી. મને શરમીંદી ન બનાવો...પણ હવે તો હું અહીં જ રહેવાની છું–હંમેશાં.



જે કહેવાનું હોય તે કહેવા માટે ઘણો સમય મળશે. જરૂર કહેજો. એ સાંભળવું મને ખૂબ ગમશે...'

પિતા એકદમ ખૂલીને હસી પડયા. ખુશખુશાલ ચહેરે બોલ્યા, 'તો હવે મારે કંઈ કહેવાનું નથી, જા ! તું બહુ સમજદાર છે, ખૂબ શાણી છે–તને શું કહેવાનું હોય ? બસ. આ ઘરને અને ઘરનાં સૌને હવે સંભાળી લે, વહેલી વહેલી !' તેમની પાસે ટાવકી થઈને બેઠેલી રૂપા પણ આંખો ઝીણી કરીને ખીલખીલ હસી પડી.

ત્યારે જ સિદ્ધાર્થ અંદર આવ્યો. અને ફોનની ઘંટડી રણકી ઊઠી. રીસીવર ઉપાડીને સિદ્ધાર્થ થોડી વાર કંઈક સાંભળી રહ્યો. સાંભળતાં સાંભળતાં 'હા' અને 'ના'ના ટૂંકા જવાબો આપતો મરકી રહ્યો. ને આખરે ફોન ચારુ તરફ ધરતાં બોલ્યો : 'વિભા અને માધવ...વાત કર.'

'કેમ છે, મિસ ચારુશીલા ઠાકોર ?' વિભાનો મજાકિયો સ્વર સંભળાયો, 'પહોંચી ગયાંને આખરે મંઝિલ પર ?'

'તું એક વાર મને મળને, દુષ્ટ !' કૃત્રિમ રોષ કરતાં ચારુએ કહ્યું, 'પછી જો તારી ખબર લઉં છું !'

'અમારો કંઈ વાંકગુનો ?' વિભાનો હસતો અવાજ સંભળાયો, 'છતાં ખેર ! તને મળવા તો અમે બન્ને તલપાપડ છીએ. હવે તમે બન્ને જેટલી ઉતાવળ કરો એટલાં વહેલાં હાજર થઈ જઈએ.' સહેજ થોભીને વિભાએ કહ્યું, 'અમારી કંકોતરીનો ડ્રાફ્ટ પણ નંબર વન છે ! એ જ ચલાવી લો, તો ઓર્ડર હું આપી દઉં ! વાડી પણ અમારાવાળી જ સરસ છે—શુકનિયાળ !'

લાજભર્યું હસી જતાં ચારુએ કહ્યું, 'અને વાડીની પાછળની ગલી પણ એ જ, અને તેમાંનું કાવતરું પણ એ જ—'

'ના, રે, ના !' વિભાનો અવાજ વચ્ચે સંભળાયો, 'વારંવાર કાવતરાં ગોઠવવાની અહીં કોને ફૂરસદ છે વળી ! ને હવે કાવતરું યે

કોને માટે ? એક તારું કાવતરું ગોઠવવાનું હતું તે ખુદ અમારાં લગ્નનાં કામ આઘાં મૂકીને ય ગોઠવી દીધું...હવે તો થાક લાગે કે નહિ ?'......

એકાએક ચારુના મનમાં ક્યાંકથી પ્રશ્ન ઝબક્યો. તેણે પૂછી નાખ્યું, 'અને ભા, અલકેશનો કંઈ પત્તો લાગ્યો ? જો કે તે જાણવાની કંઈ જરૂર નથી, પણ...'

'હા,' વિભાએ કહ્યું. તેના અવાજમાં કંઈક ન ગમતી બાબતનો અહેસાસ તરી આવ્યો : 'જાણવાની જરૂર ન રહી ત્યારે જ જાણવા મળ્યું, ચારુ કે તે યોગ્ય જગ્યાએ પહોંચી ગયો છે.'

'ક્યાં ?'

'પોલીસના હાથમાં !' વિભાનો રુક્ષ અવાજ સંભળાયો, કેરળમાં ઝડપાઈ ગયો. બનાવટી નોટોના કોઈ કૌભાંડમાં પડ્યો હતો.'

એક વિચિત્ર, સમજી-સમજાવી નહિ શકાતી ભારે લાગણી અનુભવતી ચારુએ ધીમે રહીને રીસીવર ક્રેડલ પર મૂકી દીધું, ને આસપાસ જોયું. ત્યાં સિદ્ધાર્થ હતો, રૂપા હતી, પિતાજી હતા, અને...અને ઘર હતું—તેનું પોતાનું ઘર !

(સમાપ્ત) 20695